# ઘરમાં વસાવવા જેવા ગ્રંથો

| પુસ્તકનું નામ અને વિગત | કિંમત |
| --- | --- |
| ઉપદેશસારસંગ્રહ-મહાત્મા તિરુવલ્લુવરનો વેદ તુલ્ય બોધ | ૧-૮ |
| આખ્યાનમાળા-ભાગ ૧ લો-બોધક આખ્યાનો | ૧-૦ |
| સ્વામી રામતીર્થ ગ્રંથ ૧ લો-એમના સદુપદેશ વ્યાખ્યાનો ૪ | ૩-૦ |
| ,, ,, ,, ૪ થો-વિસ્તૃત ચરિત્ર તથા વેદાંતના ઉપદેશો | ૩-૮ |
| વિવેકાનંદ-ભાગ ૮ મો-સ્વામીશ્રીના ઉપદેશો, ભક્તિયોગ | ૨-૦ |
| તુકારામગાથા-ગ્રંથ ૧ લો- / ,, ૨ જો- ભક્તિ, જ્ઞાન અને વૈરાગ્યપ્રેરક અભંગોનું સરળ ભાષાંતર | ૬-૦ |
| આદર્શ ચરિત્રસંગ્રહ-ભાગ ૨ જો-૭૦ ટૂંકા ચરિત્રો | ૨-૮ |
| આદર્શ દૃષ્ટાંતમાળા-ભાગ ૧ લો-બોધક ૪૨૪ ટૂંકા દષ્ટાંતો | ૧-૮ |
| ,, ,, ,, ૨ જો- ,, ૪૯૫ ,, ,, | ૨-૮ |
| ચૈતન્યમહાપ્રભુ-ત્રણ ગ્રંથો વિસ્તૃત ચરિત્ર (સચિત્ર) | ૮-૦ |
| સંત તુકારામ-મહારાષ્ટ્રના સુપ્રસિદ્ધ સંતનું ચરિત્ર | ૧-૦ |
| સ્વામીશ્રી બ્રહ્માનંદ ને શિવાનંદનાં ચરિત્રો | ૧-૬ |
| ભક્તચરિત્ર-ભક્તમાળમાં નહિ આવેલા ચરિત્રો | ૨-૮ |
| ટૂંકી વાર્તાઓ ગ્રંથ ૧ લો-સામાજિક નિર્દોષ ૬૬ વાર્તાઓ | ૨-૮ |
| ,, ,, ,, ૬ ઠ્ઠો-સર્વ માટે ઉપયોગી ૮૬ વાર્તાઓ | ૨-૮ |
| ભારતની દેવીઓ ગ્રંથ ૧ લો-પ્રાચીનયુગની ૧૦૩ સતીઓ | ૩-૦ |
| ,, ,, ,, ૨ જો-મધ્યયુગનાં ઐતિ૦ ૨૪૯ ચરિત્રો | ૩-૦ |
| ,, ,, ,, ૩ જો-મધ્યયુગ ને અર્વાચીન ૧૧૬ ચરિત્રો | ૩-૦ |
| પ્રીતમદાસની વાણી-ભજનો, ધોળ ચોપા, કક્કા મહિના ૪ | ૩-૦ |
| સુબોધપુષ્પવાટિકા (ગુલિસ્તાં)- મહાત્મા શેખ સાદીકૃત | ૦-૫ |
| સુભગસંગ્રહ ભાગ ૨ જો-દવાઓ ને જરૂરી માહિતી, ૧૪૮ લેખો | ૩-૦ |
| ,, ,, ૩ જો- ,, ,, ,, ૧૬૫ ,, | ૩-૦ |
| સાચું સ્વર્ગ-ભક્તિ ને જ્ઞાનવિષયક સાદી વાતો | ૨-૦ |
| સ્વર્ગની કૂંચી-સદ્વર્તન રાખવા શીખવનારો બોધ | ૨-૦ |
| સ્વર્ગની સીડી-મોક્ષમાર્ગ પ્રાપ્ત કરવાના ૧૭ પગથિયાં | ૨-૦ |
| સ્વર્ગનું વિમાન-ભક્તિના મહિમાના ૩૭૫ દાખલા | ૨-૦ |

# પારિજાત

જનસમાજને વિચારપ્રેરક વાચન પિરસવાના અભિલાષ સેવતું માસિકપત્ર

| | | |
|---|---|---|
| જેઠ, સં. ૨૦૦૫ | મે–'૪૯ | વર્ષ : ૨૬ અંક : ૮ |


## વારસો

જે લોકો કાન ઉઘાડા રાખીને ફરતા હોય છે તેમને એક ફરિયાદ વારંવાર ઘણાંખરાં વડીલો તરફથી સાંભળવા મળે છે કે પ્રજા દહાડે દહાડે બગડતી જાય છે.

આ ફરિયાદ સાચી હોવાનો સંભવ છે અને ખોટી હોવાનો પણ સંભવ છે. ખોટી હોવાનાં એટલા કારણ કે વડીલો પોતાની પ્રજા પોતાની રીતે જીવે, વર્તે એમ ઇચ્છતાં હોય છે. જ્યારે નવીન પ્રજા એના જમાનાની ટેવો, રહેણી પ્રમાણે જીવતી હોય છે. આવા રહેણીકરણીના બાહ્યભેદથી પ્રજા બગડતી જાય છે એમ માની લેવું તે વ્યાજબી નથી.

જમાનો એવો આવ્યો છે કે લોકો બગડયા વગર ન રહે. કળિયુગનો મહિમા છે. વર્ણાશ્રમ જેવું ન રહ્યું એટલે ગમે તેની સોબત થવા માંડી એટલે આવું ન થાય તો શું થાય? આવી સામાન્ય ફરિયાદ હોય છે. વળી જુદા જુદા દાખલામાં એવાં પણ કારણો હોય છે કે બાપ લક્ષ્મી મૂકી ગયો એટલે પ્રજા બગડી. પ્રજા અભણ, પાકી એટલે બગડી. આવાં અનેક કારણો ઉપર વિચાર કરતાં એમાં અપવાદ રૂપ બાદ કરતાં સત્યાંશ પણ દેખાય છે.

મૂળ કારણ એ છે કે જે પ્રજાને જેવો વારસો મળે તેવી એ પ્રજા ઘડાય. પરંતુ વારસા અંગે પણ આપણી દૃષ્ટિ અપૂર્ણ છે. ઉત્તમ વારસો કયો અને કનિષ્ટ કયો એ અંગે આપણે એટલા સુધી વિચારી શકયા છીએ કે પ્રજાને કેળવણી આપી ધંધે વળગાડવી

એ ઉત્તમ વારસો અને પ્રજાને અજ્ઞાન રાખી લક્ષ્મીનો વારસો આપી જવો તે કનિષ્ટ વારસો છે

આ વારસાથી ભાવિ પ્રજા ઉપર અસર થાય છે એ સાચું. પરંતુ એવા દાખલા પણ બને છે કે ઊલટી અસર જોવામાં આવે. વિદ્યા મેળવેલ પ્રજા દુર્ગુણી નીકળે છે અને નિરક્ષર પ્રજામાં પણ સદ્‌ગુણ જોવામાં આવે છે. વિદ્યા પામેલી પશ્ચિમની પ્રજા સદ્‌ગુણી છે અને હિંદની અભણ પ્રજા દુર્ગુણી છે, એવું કોઈ ધોરણ નથી ઊલટું આપણા દેશમા પ્રજામા પહેલા જે પ્રામાણિકતા, એકવચનીપણું, સહકારવૃત્તિ, ભ્રાતૃભાવ હતા તે આજે ઓછાં થયેલાં જોવામા આવે છે.

એટલે વિદ્યા એ જ ઉત્તમ વારસો છે એમાં સત્યાંશ છે પૂર્ણ સત્ય નથી વિદ્યાથી માણસની બુદ્ધિનો વિકાસ થાય છે, સારાસાર સમજવાની વિવેકશક્તિ આવે છે. જગતના અનુભવ મેળવવાનું સુગમ બને છે પરંતુ વિદ્યાથી જ્ઞાન આવે એટલે માણસ સદ્‌ગુણી બની જાય એવો કોઈ નિયમ નથી જ્ઞાનનું આચરણ એ જ સદ્‌ગુણ

જ્ઞાનને આચરણમા મૂકાવવાની શક્તિ સત્સંગથી વિકાસ પામે છે પરંતુ સત્સંગનો અર્થ અર્ધો કલાક દેવદર્શન કરવામાં કે કથાકીર્તન શ્રવણ કરવામા પરિસમાપ્ત નથી થતો એવા સત્સંગથી માણસમાં સદ્‌ભાવના જાગે છે એ સાચું, પરંતુ મોટા ભાગની એ સદ્‌ભાવના સ્મશાનવૈરાગ્ય જેવી નીવડે છે

એટલે સવાલ આવીને ઊભો રહે છે કે તો સાચો સત્સંગ કયો? અને તે છે, માણસને ચોવીસેય કલાક વિચાર આવે છે તે પોતાનો ધંધો જે માણસ પોતાના ધંધામાં કુ-સંગ કરતો હોય તેને બહારનો અર્ધો કે કલાકનો સત્સંગ શો લાભ આપે? એટલે જે પ્રજાનો ધંધો પ્રામાણિક, પ્રજાને ઉપયોગી અને શોષણ રહિત હોય તે પ્રજાને એના આચરણમાંથી જ સત્સંગ મળી રહે છે અને એ જ એનો ઉત્તમ વારસો છે

એટલે જો આપણે આપણી પ્રજાને સુધારવા માગતા હોઈએ તો આપણા કરતાં સારો જાતનું કામ—વ્યવસાય—તેને વારસામાં આપી જવું જોઈએ અને એ જ ઉત્તમ વારસો છે

नारायण

# જમણવારનું મહત્ત્વ

ઈશ્વર પેટલીકર

આપણા સામાજિક પ્રશ્નોમાં મુખ્ય છે લગ્ન અંગેની લેવડદેવડ. તે અંગે આ અગાઉના અંકમાં ચર્ચા કરી હતી. આ લેખમાં તે પછી જે પ્રશ્ન છે તે જમણવાર અંગે વિચાર કરવા વિચાર્યું છે.

જમણવાર બે પ્રસંગે જ્ઞાતિઓમાં થાય છે. એક શુભ પ્રસંગે અને એક અશુભ પ્રસંગે. શુભ પ્રસંગ એટલે લગ્ન, સીમંત, યજ્ઞોપવિત, વેવિશાળ વગેરે. અશુભમાં પ્રેતભોજન, શ્રાદ્ધ, વર્ષી, માસિયો વગેરે. તેમાં દિવસે દિવસે અશુભ પ્રસંગે થતા જમણવારો ક્ષીણ થતા જાય છે. એવા પ્રસંગે જમણવાર કરવો એ વ્યાજબી નથી એ ભાવના વધતી જાય છે.

પરંતુ શુભ પ્રસંગે—લગ્ન નિમિત્તે થતો જમણવાર દિવસે દિવસે વધતો જાય છે. અને તે એટલા સુધી કે સરકારનો ઘડેલો કાયદો, જમનાર અને જમાડનાર ગુનેગાર, ભંગ કરીને પણ લોકો જમ્યા વગર રહેતા નથી. સામાજિક કાર્યકરો એમ માનતા કે સરકારના કાયદા દ્વારા જો સહકાર મળે તો અમુક સામાજિક કુરિવાજો દૂર કરી શકાય. બાકી કેવળ પ્રચારથી લોકો ગ્રહણ કરતા નથી. અને તે રીતે બાળલગ્ન, એકપત્નીવ્રત વગેરેથી સુધારો પણ થયો છે—સંપૂર્ણ નહિ તો અમુક અંશે. અને જ્યાં બાળલગ્નનો ભંગ થાય છે ત્યાં ગરીબી અને અજ્ઞાનતા છે. બાકી બાહ્ય સ્થિતિમાં તે કાયદાનો ક્વચિત ભંગ થાય છે. એકપત્નીવ્રતના કાયદાની પણ અસર થઈ છે. પરંતુ સૌથી વિશેષ નિષ્ફળતા સરકારી કાયદાને મળી હોય તો એ જમણવારના કાયદાને. અને એનો ભંગ કેવળ અભણ કે અણસમજુ વર્ગે કર્યો છે એવું નહિ, પરંતુ એ કાયદા પસાર કરનાર ધારાસભ્યો, આગેવાનો, વકીલો, દાક્તરો, પ્રોફેસરો, લેખકો, તંત્રીઓ વગેરે વર્ગના લોકોએ પણ ભંગ કર્યાના દાખલાઓ ચોમેર જોઈએ તેટલા મળી આવે છે.

આપણાં શાસ્ત્રોએ, સંતોએ, ભક્તોએ, ઋષિઓએ સ્ત્રીને વગોવવામાં બાકી રાખી નથી. છેલ્લા પગથિયા તરીકે સ્ત્રી નરકની ખાણ છે એટલા સુધી કહેવાયું છે. અને છતાં બીજી બાજુએ જોઈએ તો, એ વગોવનારાઓને પણ સ્ત્રી વગર ચાલ્યું નથી. મા તરીકે, બહેન તરીકે, પત્ની તરીકે, પુત્રી તરીકે, શિષ્યા તરીકે, ભક્ત તરીકે, એમ જુદા જુદા રૂપે પુરુષનો સ્ત્રી સાથે

છે અને કડવા વેણે બળતામાં ઘી હોમ્યું છે. વળી એ બને કહીએ હારે તેવાં નથી. દરિયાની વિશાળતાને માટે કહેવાયું છે કે એ કદી છલકાય નહિ. છતાં દરિયાને નિયમિત મોટી ભરતી દ્વારા થોડા વખત માટે ય પેટમાંથી પાણી બહાર કાઢી નાખવું પડે છે, જ્યારે માણસના શરીરનો પેટનો ખાડો ક્યારે ય પુરાતો નથી! એ જ રીતે મોંનાં ડાચાં ખોલીને દુઃખી થાય, પણ ભૂખ થાકી છે એવું બનતું નથી!

જે સરકાર જમણવાર ઉપર પ્રતિબંધ મૂકે છે તેને પણ જમણવાર વગર ચાલતું નથી. દેશવિદેશના એલચીઓના માનમાં પાર્ટીઓ ગોઠવાય છે. દેશના જાણીતા માણસો માટે 'એટ હોમ' ગોઠવાય છે. વળી નવી પ્રથા તરીકે તો સ્વરાજ્યના આપણા ગવર્નર જનરલ અને ગવર્નરોએ પોતાના પટાવાળાઓ અને સ્ટાફ માટે 'એટ હોમ' પાર્ટી ગોઠવવાના નવા રિવાજો શરૂ કર્યા છે! એ જ રીતે જુદાં જુદાં મંડળો આપણી સરકારના પ્રધાનો પોતપોતાના શહેરમાં પધારે છે ત્યારે પાર્ટી આપે છે કારણ?

જમણનો સ્વાદ જમતાં સુધી હોય છે, પેટમાં ખોરાક બહુ બહુ તો ચોવીસ કલાક સુધી ટકે છે, પરંતુ એ પ્રસંગથી પેદા થયેલા અહેસાન, ભાવના, મૈત્રી, મિઠાશ કલાકો નહિ, અઠવાડિયાં નહિ પણ લાંબા સમય સુધી પહોંચે છે. જમણનો આ મહિમા આપણા પૂર્વજો નહોતા સમજ્યા એમ નહિ, પૂરેપૂરો સમજ્યા હતા—ડાંગે માર્યો માણસ ઊંચું જુએ, જમણે માર્યો નીચું જુએ. નીચું જુએ એટલે શરમ ભરવી પડે. અને એનો ઊંડો મહિમા સમજીને જ, ભાઈપિત્રાઈઓ સાથે કાયમ વસવાનું છે એટલે સ્નેહભાવ ટકાવી રાખવા, શરમ પાડવા, જુદા જુદા નિમિત્તે જમણવાર ફરજિયાત ગોઠવ્યા છે. એ વખતે ગામ, નાત, કુટુંબ, અને સગાંસાગવાં એ માણસની દુનિયા હતી એટલે એ જાતના જમણવાર હતા. આજે માણસ ઘર છોડી બહાર નીકળ્યો એટલે એ મર્યાદા વિકસી, સહધ્યાયીઓ, બહારના મિત્રો, નવા પાડોશીઓ, મંડળના સભ્યો, વગેરે રૂપ નવાં થયાં. એ બધાં સાથે સારો સંબંધ રાખવા, શરમ ઊભી કરવા, સ્નેહભાવ કેળવવા માણસ જુદાં જુદાં નિમિત્તે પાર્ટીઓના રૂપમાં જમણવાર આપવા લાગ્યો.

જમણવારના પક્ષે એક બીજો પણ મોટો લાભ છે એટલે એનું સ્થાન બીજું કોઈ લઈ શકે તેમ નથી. જમણવાર એટલે ભોજન, ભોજનદ્વારા સ્વાદ અને સ્વાદમાંથી આનંદ. આમ આનંદ આપવો એ જમણવાર પાછળ વૃત્તિ છે. આનંદ બીજા રૂપે પણ મળી શકે છે. સિનેમા જોવામાં આનંદ

દેશમાં સામાજિક ક્ષેત્રે જમણવારનું મૂલ્ય અંકાયું છે અને તેથી નાતવરાના રિવાજ ગોઠવેલા છે. પશ્ચિમમાં એ જ જમણવારે રાજકારણ અને આર્થિક ક્ષેત્રમાં મહત્ત્વનું સ્થાન લીધું છે. સામાજિક જમણવાર એટલે નાતવરા. રાજકીય અને આર્થિક જમણવાર એટલે પાર્ટીઓ, એટ હોમ. અને આપણા દેશમાં પણ જેમ જેમ રાજકારણ અને આર્થિક હિતો પ્રશ્નમાં પ્રવેશતાં જાય છે તેમ તેમ પાર્ટીઓ વધતી જાય છે. આપણા આગેવાનો જે પાર્ટીઓ આપે છે તેનું મૂળ રાજકીય છે. રાજકારણમાં ફત્તેહ મેળવવાનું સાધન પાર્ટીઓ છે. પરદેશથી આવતા ઓફસરીઓ પાસેથી પોતાના હિતનું કામ કઢાવી લેવા, તેના દેશનું દૃષ્ટિબિંદુ જાણી લેવા, જે કામ બીજો પરિચય નથી કરી શકતો તે પાર્ટીનું ટેબલ કરી શકે છે. અને તેથી જ ગવર્નર જનરલના પગાર કાપની પાર્લામેન્ટમાં ચર્ચા નીકળી ત્યારે પંડિત જવાહરલાલે કહ્યું હતું કે, ગવર્નર જનરલને ઘણાં ખર્ચ અણગમતાં હોય તો પણ કરવાં પડે છે.

જમણવારનું મહત્ત્વ દિવસે દિવસે ઘટવાને બદલે વધતું જાય છે. જમણ સામાન્ય રીતે દિવસમાં એક આપી શકાય. એમ હોય તો બે વખત આપી શકાય. પરંતુ એથી વિશેષ તો અને નહિ. આ સંજોગોમાં 'ચાપાણીનો નવો રસ્તો નીકળ્યો. ચાપાણી અને નાસ્તો, એ પાર્ટી એવી છે કે એને માટે માણસને ગમે ત્યારે આગ્રહ કરી શકાય. એથી માણસનું પેટ ભરાઈ જતું નથી અને ભોજનમાં સ્વાદનો જે આનંદ છે તે આમાંથી મળી રહે છે. એટલે જ્યારે માણસને ભોજનનો વખત ન હોય, સગવડ ન હોય એ સંજોગોમાં માણસને છળવાના નવીન સાધન તરીકે ચાપાણી, શરબત, આઇસ્ક્રીમ, સોડાલેમન વગેરે પીણાં નીકળ્યાં છે. અને નવીન નીકળતા જાય છે.

એટલે જમણવાર પાછળની સ્વાદવૃત્તિની ભાવના દિવસે દિવસે ઘટવાને બદલે વધતી જાય છે. અને તે એકલદોકલમાં વધે છે એવું નહિ પણ સમાજ આખાની વધતી જાય છે. એને જુદા જુદા નિમિત્તે આપણે પોષીએ પણ છીએ. રોજની એ વૃત્તિને આપણા સામાજિક કાર્યકર્તાઓ લગ્ન કે એવા સામાજિક પ્રસંગે ત્યજી દેવાની વાત કરે છે! સરકાર પણ અંકુશ મૂકવાના કાયદા કરે છે!

એટલે આપણા સૌની વિચારણા માગી લેતો સવાલ એ ઊભો થાય છે કે જો જમણનો સ્વાદ કંચન અને કામિની કરતાં ત્યજવો દુષ્કર છે અને તે કુદરતી હોઈ નિર્દોષ છે તો જમણવારના સામાજિક રિવાજને નાબૂદ કરવા પ્રયત્ન કરવો વાજબી છે? અને જે જમણવારમાં માણસને છેતરવાની ચાવી છે તે ચાવી ગુમાવવાથી સામાજિક સંબંધમાંથી મિઠાશ નહિ જતી રહે!

'આ બાબત અંગે આવતે અંકે વિચાર કરીશું.

# પ્રેમ—પારસમણિ

જશભાઈ પટેલ

બોદાલ તા. બોરસદમાં હરિજન કન્યાછાત્રાલય છે. સંવત ૨૦૦૪ના કાર્તિકથી, શ્રી જશભાઈ સાથે લગ્ન કર્યા બાદ શ્રી જયાબહેન ત્યાં ગૃહપતિ તરીકે કામ કરે છે. શ્રી જશભાઈ એ સ્થળને પોતાનું કેન્દ્ર સ્થળ રાખીને ગામડાઓમાં હરિજન કાર્ય કરે છે. પ્રેમ એ પારસમણિ છે અને માણસને વશ કરવાનું એક જ સાચું સાધન છે એ તત્ત્વજ્ઞાનનું મહાસત્ય અહીં અનુભવવાનું આપણને મળે છે અને બાળકો ઉપર એની કેવી જાદુઈ અસર થાય છે તે નીરખવાનું મળે છે.



અમે છાત્રાલય શરૂ કર્યું ત્યાર બાદ થોડા વખતે અમે બાળાઓને બોરસદમાં ચરોતર વ્યાયામ વીરોની હરીફાઈ જોવા લેઈ ગયેલાં. બાળાઓ તરસી થઈ. મેં બહાર વૉટરવર્ક્સનો નળ હતો એ બતાવ્યો. બધાં ગયાં તો ખરાં, પણ એક બાળાએ કહ્યું—અલીઓ, એ તો ભંગીનો નળ છે! અને બધી બાળાઓ પાણી પીધા વિના ટપોટપ પાછી વળી ગઈ. મેં એ નળેથી પાણી પીધું પણ મારું કોઈએ અનુકરણ ન કર્યું અને તરસ્યાં બધાં મોટરમાં બેસી છાત્રાલયે આવ્યાં.

આ બનાવે અમને વિચારમાં નાખી દીધાં. છાત્રાલયમાં ભંગી સિવાયની વણકર, ગરોડા વગેરે કોમની બાળાઓ હતી અને ભંગી કન્યા મેળવવા અમે પ્રયત્ન કરતાં હતાં. માંડ માંડ પ્રયત્ન કરી અમે એક ભંગી કન્યાને તૈયાર કરી હતી પરંતુ ઉપરનો પ્રસંગ બનતાં વિચાર આવ્યો કે જો એ બાળાને દાખલ કરીશ તો બીજી બાળાઓ ચાલી જશે તો! વિચાર તરફ તો એમ પણ થયું કે ભલે એક ભંગી કન્યા રહે અને બીજી જતી રહે! પરંતુ સાથે બીજો પણ રસ્તો સૂઝ્યો—એ ભંગી કન્યાને છાત્રાલયને રસોડે ન જમાડવી, પોતાના ઘરના રસોડે જમાડવી અને રાખવી પણ પોતાની સાથે. અને તે નિર્ણય કરીને એ ભંગી કન્યાને છાત્રાલયમાં દાખલ કરી અમારે રસોડે જમાડી—એક જ ટંક. રાત્રે બાળાઓની સભા થઈ. સૌએ ચર્ચા કરી. ૯થી ૧૩ વર્ષની ઉંમરની લગભગ બધી બાળાઓ.

એક જણ બોલ્યું 'જશભાઈ અને બહેન (જયાબહેન)ને વાંધો નથી, એ નથી અભડાતાં તો આપણે શું કામ અભડાઈએ!' અને ભંગી કન્યાને

આશ્રમના રસોડે જમાડવા સૌ સંમત થયાં. એક સૂચન એમાં એવું આવ્યું કે, એને જરા દૂર જમતી વેળાએ બેસાડવી.

અમે એનો અસ્વીકાર કર્યો—તમારે જમાડવી હોય તો જરા પણ ભેદ-ભાવ રાખ્યા સિવાય જમાડવી પડશે. સમજ પણ પાડી.

બીજે દિવસે બધી બાળાઓ સાથે અને જે બાળાને વાંધો હતો તેની જોડમાં જ એ બાળાને બેસીને જમતી અમે એને જોઈ!

[ ૨ ]

આજે (તા. ૧૯-૪-'૪૯) એક ભવ્ય પ્રસંગ બન્યો. બાળાઓ શાળામાંથી એકાએક વહેલી આવી. બધી લૂગડાં ઉતારવા લાગી. કોઈકે એમના ચાર, આઠ આના જમા હતા તે માગ્યા.

મેં પૂછ્યું : 'પણ છે શું?'

'અરે જશભાઈ! મંજુલા તો ખૂબ રડે છે.'

'પણ છે શું એ તો કહો. બધાનાં મો વીલાં કેમ થઈ ગયાં છે?'

છેવટ મોટી મણી બોલી : 'મંજુલાના દેશમાં દુકાળ છે. નિશાળમાંથી અમે બધાં ગામમાં લૂગડાં, પુળા (ઘાસ) ઉઘરાવવા ગયા હતાં. મોટો ઢગ કરી દીધો છે. મંજુલા બહુ રડે છે.'

હું રસોડામાં જમતો હતો. મને સમજ પડી ગઈ કે દુકાળ રાહતનું કામ શરૂ કર્યું છે તેની નિશાળમાં પ્રવૃત્તિ ચાલતી હતી. એટલામાં કેટલીક બાળાઓ ઘરનાં એકની એક જોડ કપડાં બતાવી અમને કહે—આ કપડાં અમે શાળામાં આપી દઈશું.

મને એ વિચાર ઠીક ન લાગ્યો. બાળાઓ માંડ એક જોડ કપડાં ઘેરથી લાવે છે. એમનાં કપડાં અમારે દાનમાં રકમ કે કપડાં માગી લાવી પૂરાં કરવાનાં હોય છે. આ સ્થિતિમાં એ લૂગડાંનું દાન કરે એથી એમને માટે દાન માગવાનો નવો પ્રશ્ન ઊભો થાય. મેં ના પાડી.

કોઈકે કહ્યું : 'પણ જશભાઈ! અમે શી રીતે પૈસા આપી શકીએ!'

બીજીએ કહ્યું : 'દેશમાં બધે દુકાળ ચાલે છે. મંજુલા બહુ રડે છે.'

મંજુલાને મેં શાંત પાડવા સૂચના મોકલી. કારણ કે હું જમતો હતો અને બધી ધમાલ અમારા રસોડામાં ચાલતી હતી.

બધી બહેનો એક સાથે-કહે—અમારે તો દુકાળમાં દુઃખી થતાં લોકને મદદ કરવી છે. શી રીતે કરી શકીએ!

મેં કહ્યું : 'તમારી પાસે રસ્તો છે.'

બધાં આનંદમાં આવી કહે: 'બતાવો એ રસ્તો.'

મે કહ્યુ 'તમે એક અપનામ કરો અને એ પૈસા આપો'

બધાએ હા પાડી મે અગિયાર રૂપિયા આપ્યા અને કહ્યુ ' 'આ પૈસા' મજુલાના હાથે અપાવજો મજુલાની આખમા હજીયે આસુ હતા એ આસુ જોઇ મારી આખમાં પણ આસુ આવ્યા સનમન ગની મૌ બાળાઓ શાળા ભણી વિદાય થઇ

[ ૩ ]

મારા બે વિદ્યાર્થી મિત્રો છે બને ચૌદ વર્ષની વયના છે એક તે ભગી, બીજો છે વાળદ બને સામસામી મિત્રો છે સાથે ભણે, સાથે ફરે, અવારનવાર મારી પાસે છાત્રાલયમા આવે ભક્તિભાવે બેસે, મને સાભળે

થોડા દિવસ ઉપર હુ ગામમા થઇને જતો હતો ત્યારે વાળદ મિત્ર મને એને ઘેર તેડી ગયો એની મા, બહેન, ભાઈ સૌને મળ્યો વાતો કરી એક પાડોશી ભાઇ બોલ્યા 'માસ્તર તમે આને ફરવો છો પણ એને સુધારો ત્યારે ખરા'

મે કહ્યુ 'એનામા કયા સુધારો કરવાનો છે?'

એ બીડી પીએ છે, ચા પીએ છે પૂછોને તમે એને જ'

મે એના સામે જોયુ એ મારો ભાવ પામી ગયો બોલ્યો 'ગુરુ આજથી હુ બીડી, ચા, નહિ પીઉ'

એ પછી એને એનો ભગી મિત્ર યાદ આવ્યો. એ ઉપડયો સીધો ભગીવાસમા અને બધી હકીકત મિત્રને કહી સભળાવી એ પછી એ બને મિત્રો મારે ત્યા આવ્યા બાકડા ઉપર બેઠા એકબીજા સામે જુએ અને કોઇ બોલવાની પહેલ ન કરે હુ સમજ્યો કે કઇ કામ છે અને સકોચાય છે એટલામા જયાબહેને એ ભગી વિદ્યાર્થીને બોલાવ્યો સાથે એનો મિત્ર પણ ઊઠયો જયાબહેને ભગી વિદ્યાર્થીના હાથમા અથાણાની બે ચીરી મૂકી પણ યાદ આવતા વાળદ વિદ્યાર્થીને કહ્યુ 'અરે ભૂલ થઈ, તને બીજી આપુ છુ'

પણ એ બીજી આપવા જાય તે પહેલા એણે ભગી મિત્રના હાથમાથી એક ચીરી ઉપાડી લીધી, અને બોલ્યો 'બહેન, હુ તો એના હાથનુ શુ, એના ઘરનુ ય ખાઉ' અને બનેએ એકબીજા સામે જોઇ, હસીને એ અથાણુ ખાધુ

પછી આવવાનુ કારણ કહ્યુ બને જણ ચા–બીડીના બ્રહ્મનનુ મારે હાથે જળ લેવા આવ્યા હતા મારા હાથે જળ લીધુ, પીધુ અને થોડુ માથે ચડાવીને બને બોલ્યા 'આજથી બીડી, ચા બધ'

આ દશ્ય જોઇ ન્હેલી બાળાઓ બોલી જરાભાઇ ! અમને ય જળ આપોને'

મે કહ્યુ 'હજી તમારે વાર છે'

# ધન્ય અવસર

ઈશ્વર પેટલીકર

'આજે ગાડી એક કલાક મોડી હતી એટલે બરાબર સાડા અગિયાર અને પાંચ મિનિટે હું સ્ટેશને ઉતર્યો. અર્ધી રાતના કસમયે ન છૂટકે જ કોઈ ઉતારુ અમારા સ્ટેશને ઉતરનાર હોય. તેમાંય મારા ગામનું તો કોઈ ન હતું. એટલે મને લેવા ફાનસ લેઈને આવેલો અમારો નોકર મોહન અને હું ઝપાટાબંધ ગામ ભણી ચાલવા લાગ્યા.'

મોહન, જે નીરવતાને લીધે મૂંગો મૂંગો ચાલતો હતો, તે મનનો ઉભરો કાઢતાં બોલ્યો: 'મોટા ભાઈ! નવી કાકીએ આ શું માંડ્યું છે?'

મેં અજાણ્યો બની સામો પ્રશ્ન કર્યો: 'શું માંડ્યું છે!'

'તમે કશું નથી જાણતા?'

મેં કહ્યું, 'છીકાકાનો પરમ દિવસે કાગળ મળ્યો. તેમાં એમણે લખ્યું હતું કે ''તારી કાકી આપણી સાત પેઢીનું નાક કાપવા બેઠી છે…'

મને વચ્ચે રોકી મોહન બોલ્યો: 'છીકાકાનું કહેવું ખરું છે. નાતજાત કંઈ જોયા વગર, માબાપ વગરના રખડતા છોકરાને એ ખોળે લે, પછી નાતમાં આપણી આબરૂ શી રહે!' સહેજ વિચારીને એ આગળ બોલ્યો: 'છીકાકા હજુ સાત દરજ્જે સારા છે એમ કહો. બાકી મારા જેવો આકરો જો કોઈ એમની જગ્યાએ હોય તો, બોબાઈ થતી હોય કે કાકી થતી હોય, ખૂન કરી નાખે ખૂન!'

મેં સવાલ કર્યો: 'મોહન! એ છોકરો તેં જોયો છે?'

'છોકરો તો આખા ગામે જોયો છે. દેખાવડો એવો છે કે આપણા ગામમાં એવો કોઈ છોકરો નથી. ચાલાકી પણ જબરી છે.' મૂળ વાતને વીસરી જઈ મોહન-લહેરમાં આવી જઈને બોલ્યે જતો હતો: 'કાભાઈ મુખીને ઘેર છોડીના લગનમાં આશ્રમમાંથી છોકરાઓ વાજાં વગાડવા આવ્યા હતા. છોકરા બધા થઈને વીસ હતા. પણ એ છોકરાની ચાલાકી જોઈ આખું ગામ દંગ થઈ ગયું હતું. વાંસળી વગાડતાં તમે એને જુઓ તો જાણે સાચો કનૈયો! નવી કાકી એ વેળા એના ઉપર વારી ગયાં. તેમાંથી એને ખોળે લેવા તૈયાર થઈ ગયાં.'

મેં આસ્તે રહીને કહ્યું: 'એવો સારો છોકરો હોય તો ભલે ને લે, એમાં વાંધો શો છે?'

પાછો વ્યવહારની ધરતી ઉપર પગ મૂકતા મોહન બોલ્યો 'વાધો તો આભજમીન જેટલો ચાલાકી તો ભગિનીના છોકરામાંય હોય, રૂપાળોય હોય માટે એને કઇ ખોળે લેવાય?'

આ ચર્ચા ઠેઠ ગામને ઝાંપે અમે આવ્યા ત્યા સુધી મોહને ચાલુ રાખી અને રાતના અહીં સુધી મા-બાપુજીએ છેલ્લા પંદર દિવસમા જે હકીકત બની હતી, તે સભાગી સભાગીને રજેરજ વર્ણવી બતાવી અને વચ્ચે વચ્ચે બા મને, હુ કાકીનો પક્ષ પહેલેથી લેનો એટલે, વાકર્યે જતા હતા છેવટે મે એ ચર્ચા ઉપર ટોપલો ઢાંકતા સૂતાની ઇચ્છા બતાવી કહ્યુ 'હવે સવારે કાકીને સાભળી લીધા પછી પૂરી વાત સમજાય '

બા એના તીખા સ્વભાવ પ્રમાણે મને ઉધડો લેતા બોલી 'અમે કઇ કાકીનો પક્ષ કરવા તને નથી તેડાવ્યો એને તારા ઉપર વિશ્વાસ છે, તારુ કહ્યુ એ માને છ, માટે છેવટના બે વાના તુ કહી જો ગામના આગેવાનોનુ પણ એણે માન નથી રાખ્યુ, એના સગા ભાઇનુ પણ ના સાભળ્યુ, હવે જો તારુ માને તો ઠીક, બાકી અમે તો છેવટ એને કોરટે લેઇ જઇશ '

મે પૂછ્યુ કોર્ટ આમા શુ કરશે?'

વકીલ તરફથી જે સલાહ મળી હતી તે જણાવતા બાએ મને કહ્યુ 'નાથાભાઇ વકીલે કહ્યુ છ કે, બઇનુ એમા કાયદેસર કશુ ના ચાલે માબાપ વગરના છોકરાને દત્તક લેવાની કાયદામા કલમ નથી. જે છોકરો દત્તક થાય એના મા કે બાપની સમતિ જોઇએ એ વગર દત્તવિધાન ગેરકાયદેસર ગણાય '

મે એનો રદિયો આપતા સામી દલીલ કરી 'પણ જો કાકી એ જ છોકરાને ખોળે લેવા માગતા હશે તો બીજો વકીલ એમને બીજો રસ્તો કાઢી આપશે દત્તવિધાનને બદલે એને નામે મિલકત બક્ષિસ કરાવશે બાપનુ નામ અનાથ છોકરો જે રાખવુ હશે તે રાખશે, પછી આપણુ શુ ચાલશે? વિધવાને કાયદામા મિલકત બક્ષિસ આપવાનો હક છે જ.'

કાયદાનો એકના એક તરાપો આમ મે વરણોરણ કરી નાખ્યો એટલે બા માર ઉપર પૂરેપૂરી ક્રોધે ભરાઇ ગઇ મોટે સાદે રુદનની પોક મૂકતા એણે કહેવા માડ્યુ 'પેલા અવતારનો તુ અમારો વેરી પાક્યો છે વેરી ગાંધી આત્મામા ભળી મોટો વરમરાજા થઇ ગયો એટલે તારે લીધે અમારે એને મિલકત વહેંચી આપવી પડી એમ વહેંચી આપી ત્યારે આજે પારકા પેટના છોકરાને એ ગાદ રમા વાલવા તૈયાર થયા ને? તુ મોટો ધરમરાજા થઈ ગ્યો પણ ધરમરાજાનેય 'નરો વા કુંજરો વા' બોલવુ પડ્યુ 'તુ!'

બાની સાથે એ સ્થિતિમાં ચર્ચા ન કરતાં હું ખાટલામાં જઈ સૂઈ ગયો.

મારો મોટો દીકરો કિરણ ત્રણ વર્ષનો થયો ત્યારથી નવી કાકી સાથે રહેતો હતો. ગઈ સાલ એને નિશાળે બેસાડ્યો ત્યારે એમણે આખી નિશાળ જમાડી હતી. આમેય તે બેત્રણ વર્ષે એક નિશાળ જમાડતાં, બાળકો તરફ એમને કોઈ લાગણી હોય તેમ અનાથાશ્રમને પણ એ દાન કરતાં.

ધર્મપ્રેરિત પિતાઈ ક્યારેક કાકીને દત્તક લેવાની સલાહ ખાનગીમાં આપતા ત્યારે એમને કાકી એ જ જવાબ આપતાં કે, 'કિરણ મારો જ છે. મારે વળી પારકા પોતાનો કરીને શું કામ છે?' અને એ વાત પ્રસંગે નીકળે ત્યારે મને કહેતાં કે 'શું લોક ઝેરીલા છે!'

આમ કાકીએ કોઈને દત્તક નહોતો લીધો એટલે જે લોકો અદેખાઈને લીધે મનમાં બળતા હતા, તેમને દત્તકની વાત આવતાં શેર લોહી ચડ્યું હતું અને છકાકાનું કંઈ ન વળ્યું એટલે જ લોકોને સમજાવવાનું કામ સોંપ્યું. તેમને બમણો આનંદ થયો. જો પોતાના પક્ષનો કોઈ છોકરો દત્તક લેવાઈ જાય તો છકાકાનું કામ કર્યું કહેવાય અને પોતાનું ય કર્યું કહેવાય!

પણ કાકી એકનાં બે ન થયાં એટલે એ લોકો ખિજાયા. એમણે ગમે તેનો છોકરો ઘરમાં ઘાલે તો એમને નાતબહાર મૂકવાં, એમ પણ આકરા આગેવાનોએ નિર્ણય બહાર પાડ્યો. પરંતુ કાભઈ મુખી એવી મૂર્ખાઈ કરે એવા ન હતા. એવી વાત કરનારને એમણે ઘરમાં ઘાલી ઠપકો આપ્યો: 'આમ કરીને તો અક્કમી છકાકાને ફાયદો કરી આપો છો. એ દત્તક નહિ લે એમાં તમારા-કે મારા હાથમાં શું આવવાનું છે? માટે જો એ બીજા કોઈને લેવાનું ના પાડતી હોય તો ત્રીજો રસ્તો કાઢો, નાત એવા લોકોને સંઘરવા માટે દંડ લે. બેત્રણ હજાર જે લેવા હોય તે લ્યો, નાતને જમાડો બીજામાં જોઈએ તો વાપરો.'

આ છેલ્લો નિર્ણય કાકીને ખાનગીમાં પહોંચાડવામાં આવ્યો હતો, અને એ પોતે નાત જે કહેશે તે દંડ આપવા તૈયાર હતાં, એમ એમણે સામો જવાબ મોકલાવી દીધો હતો.

છકાકાએ મને એ બધો ઝીણો હેવાલ જણાવ્યો હતો, અને કાકીને દાબીને કહેવા સલાહ આપી હતી કે, જોઈએ તો એ કિરણને દત્તક લે, બાકી આમાં એની તકરારમાં નાત મોટો દંડ લઈ લેશે, અને છતાં જે નાક આપણું કપાવાનું છે તે તો કપાશે જ!

આ પ્રકરણ ઉપડ્યું ત્યારથી બાએ કિરણને કાકીને ઘેરથી બોલાવી લીધો હતો. કિરણને કાકીના ઘર વગર ચેન પડતું નહિ, પણ બાની

મનાઇ આગળ એની મજાલ ન હતી કે ચૂપકીથી પણ જઇ આવે' એટલે હું સવારના પહોરમાં નાળીયેર રાખડીને કાકીને ત્યાં જવા તૈયાર થયો એટલે કિરણ મારી સાથે થયો

બાએ એને ખેંચી લેતા કહ્યું : 'તારે નથી જવાનું'

કેટલાય દહાડાનો ડૂમો અંતરમાં મહાપરાણે કિરણ દાબી રહ્યો હતો એટલે બાના એ બોલ સાથે એ રડી પડ્યો.

મેં એનો હાથ ઝાલી આગળ કરતા કહ્યું. 'ભલે ને આવતો, કાકા પાસે કાયમ રહેતો એટલે એ તો અહીં હિજરાયા કરતો હશે'

મારો વિરોધ ન કરતા, કિરણને લઇને આવ્યો એટલે બા બબડ્યા : 'આંગળીએથી નખ વેગળા તે વેગળા, ખાટી અંતરનું સગું 'હોય તો ઘરમાં છે એને જ બોલે ન સે'

'કિરણના હરખનો આજે પાર ન હતો. કાકી બીજે ફળિયે રહેતા હતા, એટલે એ વધાઈ ખાવા દોડતો દોડતો આગળ ગયો.

હું ડેલી ઓરડામાં ગયો ત્યારે મેં જે દ્રશ્ય જોયું, તેથી મારી આંખમાં પણ આંસુ આવી ગયા.

કિરણ કાકીને કોટે વળગી ડુસકે ચડ્યો હતો. કાકી એને બરડે હાથ ફેરવતા આશ્વાસન આપવાને બદલે આશ્વાસન શોધતા હોય તેમ કિરણની માફક ડૂસકા ભરતાં હતા મને જોયો છતા કાકીને ડૂસકું સમ્યું નહિ એ રડે જ ગયા ઊલટું મને જોઇને અવાજ ફાટી ગયો!

મેં મજાક કરતા કહ્યું 'કાકી! અત્યારથી ઢીલા પડી જઇ આમ રડશો તો પછી આગળનો હલો શી રીતે વટાશે?'

રુદનભર્યા સાદે, પાલવ વડે આંસુ લૂછી નાખ્યા પછી, કાકી કિરણના બરડે હાથ ફેરવવો ચાલુ રાખતા બોલ્યા 'બાબુભાઇ જેવો મારે ભત્રીજો છે પછી મારે વળી હરખ શો ખાળવાનો હોય! મારે તમને પૂછીને જ જે કરવું હોય તે કરવું જોઇએ પણ સ્ત્રીની બુદ્ધિ પાનીએ-ત્યું છે તે ખોટું નહિ પછી થયું કે તમને પત્ર લખું, પણ ભાભી એનો જુદો અર્થ કરે, તમને માથે લીધે એ શબ્દ કહે એટલે મન મનાવ્યું કે ભાભી તમને બોલાવ્યા વગર નહિ રહે એટલે તે તેડીએ ચોખ્ખી વાત કરી દઇશ'

આટલું બોલતા કાકી સ્વસ્થ થઈ ગયા હું નીચે બેઠો એટલે કિરણ સામે જોઇ એ બોલ્યા 'મને બધું ખોટું લાગી ગયું, કિરણ આવીને કહ્યું કે, મોટા બા કહેતા હતા કે આંગળીએથી નખ.....'

મેં વચ્ચે જ એ વાત ટૂંકાવતા કહ્યું 'બાનો સ્વભાવ તમે જાણો છો

આકરાં માણસ બોલે. તેની સામે જોઈએ તો આપણે જ દુઃખી થઈએ. ઘડી પછી એ તો ભૂલી જવાનાં.'

'પણ તમને તો એવું નથી થતું ને બાલુભાઈ કે હું કિરણ ઉપર ખાલી ભાવ રાખતી હતી?'

'નારે ના કાકી! મારા મનમાં એવું કદી આવે જ નહિ. પૈસાને અને એમને મેં ક્યારેય ભેગાં કર્યાં નથી. બા આકરાં એટલે, બાકી કિરણ અહીં રહે એમાં ખોટું શું? કિરણને ઊલટું એક રમનાર જોડીદાર મળશે.'

કાકીના અંતરમાં ઓછું આવ્યું હોય તેમ ફરી આંખમાં આંસુ આવ્યાં. ગળગળા સાદે તેમણે પૂછ્યું: 'સાચું કહો તો, બાલુભાઈ? તમને કાકી ઉપર સહેજ પણ રોષ નથી ચડ્યો!'

'એનો જવાબ હું શો આપું, કાકી? તમે મને સારી રીતે ઓળખો છો. તમારું અંતર જે કહે તે જ સાચું.'

'ભાઈ! મને તમારા ઉપર પૂરો વિશ્વાસ છે. તમે કહો તેવા સોગન ખાઈને કહું, જો મારા મનમાં કિરણ આંગળીથી નખ જુદા જેવો હોય તો.' કહેતાં કહેતાં કાકી ડૂસકે ચડ્યાં.

'કાકી, આજે તમને થયું છે શું? તમારે કોઈ સોગન ખાવાની જરૂર નથી. કિરણ તમારો જ છે, અને તમારી પાસે રહેશે. તમારા અંતરમાં જે હોય તે કહો. મને ખાતરી જ છે કે, મનની વાત તમે મને કહેવાનાં જ.'

'ભગવાનને માથે રાખીને કહું છું કે, તમે જે કહેશો તે હું તો કરવાની છું. તમે એ છોકરાને ખોળે લેવાની ના કહેશો તો નહિ લઉં. તમે એના વડીલ થઈને હાથ ઝાલવા તૈયાર થશો તો લેઈશ અને લેઈશ તોય મારે કંઈ એને મિલકત આપી દેવી છે એવું કંઈ નથી. તમે ચાર ભાઈ છો તેમ હું એને પાંચમો ગણીશ. અને એમ બધી મિલકતમાંથી એને પાંચમો ભાગ આપીશ.'

કાકીનો કદી ન જોયેલો કરુણ ચહેરો, અંતર વલોવાતા શબ્દો અને ગળગળા સાદના ત્રિવેણીસંગમ આગળ હું હૃદયમથી ગયો. મારી આંખમાંથી આંસુ વહેવા લાગ્યાં.

કાકી બોલ્યાં: 'આવી અંતરની લાગણી તમારામાં છે એટલે જ તમે કહેશો તેમ કરવા મેં ધાર્યું છે.'

મેં આંખો લૂછી નાખતાં કહ્યું: 'મારે કશું કહેવું નથી. તમારું અંતર એના ઉપર ઠર્યું હોય તેને ખોળે લ્યો એમાં જ બેઉનું કલ્યાણ છે.'

'પણ એ છોકરો અનાથાશ્રમનો છે તે મોટો વાંધો છે ને?'

'એમાં વાંધો શો!'

કુટુંબને એ લાંછન કહેવાય ને. એની નાતજાત…..'

'કાકી ! ખરી રીતે તો એવા માબાપ વગરના છોકરાઓને જ જેણે દત્તક લેવા હોય તેણે લેવા જોઈએ, જેથી બાળકને માબાપ મળે અને માબાપને બાળક મળે. બાકી માબાપવાળા છોકરાને દત્તક લેવાનો રિવાજ તો ગાયના આંચળે ધાવતા વાછરડાને વિખૂટા પાડવા જેવો જ કહેવાય. એટલે આવાં બાળકોને જો લોકો દત્તક લે તો અનાથાશ્રમોનું કામ પણ ઘટી જાય. મારી દૃષ્ટિએ તો તમારું પગલું ઘણી રીતે સારું અને સમાજને હિતકર છે.'

હું જેમ જેમ બોલતો ગયો તેમ તેમ કાકીના મોં ઉપર માતૃત્વની ઝલક વિશેષને વિશેષ પ્રકાશિત થતી ગઈ.

કાકીના સ્વરમાં સચ્ચાઈ રણકી રહી. 'જુઓ બાબુભાઈ, તમે કહ્યું તેવી ઊંડી સમજણ મારામાં કંઈ નથી. મારા પેટની વાત તમને ન કહું તો મેં તમને દગો દીધો કહેવાય. હું જે પગલું ભરવા તૈયાર થઈ છું, તેમાં ઊંડું રહસ્ય છે.'

એટલું કહીને કાકી નીચું જોઈ ગયાં અને મોં ઉપર લજ્જા ચડી બેઠી હોય તેમ અંગૂઠા વતી ભોંય ખોતરવા બેઠાં. એ મોં ઉપર દસ વર્ષ પહેલાનો ભૂતકાળ ચિત્રપટની માફક પથરાઈ ગયો. કાકી છ મહિના જાત્રા કરીને આવ્યાં ત્યારે ગામમાં જૂની જૂની હવા ઊડી હતી. એ હવાનો ગોટો કાકીના મોં ઉપર ઝાપટ મારી ગયો હોય તેવો મને ભાસ થયો. બધી વાત મને આપોઆપ સમજાઈ ગઈ.

દીકરાને દસ દસ વર્ષ સુધી ચોરીછૂપીથી આશ્રમમાં ઊછરતો જોયો. એને નૈવેદ્ય ધરવા બીજાં બાળકોને જમાડ્યાં, આશ્રમોને મદદ કરી અને અંતરનો ભાવ, માતૃત્વની ઉત્કંઠા, હૃદય પથ્થરનું કરી સમાવી રાખ્યાં.

પરંતુ એ દીકરાને છેવટે અનાથ તરીકે વાજાં વગાડી પેટ ભરતો પોતાના ગામમાં માતા ન જોઈ શકી. આ પાર કે પેલે પાર એમ માની એને ખોળામાં લેવા સમાજની લજ્જા ફગાવી દીધી!

કાકીને બોલવાની લજ્જામાંથી બચાવી લેતાં મેં કહ્યું : 'કાકી! તમારે એમાં લજવાનું કારણ નથી. નિર્લજ્જ તો અમે પુરુષો છીએ કે કુરૂઢિના ખાડામાં માતૃજાતિને સડવા દઈએ છીએ. તમારો બાળક સીધી રીતે તમારે ખોળે ઊછરે તે સમાજમાં ન બન્યું તો ભલે, એને દત્તક લેઈને એને મા મળતી હોય, તમને પુત્ર મળતો હોય, તો એવા શુભ કામમાં હું ભત્રીજો તમને મદદ નહિ કરું તો કોણ કરશે?'

કાકીની આંખમાંથી આંસુ વહેતાં હતાં, પરંતુ એ દુઃખનાં ન હતાં, હર્ષનાં હતાં. માતૃત્વની પ્રભા જોવાનો મારે માટે એ ધન્ય અવસર હતો.*

* આ મહિને લેખકના નવા બહાર પડેલા વાર્તાસંગ્રહ 'પારસમણિ'માંની એક વાર્તા.

# સામાજિક એકમ

## કાકા કાલેલકર

ગયે મહિને અમદાવાદમાં ગુજરાત વિદ્યાસભાની શતાબ્દિ ઉત્સવ પ્રસંગે વ્યાખ્યાનમાળા યોજવામાં આવી હતી. એ પ્રસંગે શ્રી કાકાસાહેબે જીવન સમન્વય વિષય ઉપર મનનીય વ્યાખ્યાન આપ્યું હતું. સામાજિક એકમના મહત્ત્વ ઉપર એમણે જે ધ્યાન છે તે મનન કરવા યોગ્ય માની નીચે ઉતાર્યું છે.



માનવ સ્વતંત્ર રીતે જીવે અને એની શરતે હું એને મદદ કરું, એ જાતની કલ્પના આપણે ત્યાં વધે તો આપણી સંસ્કૃતિ નવું રૂપ ધરે એમ મને લાગે છે.

આપણે જીવદયા સુધી પહોંચ્યા હોઇ માનવને મરવા દેતા નથી. આપણા ઘરમાં આવેલી વ્યકિત દુઃખી ન થાય તે આપણે જોઇએ છીએ. પણ એને વ્યકિતવિકાસની તક મળી રહે તેવું જોતા નથી. વહુ આપણે ત્યાં આવી છે તો એ દુઃખી ન થાય તે આપણે જોઇએ છીએ. પણ વહુને પણ સ્વતંત્ર ઇચ્છા હોય છે, એને પણ વ્યકિતગત સ્વાતંત્ર્ય હોઇ શકે, એની ઇચ્છા હોય તે પ્રમાણે કરવા દેઇએ અને એની પ્રત્યે આદરભાવ રાખીએ એવું માલૂમ પડતું નથી. આપણી સંસ્કૃતિમાં સાવિત્રી આખ્યાનમાં સાસુ–સસરા સાવિત્રીને જે વાત કરે છે તેમાં આવા ભાવનું દર્શન થાય છે. તેમાં વ્યકિતના સ્વતંત્ર જીવંત વિકાસ તરફ આદર બતાવાયો છે.

ગ્રીક સંસ્કૃતિની ઘણી પ્રગતિ થઇ હતી. એમ કહેવાતું કે દુનિયા પેદા કરવાનું કામ ઇશ્વરે કર્યું. તેને સંસ્કૃત કરવાનું કામ ગ્રીકોએ કર્યું. પણ ગ્રીક સંસ્કૃતિના પાયામાં ગુલામી હતી એથી એ સંસ્કૃતિ કાળગ્રસ્ત થવા પામી. તેવી જ રીતે આપણે ત્યાં પણ ચાતુર્વર્ણ્યમાં ઉચ્ચનીચના ભેદ, અધિકારભેદ, જ્ઞાનભેદ પેદા થતાં એનો પણ વિકાસ રૂંધાયો. મુસલમાનો કે અંગ્રેજો આવવાથી આપણી પડતી થઇ નથી. આપણામાં કંઇક ખોટું હતું.

મારું અને મારી આસપાસનું સાચવીશ, એ વૃત્તિમાંથી મૂડીવાદ પેદા થવા પામ્યો છે. મૂડીવાદનાં સૌ વર્ષ પૂરાં થયાં છે. એક ચકલું પણ એની તરફેણમાં બોલતું નથી. થોડાના હાથમાં સંપત્તિ આવે તેમાં મૂડીવાદ રહેલો નથી. પણ મારું પોતાનું જ હું સાચવીશ એ મૂડીવાદના મૂળમાં રહેલી વૃત્તિ છે.

સમાજવાદ અને સામ્યવાદ સમગ્ર સમાજના વિકાસની વાત કરે છે પણ તેને અર્થપ્રધાન બનાવ્યું છે આપણે ત્યાં સામાજિક સુધારણા કરવાની છે પશ્ચિમનો મુખ્ય સડો આર્થિક છે આપણે ત્યાં એ આર્થિક કરતાં સામાજિક વધુ છે એમ મને લાગે છે આપણે ત્યાં તો નાત જાતમાં પેટા જ્ઞાતિઓ સ્થપાય છે રાજાઓ ડાહ્યા કે પ્રજાને ચરણે તેમણે તાજ મૂક્યો રાજાઓ તો બચી ગયા પણ આપણે બચવાના નથી કારણ કે ગરીબોનો દેવ જાગ્યો છે અને તે વિફર્યો છે આમ જ્યાં લગી સામાજિક એકમ સ્થપાય નહિ ત્યાં લગી આર્થિક સમાનતા એ ફાંફાં છે

બધાનું હિત થાય એ દૃષ્ટિએ માણસ જાત પર અસર મૂકે એ વૃત્તિ સમન્વય માટે જરૂરી છે આ વૃત્તિ જીવન મારફતે સિદ્ધ કરવાની છે કે કાયદા મારફતે તે આજનો પ્રશ્ન છે ધર્મ વગર જીવાય નહિ એવું એક જમાનામાં કહેવાતું આજે આપણે કહીએ છીએ કે ધર્મ તરફ આદર છે પણ રાજ્યને આપણે બિન સાંપ્રદાયિક (Seculas) રાખવા માગીએ છીએ હિંદ એ તો ધર્મોનું એક કુટુંબ છે આ ધર્મ કે કુટુંબની સ્થાપના કર્યા પછી આપણે કહીએ છીએ કે આપણું રાજ્ય બિન સાંપ્રદાયિક છે

પણ મારે તો આજે એક ચોંકાવનારી વાત કરવી છે રાજ્યને બિનરાજકીય (Non Political) બનાવવું જોઈએ બિનસાંપ્રદાયિક હશે એટલું જ બસ નથી આજે રાજનૈતિક પ્રયોગો ચાલે છે તે બધું બંધ થવું જોઈએ અહિંસાપરાયણ વિશ્વકુટુંબની સ્થાપના કરવી હોય તો બિનરાજકીય રાજ્યની સ્થાપના કરવી પડશે આવી વિચારણા સ્વીકારનાર આ દેશમાં આજે મૂઠીભર માણસો છે એ હું જાણું છું પણ એ જ રસ્તે સાચો જીવન સમન્વય સાધી શકાશે

સત્તાપ્રધાન સંસ્થાઓ તરફ ઉપેક્ષા રાખીને જીવનપ્રધાન સંસ્થાઓ ઊભી કરવી પડશે બીક, લાલચ કે સહારાના નિયંત્રણથી કાર્ય થાય તેવી સંસ્થાઓ ઓગાળી નાખવી પડશે અને રાજસત્તાથી વિમુખ એવી મનુષ્ય સમાજની સ્થાપના કરવી પડશે આ કામ કેળવણી જ કરી શકે રાજસત્તા અને કેળવણી એ બે વિરુદ્ધ વાતો છે જો કે આજે રાજસત્તા કેળવણીમાં સીધી રીતે માથું મારતી નથી પણ રાજસત્તાને વફાદાર રહેનાર પ્રોફેસરોને કેળવણીનું તંત્ર સોંપે છે એથી તેઓ ક્રાન્તિને વફાદાર થઈ શકતા નથી સરકાર કે જે બીક અને લાલચ પર રચાયેલી છે એનાથી જીવન પરિવર્તનનું કાર્ય થઈ શકે નહિ એ કાર્ય કેળવણી જ કરી શકે

જેમ બ્રિટિશરોનું રાજ્ય કાઢવા માટે આપણે ઝઘડ્યા તેમ સૌ પ્રથમ આપણે ત્યાં સામાજિક એકમ સ્થપાય એના પ્રયાસો કરવા જોઈશે. વ્યક્તિ અને વ્યક્તિ વચ્ચે ભાંઈભાઈનો સંબંધ હોય એટલે કે તેઓ વચ્ચે કાયદાનો વ્યવહાર ન હોય પણ પ્રેમનો વ્યવહાર હોવો જોઈએ. આ કામ કેળવણી કરી શકે. આજની કેળવણી આપણા આદર્શને પહોંચી વળે તેમ નથી. એથી એ કેમ તૂટે એ જોવું જોઈએ.

જ્યાં લગી આપણે ધર્મભેદ, જાતિભેદ, વર્ણભેદ, પંથભેદ નહિ તોડીએ ત્યાં લગી આપણી શક્તિ વધવાની નથી. કોંગ્રેસ તરફથી લડાતી ચૂંટણીમાં પણ સૂક્ષ્મ રીતે આ ભેદનો ખ્યાલ રખાય છે. એથી આ બધા માટે કેળવણી જ એક આખરી ઉપાય છે. એને માટે જહેમત ઉઠાવવી પડશે અને વખત આવ્યે ગાંધીજીની માફક ગોળી ખાવા સુધીની તૈયારી પણ રાખવી પડશે.

મનુષ્યનું જીવન જેટલા પાસાઓનું બનેલું છે અને તે જે ક્ષેત્રોને આવરી લે છે તેમાં જો એકરાગ હોય તો તેમાંથી સંગીત નીકળે. જીવનના ભિન્ન ભિન્ન પાસાઓ વચ્ચે એકરાગ ન હોય તો પછી સંગીતને બદલે કોલાહલ જ પેદા થાય. આજની દુનિયામાં કોલાહલ જ છે રાષ્ટ્ર રાષ્ટ્ર વચ્ચે, સમાજ સમાજ વચ્ચે, વર્ગ વર્ગ વચ્ચે સંઘર્ષ ચાલે છે. વ્યક્તિ પોતે પણ આજે કહી શકે તેમ નથી કે તે કયા આદર્શથી પ્રેરિત છે!

---

**વિના–ઓછા–લવાજમ ફંડમાં મદદ**

મૂળ ઊંટડીના પણ હાલ મોરેસે રહેતા શ્રી. ચુનીલાલ લલ્લુભાઈ પટેલ તરફથી શિ. ૧૮, સદ્‌ગત કમળાના સ્મરણાર્થે શિ. ૨૫, કોટાલેમાં રહેતા શ્રી. ઈશ્વરભાઈ ઝવેરભાઈ પટેલ તરફથી શિ. ૩, મળ્યા છે જે સાભાર સ્વીકારી તે ખાતે જમા કર્યા છે.

---

માણસ પોતાની જાતને જેટલો છેતરે છે, એટલું બહારનું કોઈ એને છેતરતું નથી.

×

સમૃદ્ધિ લક્ષ્મીના સંગ્રહમાં છુપાયેલી નથી, પરંતુ ઓછામાં ઓછી જરૂરિયાતમાં રહેલી છે.

×

પોતાની ભૂલો માણસે રાત્રે ઊંઘતા પહેલાં તપાસી જવી જોઈએ, અને પારકાની ભૂલો ઊંઘી ગયા પછી વિચારવી જોઈએ.

ચરોતર એજ્યુકેશન સોસાયટીએ લોકશિક્ષણને લક્ષમા રાખી યોજેલો

# ઉત્સવ

## ઈશ્વર પેટલીકર

આણંદ, તા ૬-૫-'૪૯

**પ્રિય નાની બહેન,**

આણંદનો વિચાર કરુ છુ ત્યારે એક નાના ગામમાથી એ સીટી(શહેર) બન્યુ તેમા જુદા જુદા તત્ત્વોએ ભાગ ભજવ્યો તેમ લાગે છે. તુ અટકચાળી છે, આણંદને હુ સીટી કહુ છુ એટલે તુ મનમા કહેશે પણ ખરી કે ભાઈ આણંદમા રહે છે એટલે એને સીટી કહે છે બાકી આણંદમા નથી આસ્ફાલ્ટના રસ્તા, નથી પાણીના નળ કે નથી મિલ કે કારખાના. પછી એ સીટી કે દિવસ થઈ ગયુ? પણ ઉતાવળી થા મા, તને ખબર હશે તો મે કયારેય આણંદને આ અગાઉ સીટી કહ્યુ નથી આ મારો પહેલો પ્રયોગ છે અને તેનું કારણ સરકારની સ્ટેટ સરવીસ મોટર આ પહેલી તારીખથી આણંદમાં શરૂ થઈ તે છે. એ મોટર સરવીસ ઉપર લખ્યું છે — આણંદ સીટી!

આણંદ એક ગામ રેલ્વેનુ જંકશન બનતા એ ચરોતરનુ કેન્દ્ર બન્યુ ખ્રિસ્તી મિશનરીઓના દવાખાના અને ચરોતર એજ્યુકેશન સોસાયટી સ્થપાતા એ ગુજરાતનુ ધ્યાનપાત્ર સ્થળ બન્યુ અને વલ્લભ વિદ્યાનગર સ્થપાતા સારાય હિંદની નજર એના ભણી હવે ખેંચાવા લાગી છે વળી જિલ્લાના મથકનુ સદર સ્થળ થવાની પણ વાતો ચાલે છે એરોડ્રામ પણ બંધાવાનું છે.

આમ આણંદને દિવસે દિવસે નવી નવી પાંખો ફૂટતી જાય છે. અને જેમ આણંદને પાંખો ફૂટે છે તેમ સોસાયટીને પણ નવી પાંખો ફૂટે છે. સોસાયટીની પાંખો હાઈ સ્કૂલ, બાલમંદિર, ગુજરાતી શાળા, છાત્રાલય, સ્વયંપાકી ગૃહ, વ્યાયામશાળા, ચિત્રશાળા સંગીત શાળા, અધ્યાપન મંદિર, 'બાલમિત્ર,' પુસ્તક પ્રકાશન વિભાગ, હિંદુસ્તાની શિક્ષણ, તારક મંડળ, અને બીજું કંઈ રહી જવા સંભવ છે એટલે વગેરે વગેરે લખી તેનો સમાવેશ કરી લઉં છું

આ પાંખોમા એક નવી પાંખ આ વર્ષે ફૂટી તે એણે ઉજવેલો ઉત્સવ. વ્યાયામના પ્રયોગો, સંગીતનો મેળાવડો અને સંવાદો સોસાયટી પહેલા પણ યોજતી હતી પરંતુ આ વખતના ઉત્સવમા પ્રદર્શન એ નવીન પ્રયોગ હતો અને એની પાછળ લોકશિક્ષણની દૃષ્ટિ હતી.

તા. ૨૬મીના રોજ સવારે સાડા આઠ વાગે પ્રદર્શનનો ઉદ્‌ઘાટન વિધિ હિંદી પાર્લમેન્ટનાં પ્રમુખ શ્રી દાદાસાહેબ માવળંકરે કર્યો હતો. એ પ્રસંગે હેડ માસ્તર શ્રી ઈશ્વરભાઈ જેઠાભાઈ પટેલે આ ઉત્સવ પાછળનું લોકશિક્ષણનું દૃષ્ટિબિંદુ સમજાવ્યું હતું. પ્રવચનમાં દાદાસાહેબે આજે ભણતર પાછળ શિક્ષણની જે દૃષ્ટિ વિકાસ પામી રહી છે તેનો હર્ષ વ્યક્ત કર્યો હતો. અને પોતાના વખતમાં શિક્ષણ કેવું જીવનથી વિમુખ હતું તેના દાખલા આપ્યા હતા. જે તારા રમૂજી સ્વભાવને ગમશે માની ટાંકું છું.

શ્રી દાદાસાહેબે કહ્યું — હું વકીલ થયો તે પછીની વાત છે. તે વખતે ફાનસ વપરાતું હતું. ફાનસમાં ભડકા થતા, ધુમાડી થતી અને દીવો બરાબર સળગતો નહિ. મેં નોકરને કહ્યું કે બજારમાં એને રીપેર કરાવી લાવજે. રીપેર કરનારે અંદરનું મોઢિયું નવું નાખી આપ્યું. પરંતુ થોડા દિવસ ઠીક ચાલ્યું ને. એની એ દશા. વળી ફરી એને રીપેર કરાવ્યું, મોઢિયું બદલાયું. થોડા દિવસ પછી એની એ રામકહાણી! મને વિચાર આવ્યો કે હું સાયન્સનો વિદ્યાર્થી અને ફાનસ કેમ બરાબર સળગતું નથી એ પણ હું ન સમજી શકું! મેં નોકરને કહ્યું લાવ જોઈ ફાનસ મારી પાસે. નોકર વિચારમાં પડી ગયો. સાહેબ વળી ફાનસ રીપેર કરવાની કડાકૂટમાં શું કામ પડતા હશે! બેચાર આનાનું મોત કે બીજું? પરંતુ મને ચટકો પેઠો કે સાયન્સના વિદ્યાર્થી તરીકે મારે એટલોય વિચાર કરવો તો જોઈએ ને? મેં ફાનસ લીધું. વિચાર્યું કે ધુમાડો થવાનું શું કારણ? ઘાસતેલ બરાબર બળે નહિ તો ધુમાડો થાય. ઘાસતેલને બળતું રોકનાર કોણ? હવા પુરતી મળે તો ઘાસતેલ ના કેમ બળે? એટલે મેં ફાનસમાં હવા જવાની વ્યવસ્થા ક્યાં છે તેની તપાસ કરવા માંડી. જોયું તો મોઢિયામાં નાનાં નાનાં કાણાં હતાં અને તે માટીથી પુરાઈ ગયાં હતાં. નોકર ફાનસને ચોખ્ખું રાખવા ખોલીને સાફ કરતો હતો. એને બિચારાને ખબર નહિ કે આ કાણાંમાં માટી ભરાવાથી કંઈ નુકસાન થતું હશે. અને તેથી મોઢિયું નવું આવે અને તે માટી લેઈને ઘસે કે કાણાં પુરાઈ જાય અને ભડકા ને ધુમાડો થવો શરૂ થાય. મેં એને કહ્યું કે સોય લેઈને આ બધાં કાણાં ચોખ્ખાં કરી નાખ. શેઠનો હુકમ એટલે એ કરવા તો લાગ્યો પણ એને મનમાં એમ કે સાહેબ આમાં શું સમજે? એમ કાણાં ચોખ્ખાં કરવાથી કંઈ ફાનસ રીપેર થતું હશે? પણ એની અજાયબી વચ્ચે ફાનસ બરાબર સળગતું થયું. મેં પછી એને દીવો બળવાનું વિજ્ઞાન સમજાવ્યું અને કાણાંનું મહત્ત્વ સમજાવ્યું. અને ફાનસ બગડતું ત્યારથી અટક્યું!

બીજો દાખલો શ્રી દાદાસાહેબે કહ્યો — સન ૧૯૧૭માં ખેડા જિલ્લામાં પાક નિષ્ફળ ગયો. મહાત્માજીએ મને તેની તપાસ કરવા મોકલ્યો હતો. હું અને મારા એક વકીલ મિત્ર, જે એમ. એ., એલએલ. બી. હતા. બંને સ્થિતિ જાણવા પ્રવાસે નીકળ્યા હતા મારા મિત્રે એક જણને સવાલ કર્યો — ખેતીનો છોડ કેવો હોય?

આમ જે કેળવણી એકાંગી છે, અધૂરી છે, અને પ્રજાથી દૂર રાખનારી છે તે સ્વરાજ્યમાં ન ચાલે. પરંતુ પત્રનો પૂર્વાર્ધ લાંબો થઈ ગયો, હજુ મેં તને ઉત્સવમાં ડોકિયું પણ કરાવ્યું નથી. એટલે તને પાછું કહેવાનું મળશે કે મોટા ભાઈને આડીઅવળી વાતો કરવાની એટલી ટેવ છે કે ઉત્સવની વાતને બદલે બીજું જ કહે ગયા.

પ્રદર્શન દસ ઓરડાઓમા ગોઠવ્યુ હતુ તેમા ત્રણ ઓરડાઓ ચિત્રકલા વિભાગના હતા તેમાં બે ઓરડાઓમા ચિત્રો હતાં. સિનેમાના થિયેટરનું અને મકાનનો નમૂનો હતા અને ત્રીજા ઓરડામા માટીના તાવડી ઉપર ચિત્રકામ કરવામા આવ્યું હતુ પક્ષીઓના નમૂના હતા આ ચિત્રકામ ધ્યાન ખેંચે તેવુ હતુ તેમ એની ગોઠવણ પણ ધ્યાન ખેંચે એવી હતી. કાગળનાં દરેક તાવડીને મૂકવાના કેસ એવાં સરખાં અને નાજુક હતા કે મધપૂડાની યાદ આપતા હતા. બીજો વિભાગ ઇતિહાસનો હતો. ઇતિહાસના વિભાગમા કેવળ નકશા હતા એટલે એ ભૂગોળનો વિભાગ હોય તેમ લાગે વળી કેવળ નકશાથી ઇતિહાસ વિભાગ સમૃદ્ધ ન થાય એટલા પ્રમાણમા એમાં ત્રુટી હતી. પરંતુ એ સાધનો મેળવવાં સુલભ નહિ હોય એટલે નકશાથી ચલાવી લીધું લાગે છે ભૂગોળ વિભાગમા પણ ચાર્ટ દ્વારા જુદા જુદા વિષયો બતાવવાની ગોઠવણ કરી હતી. વિદ્યાર્થીઓ માટે ઠીક, પરંતુ જ્યારે લોકશિક્ષણનુ પ્રદર્શન એક અંગ બનાવવુ હોય ત્યારે ચિત્રોથી નહિ પણ નમૂનાથી માહિતી અપાય તો જોનાર વર્ગને એ સંતોષી શકે. જેનો ખ્યાલ વિજ્ઞાન વિભાગ પૂરતો આપતો હતો.

વિજ્ઞાન વિભાગમા પ્રત્યક્ષ ખ્યાલ આપતા પ્રયોગો હતા અને નમૂનાઓ હતા. આપણા પેટના આંતરિક અવયવોનો અભણ માણસને પણ ખ્યાલમાં આવી જાય તેવા સરસ નમૂનો હતો. અવાજની ગતિ, વીજળીનો આંચકો, ગુરુત્વાકર્ષણ, ટેલીગ્રાફ, ગરમીની અસર, પાણીનો ધોધ. વિજ્ઞાનના બીજા ખંડમા ચિત્રો દ્વારા ચોખ્ખું અને શુદ્ધ પાણી, ખોરાકની બરબાદી — વધુ ઉકાળવાથી, ઓસામણ ફેંકી દેવાથી, સંચે ખાંડવાથી, પૉલિસ કરવાથી, છાલ કાઢી નાખવાથી. આમ વિજ્ઞાન વિભાગ લોકશિક્ષણની દૃષ્ટિએ ઉત્તમ

વિભાગ કહેવાય. કૃષિગોવિદ્યા વિભાગ પણ વિજ્ઞાન જેવો સમૃદ્ધ હતો. રૂની જુદી જુદી જાતો હતી. ચરોતરમાં જેનાં બી જોવા ન મળે તે જ્યુટ, નાઈજર, કસુંબી, સોયાબીન વગેરેનાં બી હતાં. તારક માછલી, દરિયાઈ પંખો, આઠ પગ, આંબાનો મેદ વગેરે જીવ હતા. પાકને ઉપયોગી અને નુકસાન કરનાર કીટકો હતાં. ખાદી ઉદ્યોગ વિભાગમાં લોઢવાથી માંડી વણવા સુધીનાં સાધનો હતાં. રેંટિયાના જુદા જુદા નમૂના હતા. સાબુ વિભાગ, બાલશાળા વિભાગ પણ હતા. બાલશાળા વિભાગમાં જુદા જુદા અનાજથી રંગોળી પૂરી હતી તે સ્ત્રીઓને શીખી લેવા જેવી હતી.

આ પ્રદર્શન ખુલ્લું મૂકાયું અને તે સરસ છે એમ જોતાં ખ્યાલ આવ્યો ત્યારે મને રંજ થયો હતો. રંજ એ લાગ્યો કે આણંદમાં આ પ્રયોગ પ્રથમ છે એટલે લોકો એનો જોઈએ તેટલો લાભ નહિ લે. પરંતુ બીજે દિવસે સાંજે હું ફરી એ જોવા ગયો ત્યારે મારો રંજ ઊડી ગયો અને હર્ષ ઉભરાયો. જાણે મેળો ભરાયો હોય તેમ લોક ઉભરાતું હતું. બાળકો અને સ્ત્રીઓની સંખ્યા વિશેષ હતી. પુરુષો સ્ત્રીઓના પ્રમાણમાં ઓછા હતા.

પરંતુ પુરુષોની એ ઓછી સંખ્યાએ રાત્રે નાટ્યપ્રયોગો વખતે બદલો વાળી દીધો. સાંજનો લોકમેળો જોઈને જ મને ખ્યાલ આવી ગયો હતો કે રાત્રે મેદની જામવાની. અને બન્યું પણ એમ. આણંદના ઇતિહાસમાં આવા નાટ્યપ્રયોગો વખતે માળવો સભામાં આવાઈ જાય અને તેની લાઉડ સ્પીકર ઉપર જાહેરાત કરવી પડે તેવો પ્રસંગ આ પ્રથમ હશે. તારી ભત્રિજી નિરંજનાને પણ એ બહુમાન મળ્યું હતું! નાટ્યપ્રયોગોમાં નાની અને મોટી બહેનોનો ગરબો હતો. નાના બાળકોનો રામ, લક્ષ્મણ અને શબરીનો સંવાદ હતો. મોટા વિદ્યાર્થીઓનું વકીલ અને દરબાર (ઠાકોર)નું પ્રહસન હતું. લાકડાં વહેરવાની કરવતીમાં પણ જલતરંગના સૂર છે તેમ બતાવનું શ્રી. ગદ્રે. સંગીત શિક્ષકનું વાદ્યસંગીત હતું. અને શિક્ષકોએ દ્વિજેન્દ્ર રોયનું શાહજહાં નાટકમાંથી હિન્દુસ્તાનીમાં પ્રવેશો ભજવ્યા હતા. રોજ જોયેલા ચહેરા પણ રંગમંચ પર વરતાતા નથી એનો આબાદ નમૂનો શાહજહાંનું પાત્ર ભજવનાર શ્રી હરમાનભાઈનો હતો. જશવંતસિંહ બનનાર શ્રી કંચનલાલનું પણ એવું હતું. સૌમ્ય અને સાદા શ્રી મગનભાઈ મોગલાઈ પોષાકમાં દારા તરીકે, પાણીદાર દેખાતા હતા. ઔરંગઝેબના પોષાકમાં શ્રી નટવરલાલ ઊંચા અને ગોઝા જાડા દેખાતા હતા. ભિખારી ઢંગ તરીકે ઔરંગઝેબની બાદશાહ પાત્રની નક્કરતામાં અજબ છુપાઈ રહેતી હતી. શ્રી ગોપીબહેનના સ્વભાવમાં મીઠાશ અને મૃદુતા હતી એટલે જહાનઆરાના પાત્રમાં જે

કડકાઈ જોઈએ તે એ લાવી શકતાં ન હતાં. હિન્દુસ્તાની પણ એમના મોંમાં પગાઈ હોય તેમ વરતાઈ આવતી હતી. શ્રી વિઠ્ઠલભાઈ જેવા નમ્ર માણસ ઔરંગઝેબના ક્રૂર પુત્ર મદમદનું પાત્ર ભજવે એય જોવાનો લહાવો હતો. સ્વભાવમાં જે ન હોય તે ઉછીનું લાવવું દુષ્કર છે તે શ્રી ગોપીબહેન અને શ્રી વિઠ્ઠલભાઈના પાત્રો કહી આપતા હતાં. રસ્તે ચાલતા હોય તો ઊંચાઈના પ્રમાણમાં જાડા હોવાથી લથડપથડ લાગતા શ્રી અંબુભાઈએ દાઢીમૂછ પહેરી ચકોર ઉપર ફરતા અને વાણીમા હોંગતા આણી હતી તેથી લાગતું હતું કે સ્વભાવની વિરુદ્ધ પણ પાત્ર ભજવી શકાય છે! હિન્દુસ્તાની જેને સમજાતી હોય તેને રસ પડે તેવુ નાટક હતુ. બોધપ્રધાન વસ્તુ હતું. પરંતુ મને બીક છે એનો આસ્વાદ લેઈ શકે એવો વર્ગ એ મેદનીમાં નાનો હશે.

ઉત્સવમા, પ્રદર્શનની ખાસી તરીકે ગણવું હોય તો ચિત્રવિભાગમાં વધુ પડતા ચિત્રો મુકવા હતા એટલે પ્રદર્શનને બદલે સંગ્રહસ્થાન હોય તેવો ભાસ પણ થતો. સંગ્રહસ્થાનમા વસ્તુઓ સંઘરવાની છે, પ્રદર્શનમાં પ્રજાને બતાવવા જેવી વસ્તુને પ્રદર્શિત કરવાની છે. આ બે ભેદ સમજીને વિવેક જળવાય તો પ્રદર્શન વધુ સમૃદ્ધ બને સિનિમાના થિયેટરનો નમૂનો ન બનાવ્યો હોત તો પણ ચાલત એને તો લોકો ગંજ પૈસા આપીને, ધક્કા ખાઈને પણ જુએ છે સ્ત્રીઓએ જે મોટા પ્રમાણમા ભાગ લીધો તે જોતાં સિનેમાને બદલે એક વ્યચિત ઘરનો નમૂનો મૂક્યા હોત તો એ ઉપયોગી થાત. નાટ્યપ્રયોગોમા નાની બાળાઓને આદણીનાં લફરાં વળગાડવાની જરૂર ન હતી. નાના બાળકો રામ-લક્ષ્મણ થાય તે કરતાં એ ઉમરને અનુરૂપ વિષય, નિશાળ, રમત, એવુ કોઈ ભજવ્યુ હોત તો સ્વાભાવિક લાગત. નાટક હિન્દુસ્તાનીમા ભજવાયુ તે કરતા ગુજરાતીમાં ભજવાવવુ જોઈતુ હતું.

એક પણ દિવસ શાળાનું કામકાજ બંધ રાખ્યા વગર થોડા જ દિવસોમા લોકશિક્ષણની દૃષ્ટિએ ઉપયોગી અને આનંદદાયક ઉત્સવ સફળ કરવા માટે કોને અભિનંદન આપવા પડશે પાછળ કોણે કેટલું કામ કર્યું છે તેથી હુ દૂર હોવાથી કોઈના વિશેષ નામનો ઉલ્લેખ કરતો નથી. પરંતુ એ હાથ વગર તાળી ન પડે તેમ બધા શિક્ષકોનો સહકાર એમા ચોખ્ખો વરતાઈ આવતો હતો. વિદ્યાર્થીઓને તો આવા પ્રસંગે ઉમંગનો પાર હોતો નથી એટલે એમના સહકારની ગણતરી કરવાની ન હોય. અને એ રીતે સૌને અભિનંદન આપવા રહ્યાં.

અને મે તને આ પત્ર દ્વારા એ ઉત્સવનો લ્હાવો આપ્યો એટલે તારે મને પણ અભિનંદન આપવા જોઈએ. અને મારા એ લહેણા પેટે તું એમીને બે બચી કરજે. એ જ

મોટાભાઈના શુભાશીષ

# અમેરિકાની સંતાનભૂખ

ફ્રેડરીક બ્રોનેલ

ગયે મહિને હું અમદાવાદના મહિપતરામ રૂપરામ અનાથાશ્રમમાં ગયો હતો. એનાં મંત્રી શ્રી સરોજબહેન પટેલને મેં પૂછ્યું કે અનાથ બાળકોમાંથી કોઈ ગૃહસ્થ દત્તક તરીકે બાળકને લેઈ જાય છે? એમણે કહ્યું કે એવી કોઇ માગણી આવતી નથી. આપણે ત્યાં પુત્રની પ્રજા ન હોય તો એક પત્નીની હયાતિમાં બીજી પત્ની કરવાની રૂઢિ હતી. એ રીતે પુત્રૈષણાની વૃત્તિ સન્તોષાતી. પરંતુ હવે એકપત્નીવ્રતનો કાયદો આવવાથી એ રૂઢિ નાબૂદ થાય છે. અમુક કિસ્સામાં પુત્રૈષણા માટે પિત્રાઇ કે સગામાંથી બાળક દત્તક લેવાય છે. પરંતુ જે બાળકનાં માબાપ નથી કે એને એ પાળી શકે તેમ નથી એવાં અનાથ બાળકને દત્તક લેવાની વૃત્તિ આપણામાં જન્મી નથી એ શ્રી સરોજબહેનના ઉત્તરમાં જોવા મળે છે. એ સ્થિતિમાં અનાથ બાળકોને દત્તક લેવાની પ્રથા અમેરિકામાં કેટલા મોટા પ્રમાણમાં મોજૂદ છે તે 'રીડર્સ ડાયજેસ્ટ' માંના એક લેખમાંથી નીચે ઉતારી છે. **તંત્રી**



• માની લ્યો કે તમે અમેરિકાના ૪૮ રાજ્યોમાંથી કોઇ એક પ્રાંતમાં રહો છો. કેટલાક વખતથી તમે અને તમારી પત્ની બાળકને દત્તક લેવાના વિચારો કર્યા કરો છો. અને તમારી એ વૃત્તિ ખોટી પણ નથી, કારણ કે જ્યાં સુધી ઘરમાં રમકડાંને ભાંગનાર અને બારણાંને ધડાધડ વાસીને ઘોંઘાટ મચાવનાર બાળક ન હોય ત્યાં સુધી ઘર સૂનું લાગે છે. ખોળો ખૂંદનાર પોતાનું બાળક પ્રભુએ તમને ન આપ્યું હોય તો તમારે માટે દત્તક બાળક લેવું એ એનો ઉકેલ છે. એ ઉકેલ ઉભય પક્ષને લાભદાયક છે. જે બાળકને માબાપ નથી તેને માબાપ મળે છે, અને તમને બાળક મળે છે. બાળક તમારે ગૃહે આવી તમારો પ્રેમ મેળવે છે, જીવનની સલામતી અને વિકાસની તક મેળવે છે અને માતૃત્વ અને પિતૃત્વના લાભ મેળવે છે.

યુનાઇટેડ સ્ટેટ્સ ઑવ અમેરિકામાં બધાં મળીને લગભગ દસ લાખ બાળકોની સંખ્યા દત્તક આપવાની છે. એક લાખ અનાથાશ્રમમાં ઉછરે છે. ૩ લાખ ૮૫ હજાર પાલકોની દેખરેખ નીચે છે. ૬ લાખ કુટુંબીઓ કે સગાંસાગવાંને ઘેર ઉછરે છે. આટલી મોટી સંખ્યામાંથી તમારે મનપસંદ બાળકને પસંદ કરી એ રખડતા રામને તમારા ઘરમાં આવકાર આપવાનો

છે. અને તે માટે તમારે દત્તક આપવા અંગે કામ કરતી મંડળી (adoption agency)નુ બારણુ ખખડાવવુ જોઈએ

અને આમ જ્યારે દત્તવિધાન મંડળી આગળ તમારી માગણી આવીને ઊભી રહે ત્યારે શુ બને એ જાણો છો?

તમને એક પ્રશ્નોત્તરી મોકલી આપવામા આવે. જે તમે ભરી મોકલો, એટલે એ ઉપરથી તમારી માગણી ધ્યાનમા લેવા જેવી હોય તો તમને રૂબરૂ મુલાકાત માટે બોલાવવામા આવે. પરંતુ બાળક મેળવવામાં તમે એકદમ સફળ થઇ જાવ તેમ માની લેવાનુ નથી મોટે ભાગે ૨૦માથી એક જણ એમા સફળ થતો હોય છે.

જો તમારી ઉમર ૪૦ વર્ષ ઉપરની હો અથવા તમારી પત્નીની ઉમર ૩૫ વર્ષ ઉપરની હોય તો ઘણી મંડળીઓ તમારી માગણી સ્વીકારે નહિ જો તમે પતિપત્ની જુદા જુદા પંથના દેવળમા જતા હો, તમને પરણે બે વરસ કરતા ઓછી મુદત થઇ હોય કે તમને તમારુ પોતાનું બાળક હોય તો પણ તમારી માગણી સ્વીકારાય નહિ

કેટલીક મંડળીઓએ એમ નિયમ સ્વીકારેલા હોય છે કે દેવળના માણસો અને ટ્રાવેલીંગ સેલ્સમેન આશાસ્પદ માબાપ ગણાય. અને સુથાર અને નામુ લખનાર મહેતાઓને બેંકના માણસો અને કોલેજના પ્રોફેસરો કરતાં પ્રથમ પસંદગી આપવામા આવે છે આમ આ બધી શરતો તમે પૂરી કરો છતા પણ નિરાશ થવાનો અનુભવ તમને થાય તો નવાઇ નહિ. એક દંપતીને હુ ઓળખુ છુ, જે આ રીતે છેવટ નિરાશ થયેલુ કારણ કે એમના લગ્નની સર્ટિફિકેટની કોપી રજૂ કરવામા એ દંપતી નિષ્ફળ ગયુ હતુ મંડળીને એ વિના શી રીતે ખાત્રી થાય કે એ દંપતીનુ લગ્ન કાયદેસર હતુ!

એક બીજા દંપતીની માગણી મંડળીએ '૪૧ની સાલમા રજીસ્ટર ઉપર નોંધેલી બે વર્ષ ઉપર મંડળીએ એમને જણાવ્યું કે તમારી હકીકતની તપાસ કરવાનુ કામ સામાજિક કાર્યકરને સોંપવામા આવ્યુ છે. હજુ પણ એમને દત્તક બાળક મળ્યુ નથી!

માની લ્યો કે તમે તમારી રૂબરૂની મુલાકાતમા પાર્સ થયા, તમારા અંગેની હકીકત અને પરિસ્થિતિની રીતે લાયક ઠર્યા અને છેવટ તમારી માગણી સ્વીકારાઇ ગઇ, છતા પણ બાળક મેળવતા તમારે લાંબી રાહ જોવી

પડવાની. ન્યૂયોર્કમાં એ સમય સરેરાશ ૧૮ મહિના સુધીનો હોય છે, ઍરિઝોનામાં ચાર વર્ષ સુધીનો લાંબો હોય છે!

આ બધાના કારણમાં એક કારણ એ પણ છે કે દત્તક બાળકો લેવાની ભૂખ પ્રજામાં છેલ્લાં દસ વર્ષની અંદર ચારગણી વધી ગઇ છે. અને તેથી એ અંગે કામ કરતી મંડળીઓ તેને પહોંચી શકતી નથી. આ અંગે તપાસ કરવા નિમાયેલી સંયુક્ત કમિટી (એકેડેમી ઑવ મેડીસીન, યુનાઇટેડ હૉસ્પિટલ ફંડ અને વેલફેર કાઉન્સીલ) એ ન્યૂયોર્ક શહેરની પરિસ્થિતિ અંગે જાહેર કર્યું છે કે આ ભૂખ કાબૂ બહાર ગઇ છે. એક, મેનહેટન (Manhattan) દત્તવિધાન મંડળને એક વર્ષમાં ૧૮૫૦ અરજીઓ મળી. ૪૦૦ ને મુલાકાત આપી. ૨૦૦ ને સ્વીકારીને વેઇટીંગ લીસ્ટમાં દાખલ કરી અને ૧૦૦ જણને બાળકો સોંપવામાં આવ્યાં. બીજી ન્યૂયોર્કની દત્તવિધાન મંડળીને ૫૦૦૦ અરજીઓ મળી હતી અને એણે ૨૭૫ બાળકો દત્તક તરીકે આપ્યાં હતાં.

નિરાશ થતી પ્રજાને આ મંડળીઓ માફ કરવાનું કહે છે. એ મંડળીઓનું મુખ્ય કામ અનાથ બાળકોની જરૂરિયાતને પહોંચી વળવાની સેવા છે, નહિ કે પ્રજાની દત્તક લેવાની ભૂખ કોઇ રીતે સંતોષવાની. બીજું, બાળકોને કેવળ પેટ ભરીને ધાન મળે એટલું જ પુરતું નથી. ત્રીજું, બાળકો કાળા બજારમાં ચાલ્યાં ન જતાં હોત તો વધુ સંખ્યામાં તે કામ થઇ શકત.

આ અંગે કારણો છે. આજની પદ્ધતિએ બાળકોની જરૂરિયાતો પરિપૂર્ણ થતી નથી તેમ અમુક પ્રસંગોમાં જોવા મળે છે. બીજું કારણ કે માગણી અને પૂરવઠા વચ્ચે જે અંતર છે તે સાચું નથી. ત્રીજું અને મુખ્ય કારણ, કામ કરતી મંડળીઓ તેના જે કામકાજમાં ઉતરતી જાય છે એટલે કાળા બજારનું અસ્તિત્વ ટકી રહ્યું છે.

પરંતુ એનો બીજો ઉપાય નથી: બાળકની જરૂરિયાતને પ્રથમ અને મુખ્ય સ્થાન મળવું જોઇએ એ વિષે કોઇમાં બે મત નથી. માનસશાસ્ત્રીઓના અભિપ્રાય પ્રમાણે, સર્વ જરૂરિયાતમાં બાળકની પ્રથમ જરૂરિયાત પોતાપણાની ભાવના છે. બાળકને ખાત્રી થવી જોઇએ કે એના ઉપર પ્રેમ કરવામાં આવે છે અને આ ઘરમાં પોતાની જરૂર છે. એને હૃદયમાં વસવું જોઇએ કે આ ઘર પોતાનું છે અને પોતાની આ ઘરમાં સંપૂર્ણ સલામતી છે. એને લાગવું જોઇએ કે આ ઘરમાં જે વસે છે તેમની પાસેથી મદદ લેવાનો તેને હક છે

અને એમના હૃદયમાં એના વિષે હમદર્દી છે. એને ખાત્રી થવી જોઈએ કે, એના પોતાના સગા માબાપ પછી આ જ બીજું ઘર છે કે જેમાંથી એ ઉપર પ્રમાણેની ભાવનાનું વીટામીન્સ મેળવી શકે છે.

બાળક આ ભાવના અનાથાશ્રમમાં મેળવી શકતું નથી. પાલક ઘરમાં કંઈક મેળવે છે, પણ એના ત્યાંથી નોટીસ મળતાં થોડા વખતમાં ચોંટેલાં મૂળિયાં ઉખડી જાય છે. એટલે જે રીતે આ મંડળીઓ ચોકસાઈ અને આકરી કસોટી કરે છે તેની તમારે આશા રાખવી જોઈએ. જો એ ભાવનાનું વિટામીન્સ તમારી પાસેથી બાળકને ન મળવાનું હોય તો એને આશ્રમ કે પાલક ઘર મૂકી તમારે ઘેર આવવાનું શું પ્રયોજન? મંડળીને એવું કામ કરવાની શી જરૂર?

આ આકરી કસોટીને લીધે નિષ્ફળ ગયેલા દંપતી પછી મંડળીને બાજુએ નાખી સીધા જે માબાપ કે પાલક દત્તક આપવા ખુશી હોય તેની સાથે ગોઠવણ કરે છે અને આમાંથી કાળું બજાર જન્મ્યું છે. આ ધંધામાં ડૉક્ટરો, વકીલો, નર્સો, દાયણો અથવા આ અંગે ધંધા કરનાર વચેટીઆ ભાગ ભજવે છે અને બીજા ધંધાની જેમ આ ધંધા પણ કાળા બજારને લીધે સારા નફાકારક બનેલા છે. આ કામની કોઈ ભાળ હોય નહિ અને માગણી ને પૂરવઠો પણ ઠામ ઠેકાણે નહિ. હું જેમને ઓળખું છું તેવા એક એટર્ની સાઈડ લાઈન તરીકે બાળક દીઠ એક હજાર ડૉલરની ફીથી પ્રેક્ટિસ કરે છે. બીજાઓ પણ લેનાર વેઠી શકે તે પ્રમાણે ૫૦૦ થી ૩૦૦૦ હજાર ડૉલર સુધી પડાવે છે. કેટલાક ધંધાદારીઓ દત્તક આપવાના બાળકની ભાળ આપનારને કમિશન આપે છે.

કોઈ વખત દત્તક લીધેલું બાળક પાછું આપવું પડે તેવા પ્રસંગ પણ બને છે. એક દંપતીને લગ્નના દસ વર્ષ પછી બાળક ન હતું એટલે એક બાળકી દીકરી એમણે દત્તક લીધી. બાઈનો પતિ દરિયા ખેડનાર વેપારી હતો અને બાળકના જન્મ પહેલાં એ પરદેશ ચાલ્યો ગયો હતો અને તેનો ભાળ પણ ન હતી. બે વર્ષ પછી, જ્યારે બાળક એના નવા માતાપિતાને જ માબાપ માનતું થયું હતું અને તે દંપતી પણ એને પોતાના બાળક તરીકે પ્રેમ કરતા હતા ત્યારે એનો પિતા પરદેશથી આવી પહોંચ્યો. એણે કોર્ટમાં બાળક પાછું મેળવવાની માગણી કરી અને પોતે હિંદમાં બિમાર હતો એટલે લખી કરાવી શકે તેમ ન હતો તેમ રજૂઆત કરી. ન્યાયાધીશે મૂળ પિતાને બાળક આપવાનો ચુકાદો આપ્યો।

# ખોરાકના મોરચા પર કિસાન

ઈશ્વર પેટલીકર

ખોરાકના પ્રશ્નમાં કિસાન, ગૃહિણી, સરકાર, અનાજનો નિષ્ણાત અને વહેંચણી કરનાર કેવો ભાગ ભજવી શકે તે અંગે વડોદરા રેડિયોએ એક વાર્તાલાપમાળા યોજી હતી. તેમાં કિસાનનો વિષય મને સોંપવામાં આવ્યો હતો. તે અનુસાર તા. ૧૯-૫-'૪૯ના રોજ જે વાર્તાલાપ કરવામાં આવ્યો હતો તેને ટૂંકાવીને અહીં વડોદરા રેડિયો સ્ટેશનના સૌજન્યથી મૂક્યો છે.

Δ

આજે દેશમાં ખોરાકનો મોરચો અતિ અગત્યનો છે, એ મોરચો સફળ કરવા માટે ખેડૂતસમાજમાં મેં પ્રવાસ શરૂ કર્યો. એના જે અનુભવ મળ્યા તેમાંથી જુદા જુદા વર્ગના પ્રતિનિધિ જેવા ખેડૂતોની જુબાની આપ સૌની સમક્ષ અત્યારે રજૂ કરું છું

પ્રવાસની શરૂઆતમાં પ્રથમ મળ્યા નાથાભાઈ. દેશમાં મોટો વર્ગ અભણ ખેડૂત છે તેના એ પ્રતિનિધિ હતા, મેં એમને મારા પ્રવાસનો ઉદ્દેશ કહી સંભળાવ્યો.

નાથાભાઈ મારી વાતને હસી કાઢતાં બોલ્યા: 'જુઓ ભાઈ! વધારે અનાજ પાકે એમ બધા ખેડૂત ઇચ્છે છે, પણ ખેતી એ કર્માધર્મી છે. કરમ પ્રમાણે પાકે. કૉંગ્રેસ સરકાર આવી અને એણે વધારે અનાજ ઉગાડવાનો ઉપાડો લીધો ત્યારે સમૂળગું ના પાક્યું—છપ્પનિયો પડ્યો!'

મેં એમને કહ્યું: 'દુકાળ તો ગુજરાતના અમુક ભાગમાં પડ્યો છે. આખાના દેશમાં દુકાળ નથી. વળી કરમ પ્રમાણે પાકે એવું કશું નથી. અમેરિકામાં, ઑસ્ટ્રેલિયામાં, કૅનેડામાં ખેડૂતો વધારે અનાજ પકવે છે એટલે આપણે ત્યાંથી લાવી શકીએ છીએ. આપણા દેશમાં પણ ખેડૂતો ધારે તો વધારે અનાજ પકવી શકે અને બહારથી અનાજ ન લાવવું પડે.'

નાથાભાઈને ગળે વાત ન ઊતરી હોય તેમ બોલ્યા: 'એ બધી બહારની વાતો અમે કંઈ ન સમજીએ. અમે તો બાપદાદાના વખતથી જોતા આવ્યા છીએ કે ખેતીના ધંધામાં લાખ મળવાના નહિ અને લખેશરી થવાના નહિ.'

એ પછી હું કિશાભાઈને મળ્યો. એ પોતે થોડા ભણેલા અને ખેતીમાંથી જે પૈસા કમાવા મહેનત કરે તે વર્ગના પ્રતિનિધિ હતા. મને થયું આ વર્ગ

જો ખોરાકના મોરચા ઉપર ભરતી થાય તો નાથાભાઇ જેવા એમનું અનુકરણ કરશે મે એમને મારી વાત ગળે ઉતારવા પ્રયત્ન કર્યો

હિંમતભાઇ બોલ્યા 'તમારી ભાઇ ખેતી કર્યા વગરની એ બધી વાતો છે અનાજમાંથી જે પૈસા મળે એવું કોક વખત બને છે કપાસ અને તમાકુમાં કંઇક કસ હતો પરંતુ કપાસના સરકારે ભાવ બાંધ્યા અને તમા-ઉપર જકાત નાખી એના ખેડુતો કંઇક કમાત પણ એટલે જાગરી વધુ તમાકુનું વાવેતર ન થઇ શકે એમ કાયદો કરી ખેડૂતને નુકસાન કર્યું '

તે પછી મે મુલાકાત લીધી બકોરભાઇની એ ગણોતિયા ખેડૂત હતા સરકારે ગણોતધારો કરી એ વર્ગને સારુ રક્ષણ આપ્યુ છે મને થયુ જરૂર આ વર્ગ સરકારના વધુ અનાજ ઉગાડો મોરચામાં ભરતી થઇ મદદરૂપ થઇ પડશે મે એમને સમજણ પડે એ રીતે સાદી ભાષામાં બધી વિગત સમજાવી

બકોરભાઇએ પોતાનું દુઃખ રડતા કહ્યું 'સાહેબ ! સરકાર અમારા માટે ઘણું કરે છે પરંતુ એક વાત જ્યાં સુધી એ ના કરે ત્યાં સુધી અમારો દહાડો નહિ વળે અનાજ વધારે નહિ ઊગે '

મે પૂછ્યુ 'તમારે શ્યી મદદ જોઇએ ?'

બકોરભાઇએ કહ્યુ 'પૈસાની મદદ ગણોતધારા પહેલા જમીનદાર પાસેથી અમને મદદ મળતી હવે એ અમને આંખના પાટા જેવા માને છે કેટલાકે જમીન પણ ખૂંચવી લીધી અને નથી ખૂંચવી લીધી તે મદદ કરતા નથી કહે કે—સરકાર પાસે જાઓ, એ તમારું બધું કરશે. હવે આપશે મારી જ વાત કરું, સાહેબ ! બળદ મરી ગયો છે બીજો લાવવા માટે પૈસા નથી માથે વરસ આવ્યું છે કોઇ ધીરતું નથી પછી હું શી રીતે અનાજ વધારે ઊગાડું ? ઊલટી મારી ખેતી રખડી જશે અને છોકરા મરી જશે'

મારા પરિચિત અને ખેતીના ખર્ચને પહોંચી વળે તેવા નરોત્તમભાઇને હું મળ્યો મારા આવવાનું કારણ કહ્યું તમારા જેવા વર્ગે ખોરાકના મોરચા પર ભરતીમાં જોડાવું પડશે તેના અંગત સંબંધને લીધે મે આગ્રહ પણ કર્યો

નરોત્તમભાઇએ મને કહ્યુ 'ઇશ્વરભાઈ, એ વાત તમારે અમને કહેવી જ ન પડે સરકારે ગણોતધારો કર્યો એટલે ઘેર જમીન ખેડવા માંડી તે વધારે અનાજ ઉગાડવાની આશા કે બીજું ? પણ પૈસા ખર્ચતાંય સાધનો ન મળે એટલે અનાજ તે ઊગાડવું શી રીતે ?

મે પૂછ્યુ 'ક્યા સાધનો જોઇએ ?'

નરોત્તમભાઇએ કહ્યુ આ સાલ દુકાળ પડ્યો એટલે કૂવાના પાણી સારુ ઓઇલ એંજિન કરવાની જરૂર પડી...

હું વચ્ચે બોલ્યો : 'બોરીંગ માટે પાઇપો જોઇતી હોય તો સરકાર પરમીટ આપે છે.'

નરોત્તમભાઇએ કહ્યું : 'સરકારની ટીકા નથી કરતો. એમને મુશ્કેલીઓ પણ હશે. પરંતુ પરમીટ ઝટ મળતી નથી અને મળ્યા પછી ઉમંગભેર પાઇપો લેવા ગયા ત્યારે ભંડારવાળાએ કહ્યું — સ્ટોક નથી. સ્ટોક ક્યારે આવશે એમ પૂછ્યું ત્યારે કહે — કંઇ કહેવાય નહિ. ખૂકીંગ ઉપર આધાર છે. આમ પરમીટ, સ્ટોક અને ખૂકીંગની હાડમારીમાં એંજિનના પાણી ઉપર પોરોસો બાંધ્યાં ખેડૂતોએ અનાજનું વાવેતર કર્યું હતું તે બળી ગયું !'

મેં જવાબ આપ્યો : 'સરકારે હવે અનાજની નીતિ જાહેર કરી છે. ૧૯૫૨ની સાલ પછી અનાજ પરદેશથી મંગાવવાનું નથી એટલે દેશમાં વધારે અનાજ ઉગાડવાનો મોરચો લડાઇના મોરચા કરતાં અગત્યનો બનાવવાનો નિર્ણય કર્યો છે એટલે ખેતીની જરૂરિયાતવાળી વસ્તુઓને ખૂકીંગ માટે પહેલી પસંદગી રેલ્વેમાં મળશે.'

નરોત્તમભાઇ એનો સ્વીકાર કરતાં બોલ્યા : 'સરકાર ખેડૂતને મદદ કરવા પ્રયત્ન કરે છે પરંતુ ખેડૂતની મુશ્કેલી અને સગવડ સમજે તેવા અનુભવી માણસો એ તંત્રમાં ન ગોઠવાય ત્યાં સુધી એનો લાભ ખેડૂતને પૂરેપૂરો ન મળે. કૂડની તંગીને લીધે ખેડૂતોને ઉછરેલી કેળો ખોદી નાખવી પડી. નવું વાવેતર ન થવા દે તે સમજાય એવું છે પણ તૈયાર કેળો ખોદી નાખવી પડે એ કેટલું નુકસાન ? ખાતર આવે તો એ ખેડૂતને ખેતીનું કામ હોય ત્યારે આવે, એટલે તાલુકાનાં સ્થળેથી—દૂરથી—ચોમાસામાં લાવવાની સગવડ ન હોય અને થોડું લાવવાનું હોય તો ખર્ચ વધી પડે. એટલે સરવાળે ખેડૂત એ મદદ જતી કરે અને અનાજ ઉગાડવાના સરકારના કામમાં વેગ ન આવે.'

તે પછી હું ભીખાભાઇને મળ્યો. એ મોટા પાયા પર ખેતી કરનાર વર્ગના પ્રતિનિધિ હતા. એ વર્ગ ધારે તો સારી રીતે મદદરૂપ થઇ શકે તેવી લાંબી જમીન અને પૈસા રોકી શકે તેવી સ્થિતિ ધરાવતો હતો. મેં મારી મુલાકાતનું કારણ જણાવી તેમની પાસે મદદની માગણી કરી.

ભીખાભાઇએ એમની વિચારસરણી જણાવતાં મને કહ્યું : 'આજે દેશમાં મોટો વર્ગ ખેતીને વેપાર માનતો નથી, પણ ખરી રીતે ખેતી એ વેપાર છે અને હું તે રીતેજ વિચારું છું. વધુ અનાજ ઉગાડવાની ના નથી, પણ એ પહેલાં ખેડૂત પાયમાલ ન થઇ જાય તેની એને ખાત્રી મળવી જોઇએ.'

હું નવાઇ પામતાં બોલી ઊઠ્યો : 'કેવી વાત કરો છો ? વધુ અનાજ ઉગાડવાથી ખેડૂત પાયમાલ થઈ જાય કે સદ્ધર બને ?

ભીખાભાઇ માર્ગ અજ્ઞાન પર ઝીણી આંખ કરતા બોલ્યા 'સહેજ થા તો તો સારુ પણ વધુ ઉત્પાદન થતા ભાવ નીચા જાય તો તો એ પાર્યમાન થઇ જાય અમે હજુ '૩૦ની સાલનો દસકો ભૂલ્યા નથી એ વખને ભાવ એવા બેસી ગયા હતા કે ખેતીની ખોટનો ધધો હતો આજે ભાવ ઊંચા છે તે સાચુ, પણ એને નીચા લાવવાની બધેથી માગણી આવે છે સરકારની પણ એ નીતિ છે'

મે કહ્યુ 'પણ તમે જ કહો, આજે અનાજના જે ભાવ છે તે સામાન્ય માણસને પોષાય તેવા છે?'

ભીખાભાઇએ એનો સ્વીકાર કરતા કહ્યુ 'એ તમારુ કહેવુ સાચુ છે ભાવ નીચા આવે તેનો વાંધો ય નથી પણ તે સાથે ખેડૂતની જરૂરિયાતની ચીજોના ભાવ પણ નીચા આવવા જોઇએ પરતુ બીજા ક્ષેત્રે એના ચિહ્ન દેખાતા નથી એટલે વધુ અનાજ ઉગાડવાના વપારમા નાણા રોકતા માગ જેવા વેપારી ખેડૂત ડરે છે'

મે દલીલ કરી 'એ હુ સમજ્યો પરતુ જીવનની મુખ્ય જરૂરિયાત અનાજ કહેવાય એના ભાવ જેમ એટલે પછી આપોઆપ થોડા વખતમા બીજા ભાવ નીચા ગયા વગર નહિ રહે'

ભીખાભાઇએ સામી દલીલ કરી 'પણ એ વચગાળાના સમયમા ખેડૂતોનો કચ્ચરઘાણ નીકળી જાય તેનુ શુ?'

મે કહ્યુ 'જો આમ દરેક વર્ગ પોતાના સ્વાર્થનો પ્રથમ વિચાર કર્યા કરે તો પછી આ વિષચક્રનો અત કઇ રીતે આવે?'

ભીખાભાઇએ જણાવ્યુ 'જુઓ ઈશ્વરભાઇ પરમાર્થની વાતો કરવી સહેલી છે વળી કોઇની પાસે લક્ષ્મી હોય અને દાનની માગણી કરવી એ જુદી વાત છે પણ ધધામા ખોટ ખાવાનુ કોઇને ન કહી શકાય'

મે કહ્યુ 'તો પછી એનો રસ્તો તમે શો બતાવો છો?'

ભીખાભાઇ કહે 'સરકારે વધુ અનાજ ઉગાડવાની યોજનાના પ્રથમ પગલા તરીકે ખેડૂતને ખાત્રી આપવી જોઇએ કે ઉત્પાદનના બજારભાવ ભાવ મળી રહેશે સરકાર જો પ્રજાને સસ્તા ભાવે અનાજ આપવા માગતી હોય તો આજે જેમ નાખો ટન અનાજ મોઘા ભાવે પરદેશથી લાવી ખોટ ખાઇને પ્રજાને આપે છે તેમ દેશનુ અનાજ પણ આપવુ જોઇએ ખેડૂત ઉપર એ ખોટ પડવી ન જોઇએ'

કે ને ૮ મજા અરવિદભાઇને એ બાજુના ખેડૂત વર્ગના પ્રતિનિધિ હતા આર્ટ્સ ગ્રેજ્યુએટ હતા પૈસેટકે સુખી હતા એટલે નોકરી ન કરતા

ધરતી ખેતીમાં પળ્યા હતા. વળી રાષ્ટ્રવાદી માનસના હતા એટલે વધુ અનાજ ઉગાડો એમ એમને કહેવું પડે તેવું પણ ન હતું. એમણે મારા પ્રવાસનું કારણ જાણતાંજ કહ્યું: 'પેટલીકર! વધુ અનાજ ઉગાડવામાં કેવી નિષ્ફળતા મળે છે તેનો આ સિઝનનોજ મારો અનુભવ તમને કહું. શિયાળુ પાકમાં મની ક્રોપ તરીકે મોટા ભાગે અમારા ગામમાં કલકત્તી તમાકુ કરી. પરંતુ મને થયું—કેવળ પૈસા ખાતર તમાકુ કરવી એ ભૂખ્યે મરતા પોતાના દેશભાઈઓ પ્રત્યેની ફરજ ચૂક્યા જેવું કહેવાય. એટલે ઘઉં કરવામાં નફો નથી એમ જાણવા છતાં મેં ચાલીસ વીઘાંના આખા લોટમાં ઘઉં કર્યા.

અરવિંદભાઈની ઊંચી ભાવના જોઈ મારું હૈયુ હરખાયું. મેં શાબાશી આપતાં કહ્યું: 'સાચેજ અરવિંદભાઈ, હિંદને આજે તમારા જેવા ખેડૂતોની જરૂર છે.'

અરવિંદભાઈ બોલ્યા: 'હજુ મારી વાત પૂરી તો સાંભળો. ઘઉંમાં ગેરુ આવવાની બીકે મેં ધોળિયાને બદલે પોપટિયા ઘઉં કર્યા ત્યારે ઔષધની મુશ્કેલી આવીને ઊભી રહી. માણસને ટી બી., ટાઈફોઈડ કે કેન્સરનું દર્દ થયું હોય તો એના નિષ્ણાતો મળવા સુગમ છે, પરંતુ ખેડૂતને પાકમાં રોગ આવે છે એનો રસ્તો બતાવનાર નિષ્ણાતો મળવા દુર્લભ છે. ગરીબ, માણસ પૈસાને અભાવે લાચારી અનુભવી સ્વજનને મરતું જોઈ રહે છે, તેવી રીતે ખેતીના નિષ્ણાતો દેશમાં સુગમ નથી તેથી ખેડૂતને પાક ખલાસ થતો લાચારી સાથે જોઈ રહેવો પડે છે. ચાલીસ વીઘાંનો પાક હું ઔષધને કારણે ન બચાવી શક્યો!'

આમ પ્રવાસ દરમ્યાન જુદા જુદા વર્ગના પ્રતિનિધિઓની જુબાની ઉપરથી મને જે અનુભવ થયો તે માટે અભણ ખેડૂતોને મેજીક લેન્ટર્ન દ્વારા ખોરાકના મોરચાની અગત્ય સમજાવવી જોઈએ. ખેતીના પાકને કર્મ કરતાં બુદ્ધિપૂર્વકના પુરુષાર્થ સાથે સંબંધ છે તે ઠસાવવું જોઈએ. ખેડૂતોને ખેતી કરવા માટે જોઈતાં નાણાં ધીરવાની સરળ સગવડ થવી જોઈએ, અને તેમાંય નાણાં કરતાં સાધનસામગ્રી પૂરી પાડવાની વ્યવસ્થિત યોજના થવી જોઈએ. ત્રીજી મદદ તાલીમ પામેલા માણસોનું માર્ગદર્શન મળવું જોઈએ. ઉપરાંત પોષાતા ભાવ મળશે તેવી સરકાર તરફથી ખાત્રી મળવી જોઈએ.

બે હાથ વિના જેમ તાળી ન પડે તેમ ખોરાકનો મોરચો ખેડૂત અને સરકાર સામસામી હાથ ન મિલાવે ત્યાં સુધી સફળ ન થાય. તેમાં ખેડૂત અભણ, ગરીબ અને પછાત છે એટલે પહેલ કરવાની ફરજ સરકારને માથે આવી પડે છે. અને તે પહેલ સરકારે કરી પણ દીધી છે એટલે એનો વળતો જવાબ ખેડૂત આપશે તેમ મારા પ્રવાસના અનુભવથી મને જણાયું છે. જય હિંદ! જય કિસાન!

# ગ્રંથસ્વીકાર

**[૧] ગાંધીજીની સાધના :** લેખક – રાવજીભાઇ મણિભાઇ પટેલ, પ્રકાશક – નવજીવન પ્રકાશન મંદિર, અમદાવાદ, રૂ. ૨૧.

પુસ્તકની આ બીજી આવૃત્તિ છે. લેખક દક્ષિણ આફ્રિકામાં મહાત્માજીના સત્યાગ્રહના એક સૈનિક હતા એટલે દક્ષિણ આફ્રિકામાં ગાંધીજીએ જે સત્યાગ્રહના નવા શસ્ત્રની સાધના કરી તે ઇતિહાસ લખવાના અધિકારી છે. બીજા સાથી શ્રી છગનલાલ ગાંધી તપાસી ગયા છે. એટલે તેનું દસ્તાવેજી મૂલ્ય છે.

**[૨] રાષ્ટ્રભાષાનો સવાલ :** લેખક – જવાહરલાલ નેહરુ, પ્રકાશક ઉપર પ્રમાણે, સાત આના.

રાષ્ટ્રભાષાનો પ્રશ્ન હાલ ઉગ્ર છે. એનો નિર્ણય ટૂંક સમયમાં બંધારણ સભાએ કરવાનો છે. એ વખતે પંડિત નેહરુ શું માને છે તે આ પુસ્તક દ્વારા જાણવા મળે છે

**[૩] વિદ્રોહી આત્મા :** લેખક – ખલીલ જિબ્રાન, અનુ : શિવમ્ સુંદરમ્, આદર્શ પુસ્તક ભંડાર, ભદ્ર, અમદાવાદ, રૂ ૩–૧૦–૦.

વિશ્વવિખ્યાત સાહિત્યકાર ખલીલ જિબ્રાને આ પુસ્તકમાં લગ્ન, લક્ષ્મી, રાજ્ય અને ધર્મ, આ સંસ્થાઓની વિકૃતિ દર્શાવવા ચાર વાર્તાઓ લખી છે. ખલિલ જિબ્રાનની કૃતિ વાંચવાની ભલામણ કરવી એ સૂર્યને ઓળખાવા જેવી વાત કહેવાય

**[૪] રમૂજમાળા :** સંપાદક – નાગરદાસ ઈ પટેલ, પ્રકાશક – બાલવિનોદ કાર્યાલય, મુંબઈ ૨, રૂ ૨–૧૨–૦

આ રમૂજમાળાના સેટમાં પાંચ પુસ્તિકાઓ છે કંદ આરોગે નંદ, ફકીરદાસ, મુસાભાઇનાં વા પાણી, ફૂલણજી, શેખચલ્લી. દરેકની કિંમત બાર આના

દરેક પુસ્તિકામાં બાળકોને રમૂજ પડે તેવી ટૂંકી ટૂંકી વાર્તાઓ છે. સુંદર ચિત્રો અને મજેદાર બોક્ષ એ બાલવિનોદની અગાઉની માળાની વિશિષ્ટતા આમાં પણ છે.

**[૫] વાકળ પાટીદાર પત્રિકા :** પ્રકાશક – વાકળ કેળવણી મંડળ, મોભારોડ (તા. પાદરા), વાર્ષિક લવાજમ રૂ. ૨.

વાકળ કેળવણી મંડળ વાકળની પ્રજામાં ખાસ જાણીતું છે. મંડળ આ પત્રિકા દ્વારા લોકશિક્ષણનું એક અંગ શરૂ કરે છે. પત્રિકા વર્ષમાં ચાર ઓછામાં ઓછી બહાર પાડવાનું વિચાર્યું છે. પ્રથમના આ અંકમાં વાકળ પ્રદેશના પાટીદારોની સમાજસુધારણા એ વિષય ઉપરનો ઇનામી નિબંધમાં શ્રેષ્ઠ જાહેર થયેલો નિબંધ છાપવામાં આવ્યો છે. પ્રજા આ પત્રિકાને વધાવી લેશે એમ ઇચ્છીએ છીએ.

# પ્ર*સં*ગ*ક*થા

## ઢાલની બીજી બાજુ

લગ્નના પ્રશ્નમાં કન્યાનાં માબાપને મોટી મુશ્કેલી છે. લેવડદેવડનો આંકડો ખૂબ વધી ગયો છે. વર મેળવવો મુશ્કેલ છે. ઢાલની આ એક બાજુ અતિ જાણીતી છે. પરંતુ એ ઢાલની બીજી બાજુ પણ છે કે છોકરા માટે કન્યા મેળવવી મુશ્કેલ છે. જેમ એક બાજુ છોકરીના લગ્ન પાછળ ગજા ઉપરવટનું ખર્ચ કરવું પડે છે, તેમ બીજી બાજુ છોકરાના લગ્ન પાછળ પણ એજ સ્થિતિ થાય છે; અને જેમની એ શક્તિ નથી હોતી ત્યાં બેચાર ભાઇઓમાંથી એકજ ભાઇ પરણી શકે છે અને બીજાઓને કુંવારાજ રહેવું પડે છે. આ સંજોગોમાં લોહીનો વેપાર કરતી ટોળીઓનો ધંધો ચાલે છે. મોટે ભાગે કાઠિયાવાડથી કન્યાઓ, વિધવાઓ (સધવાઓ પણ કોઈ કોઈ વખત) લાવીને વેચવામાં આવે છે. એમાં વિવિધ ઠગાઇ પણ થાય છે. નક્કી કરેલી રકમ કરતાં છેલ્લી ઘડીએ વધુ રકમ માગવામાં આવે છે. મોટી ઉમર કહી હોય અને નાની નીકળે. વિધવાને કુંવારી તરીકે ખપાવે. બીજી નાતને ભળતી નાત કહી સોદો કરે. સધવાને વિધવા તરીકે અને એ સ્થિતિમાં કોઈ કોઈ વખત મૂળ ધણી તરફથી કેસ પણ થાય છે. વળી એવી પણ ધંધાદારી સ્ત્રીઓ હોય છે કે અમુક વખત પછી ઘરમાંથી હાથ આવે તે ઘરેણાં, રોકડ લેઇને નાસી છૂટે. છતાં આ વેપાર ચાલે છે, કારણ કે એ સિવાય ઘર ઉઘાડું રાખવાનો કોઈ બીજો રસ્તો નથી. અને જે છે તે તરફ હજુ જવાની કોઇ હિંમત કરતું નથી. તે રસ્તો એટલે અનાથાશ્રમ.

## એ રસ્તે ન જવાનું કારણ?

અનાથાશ્રમની કન્યાઓનાં લગ્ન અંગે અવારનવાર છાપાંઓમાં જાહેર ખબર આવતી હોય છે. પરંતુ ભાગ્યે કોઇ એમાં ઉમેદવારી નોંધાવવાની હિંમત કરે છે. દેખીતી રીતે કોઇ એમ માની લે છે કે અનાથાશ્રમની કન્યાનાં માબાપનું ઠેકાણું નહિ, સંસ્કાર નહિ, અને નાતજાતનું ઠેકાણું નહિ એટલે કોઇ એ રસ્તે જતું નહિ હોય. પરંતુ એ એનું સાચું કારણ નથી. લોહીનો વેપાર કરતી ટોળીઓ જે કન્યાઓ લાવે છે તેમનાં માબાપનું ઠેકાણું ન હોય છતાં એનો વાંધો નથી આવતો. વળી જ્યાં કન્યાની અછત છે, લગ્નના વાંખા છે ત્યાં સંસ્કારનો ભાગ્યે કોઇ વાંધો કાઢતું હોય છે. વળી

## અનાથાશ્રમો અંગેની માહિતી

ઉપરના બે ભાઈઓના માનસનો વિચાર કરતા લાગે છે કે નવીન યુવકો એ અંગે વિચારતા થયા છે. અને એવા જે કોઈ બીજા ભાઈઓ વિચાર કરતા હોય તેમને ખ્યાલ આવે તે માટે હિન્દુ અનાથાશ્રમ, નડિયાદ અને મહીપતરામ રૂપરામ અનાથાશ્રમ, રાયપુર દરવાજા બહાર અમદાવાદ તરફથી જે માહિતી મળી છે તે નીચે આપી છે નડિયાદ આશ્રમમા કન્યાઓના લગ્ન કરવાના હોય છે ત્યારે તે બાબતની જાહેર ખબર વર્તમાનપત્રમાં આપવામાં આવે છે અને એ અરજીઓની વિગત પરથી લગ્નની કમિટી ઉમેદવારો પસંદ કરી મુલાકાત માટે રૂબરૂ બોલાવે છે અને તેમાથી પસંદ કરી તેમની વિગતથી કન્યાઓને વાકેફ કરવામા આવે છે અને કન્યાઓની પણ મુલાકાત કરાવવામા આવે છે અને એ રીતે છેવટની પસંદગી પામેલા ઉમેદવાર સાથે લગ્ન કરવામા આવે છે અરજીના ફોર્મમા સામાન્ય રીતે નામ, ઠામ, ઉમર, અભ્યાસ, કુટુંબની હકીકત, ધંધો, વાર્ષિક આવક, ઉપરાંત ભલામણ કરનાર બે ગૃહસ્થના નામ ૩૦ વર્ષની ઉમર કરતાં મોટી ઉમરનાની પસંદગી કરવામા આવતી નથી કોઈ ફોર્મ ભરીને મોકલી આપે તો નવી જાહેર ખબર વખતે રેકર્ડ ઉપરથી તે ભાઈને ખબર આપવામા આવે આશ્રમમા હાલ કોઈ લગ્ન કરવા જેવી વિધવાબહેન નથી અમદાવાદ આશ્રમમા સામાન્ય રીતે ૨૦ વર્ષથી નાની કન્યાઓના લગ્ન કરાવવામા આવતા નથી. અને છોકરીઓનો અભ્યાસ મેટ્રિક સુધી સામાન્ય રીતે હોય છે એટલે એથી ઓછુ ભણેલા ઉમેદવારની પસંદગી થવાનો સંભવ નથી હોતો ત્યા પણ ઉમેદવારે ફોર્મ ભરવાનુ હોય છે અને તેની વિગત ઉપર કડી તેની હોય છે. ૩૦ વર્ષથી મોટી ઉમરનાની ત્યા પણ પસંદગી થતી નથી એ માટે મોટી ઉમરની વિધવા હોય અને તે પસંદગી કરે તો લગ્ન કરી શકે છે. લગ્ન માટે ઉમેદવારની પસંદગી થાય તો એણે રૂ ૧૫૦૦નો વીમો લઈ કન્યાને નામે તે ચડાવી આપવો પડે રૂ ૭૦૦ આશ્રમમા અનામત મૂકવા પડે જે કન્યાની ૨૫ વર્ષની ઉમર થતા બંનેની સંમતિથી રકમ પાછી સોંપવામા આવે તે દરમિયાન બે ટકાનું વ્યાજ મળે સિવિલ મેરેજ એક્ટ પ્રમાણે લગ્ન રજિસ્ટર કરાવવુ પડે અને તે પછી ધાર્મિક વિધિ કરવાની છૂટ છે કન્યાને લૂગડા-ઘરેણા રૂ ૫૦૦ સુધી કરાવવા પડે એ અંગેની સંપૂર્ણ માહિતી તે તે આશ્રમો સાથે પત્ર-વ્યવહાર કરવાથી મળી રહેશે

## આંતરપ્રાંતીય જ્ઞાતિજનનો પત્ર

ચરોતરના મૂળ પાટીદારો પણ પેઢીઓથી દક્ષિણમા રહેલા, ઔરંગાબાદ,

બુરાનપુર વગેરે સ્થળે વસીને પરપ્રાંતીય બની ગયેલા ભાઈઓમાંના અહમદનગર જિલ્લામાં વસતા એક ભાઈનો પત્ર છે કે, 'જત આપણે જણાવવાનું કે અત્રે હમે લેવા પાટીદાર અમારા આ બાજુમાં ગામ એવલા, ઔરંગાબાદ, બુરાનપુર વિગેરે સ્થળોમાં કન્યાઓની લેવડદેવડ થાય છે. હવે ગુજરાતથી પણ સંબંધ ચાલુ થાય એવો અમારો વિચાર છે. તો એક કન્યા કોઈ સારા ભણેલા, બી. એ. સુધીના છોકરો મળે તો જરૂરથી. તેમજ બી. એ. ૭. સુધી શીખેલા છોકરા સારૂ કન્યા પણ ભણેલી મેટ્રિક સુધીની હોય તો કરવા વિચાર છે. તો આપના તરફ તેવી કોઈ જોગવાઈ થઈ શકશે કે કેમ તે વિષે ખુલાશો જણાવશો. અગર આપણા પાટીદાર માસિકથી નિવેદન કરી જણાવશો.'

## આ વિચારસરણી બરાબર છે?

આંતરપ્રાંતીય, આંતરજ્ઞાતિય લગ્નોની હિમાયત આજે વિચારકો કરે છે. એ સંજોગોમાં ઉપરના પત્રલેખક ભાઈની વિચારસરણી બરાબર છે એમ પહેલી નજરે લાગે. પરંતુ આંતરપ્રાંતીય અને આંતરજ્ઞાતિય લગ્નનો વિચાર કરતી વખતે એનો અર્થ એ કરવાનો છે કે બને—યુવક અને યુવતી કૌટુંબિક રીતે, અભ્યાસને લીધે, ધંધાને લીધે કે વસવાટને લીધે એકબીજાના પરિચયમાં આવ્યાં હોય, અને લગ્ન કરવા ઈચ્છતાં હોય તો પર પ્રાંત કે પર જ્ઞાતિને લીધે તેનો વિરોધ ન થવો જોઈએ. એવાં લગ્ન થવાં જોઈએ. પરંતુ એવા કોઈ પરિચય વગર, પોતાના બાપદાદા ગુજરાતના હતા અને પાટીદાર હતા એ કારણે દક્ષિણમાં વસતું એક કુટુંબ ગુજરાતમાં કન્યા આપવા તૈયાર થાય અને ગુજરાતની કન્યા લેવા તૈયાર થાય, એ બરાબર લાગતું નથી. માણસ એ સામાજિક પ્રાણી છે, અને સામાજિક તરીકે ભાષા, રિવાજ, રહેણીકરણી, કેળવણી વગેરે અંગોનો વિચાર કરવાનો હોય છે. અને માણસની ટેવો પણ એમાં આવી જાય છે. આ બધાનો વિચાર કરતાં કેવળ ગુજરાતમાં કન્યા આપવા ખાતર કે ગુજરાતમાંથી કન્યા લેવા ખાતર કોઈ અજાણ્યા કુટુંબ સાથે લગ્નસંબંધ બાંધવો એ જોખમી અખતરો છે. એને બદલે ગુજરાતનું દક્ષિણમાં વસતું કોઈ કુટુંબ હોય અને બંનેને પરિચય થતાં લગ્નસંબંધ બાંધવા તૈયાર થાય તો એમાં વાંધો ન ગણાય. એટલે આંતરજ્ઞાતિય લગ્નમાં માનવા છતાં, પત્રલેખક ભાઈ ચરોતરના મૂળ પાટીદાર છે એમ સ્વીકારવા છતાં, એ હલકા કે ઉતરતા નથી એમ માનવા છતાં ગુજરાત અને ત્યાંના સંસ્કાર ભેદને લીધે એ અજાણ્યાં દૂર દૂરનાં કુટુંબો વચ્ચે લગ્નસંબંધ બાંધવાની આ જાતની રીત યોગ્ય નથી. અને આ જાતની વિચારસરણી પત્રલેખકને જણાતી ત્યારે એમણે નીચે પ્રમાણેનો પ્રત્યુત્તર વાળ્યો.

## પત્રલેખકની લગ્ન પાછળની ભાવના

જત આપણો કાગળ મળ્યો છે વિગત જાણી છે પણ આપને ખાસ જણાવવાનું કે નજીકમાંથી લગ્નસંબંધ બંધાય એ ઈચ્છવા જોગ છે તે વાજબી છે તો પણ વેપાર અર્થે આપણી કોમના આફ્રીકા સુધી પોચલા છે અને સંબંધો થાય છે તો આ અમોને નજીકમાં જ ઘર આંગણા જેવુંજ છે તો પછી કેમ? સંબંધ થતા વિચારવા જેવું છે હવે પ્રથમની કોઈ રિવાજોની વાતો રહી નથી અને નીવઆવાના પ્રતાપે અમો મુળ ચરોતરનાજ રહીશ હોઈ અત્રે વસેલા છે છતાં આ તરફથી અમારા લોકોની રહેણીકરણી ઘણીજ સારી છે અને તે વિશે જાણવું હોય તો મોજીનાવાના ભાઈનાવભાઈ ઈજનીઅર સાહેબ અત્રેના, પુણામાં રહેલા છે અને તેઓનો અમારે સારો પરીચય છે તેવાને પુછવાથી રહેણીકરણીની જાણ થશે આ તરફ બધાઓ સુખી ને સારી રીતેજ લોકો છે અમોના અમારા લગ્ન પ્રસંગમાં જો આપ આવો ને જુઓ તો આપને એમજ લાગશે કે પાટીદારની કોમ નથી વાણીઆ બ્રાહ્મણનીજ કોમ જેવી લાગણી થશે. આ તો ખાસ આપનું મુળસ્થાન ગુજરાત તેથી સઘળા હળી મળી જઈએ એવા ઉદાર હેતુથી ને લાગણીથી આ સાથે તસદી આપવી પડેલી છે ને તે વાત જો આપ સરખા મન ઉપર લેશો તો ખાત્રી છે કે પરમાત્મા તેમાં જરૂર જશ જ આપશે'

## લગ્નનો મૂળ ઉદ્દેશ શો હોવો જોઈએ?

ઉપરના પત્ર વાંચતા સામાન્ય એવી છાપ પડે છે કે આ જાતનું લગ્ન થાય એવી મારી (વિશાળ અર્થમાં લઈએ તો ગુજરાતની પ્રજાની) ઈચ્છા નથી અને એ રીતે પત્રલેખકે પોતાના પક્ષના સમર્થનમાં દલીલો કરી છે પ્રથમ દલીલ એ છે કે આફ્રિકા જેટલે દૂર વસતી જ્ઞાતિના લોકો વચ્ચે લગ્ન સંબંધ થવામાં વાંધો આવતો નથી તો આ તો દેશનો એક ભાગ છે નજીક નજીકમાંજ ગણાય પરંતુ આફ્રિકા વસતા લોકો ધંધા અર્થે ત્યાં વસે છે, અને કુટુંબ પિત્રાઈઓ, સગા બધા અહીં છે વળી તે પણ અહીં આવે જાય છે જ્યારે દક્ષિણમાં વસતી પ્રજાનો પેઢીઓ થયા સંબંધ પરપ્રાંતીય થઈ ગયા છે અને આફ્રિકાવાળા અંતરમાં દૂર હોવા છતાં રહેણીકરણીમાં નજીક છે જ્યારે દેશના દક્ષિણમાં વસતા નજીકમાં હોવા છતાં રહેણીકરણીમાં દૂરના છે બીજી દલીલ એ છે કે જૂના રિવાજો રહ્યા નથી, તૂટતા જાય છે એટલે પરપ્રાંતની ભિન્નતા જેવું ન ગણાવું જોઈએ સમાજના રિવાજ એ માણસને મોટે ભાગે આર્થિક રીતે નુકસાન કરે છે રોજની કૌટુંબિક મુસ્કેલી

અત્યાર સુધી માથે રેવાનો ભાર હોવા છતાં મને માતા પિતાએ આટલે સુધી ભણાવ્યો, હવે હું પણ જોઈએ છું કે મારા માટે એક પાઈ ખર્ચવી તેમની શક્તિ બહારની વાત છે વધારામાં વળી ચાલુ સાલની દુષ્કાળ પરિસ્થિતિએ તો ગજબ કરી નાખ્યો છે હવે હું મારા પગ ઉપર ઊભો રહી ભણી શકાશે તો ભણીશ નહિતર મારી બધી આશા અભિલાષાઓની ઇમારત જમીનદોસ્ત થઈ જશે અને નોકરી મેળવવાની પડશ નોકરી સાથે અભ્યાસ કરવા હું તૈયાર છુ પરંતુ એવી નોકરી મેળવવી શકય બને તેમ લાગતુ નથી એક બીજો ઉપાય છે અને તે એ કે કોઇની પાસેથી લોન લઈ અભ્યાસ ચાલુ રાખવો આપના જાણવામા લોન આપી શકે એવી કોઇ વ્યક્તિ અગર સંસ્થા હોય તો મને શિરનામુ મોકલી આપના કાલેજમા અભ્યાસ કરતા વિદ્યાર્થીને પુસ્તકોની મદદ અને સ્કોલરશીપ જો કોઈ વ્યક્તિ અગર સંસ્થા તરફથી આપવામા આવતી હોય તો મને જણાવશો

## વિકટ પરિસ્થિતિ

આ જાતની સ્થિતિમા ઘણા વિદ્યાર્થીઓ મૂકાય છે અને મોટા ભાગનાની આશા–અભિલાષાઓની ઇમારત જમીનદોસ્ત થઇ જાય છે અમેરિકામા ગરીબ વિદ્યાર્થીઓ રજાઓ દરમિયાન નોકરી કરીને કમાઇ શકે છે એ સ્થિતિ આપણે ત્યા નથી અને એના બે કારણો છે વિદ્યાર્થીને મદદ કરવાની દૃષ્ટિએ એવી સગવડ સાચવીને નોકરી આપવાની માલિકવર્ગની મનોદશા નથી અને વિદ્યાર્થીમા કારકુનિયા નોકરી કરવા સિવાય જાતમહેનતની મજૂરી કરવાની મનોદશા નથી શક્તિ પણ નથી જાતમહેનત ન કરવી પડે અને ટેબલખુરસી ઉપર બેસીને કમાઈ શકાય તે માટે કેળવણી લેવાની જરૂર છે એ આપણી મનોદશા છે ત્યા એ કેળવણી લેનારમા જાતમહેનત કરવાની મનોદશા શી રીતે હોય? અને નાનપણથી જાતમહેનત કરી નથી એટલે ઉપરના વિદ્યાર્થીની જેમ જરૂરિયાત આવે તે ઘડીએ જાતમહેનત કરવાની શકિત આવે શી રીતે? બાકી જો જાતમહેનત કરવાની તૈયારી હોય તો કારકુનિયા નહિ તો મહેનતનુ કામ મેળવીને વિદ્યાર્થીઓ રજાઓમા થોડુ કમાઇ શકે પણ એ તો ત્યારે બને કે આપણી કેળવણીમા શરૂઆતથીજ જાતમહેનતની કેળવણી અપાય વળી સરકાર જો અમુક અમુક કૉલેજોનો સમય બદલે અને નોકરી કરી શકતો માણસ કમાઇને ભણી શકે તેવી સગવડ થાય તો નાનીમોટી નોકરી મેળવીને ધગશવાળા વિદ્યાર્થીઓ ભણી શકે પાછી બાકી રહી મદદ કરતી સંસ્થાઓ ઇન્ટર સુધીનો અભ્યાસ કર્યા પછી આગળ અભ્યાસ માટે ચરોતરના વિદ્યાર્થીઓને ચરોતર વિદ્યાર્થી સહાયક સહકારી મંડળ ગામડી મદદ સ્વામી નામ પામે વડોદરા ગે સંસ્થા લોન આપે છે ચરોતરના

પાટીદાર વિદ્યાર્થીઓને માટે બીખાભાઇ છત્રાભાઇ શિષ્યવૃત્તિઓ અપાય છે. મુંબઈમાં પાટીદાર યુવક સંઘ મુંબઇમાં વસતા પાટીદાર વિદ્યાર્થીઓને પુસ્તકોની અને શિષ્યવૃત્તિઓની મદદ કરે છે. ઉપરાંત એવી મદદ આપતી સંસ્થાઓની વિગત અને શરતોની સૌ કોઇને ઉપયોગી થાય તેવી માહિતી સૂરતના 'નૂતન શિક્ષણ' માસિકે પાછલા વરસમાં પ્રસિદ્ધ કરેલી. એટલે શ્રી તંત્રી, 'નૂતન શિક્ષણ' ચંદાવાડી, ખપાટિયા ચકલો, સૂરત એ શિરનામે લખી માહિતી મેળવી શકાય.

**વલ્લભ સેવાશ્રમ**

ઉપરાંત એ દિશામાં સારી રીતે મદદરૂપ થઇ પડે તે વૃત્તિથી સેવાભાવથી પ્રેરાઇને સોજીત્રાના શ્રી પુરુષોત્તમભાઇ નરસિંહભાઇ પટેલ વલ્લભ સેવાશ્રમની સંસ્થા ઊભી કરવા પ્રયત્ન કરી રહ્યા છે. વિદ્યાનગરની સંસ્થાઓમાં ભણતા વિદ્યાર્થીઓ લાભ લેઈ શકે તે રીતે બાકરોલ અને આણંદની સરહદની ૯ વીઘાંની ચરેડીમાં એ સેવાશ્રમનું સ્થળ પસંદ કરવામાં આવ્યું છે. વિદ્યા-નગરની સરહદની બાજુમાં તે સ્થળ આવ્યું છે. આશ્રમ સાથે સરદારશ્રી વલ્લભભાઇનું નામ જોડવામાં આવ્યું છે. વડોદરા રાજ્યમાં લોકોપકાર નિબંધ અન્વયે આશ્રમ નોંધાવવામાં આવ્યો છે. વિદ્યાર્થીઓ પોતપોતાના ઘેરથી અનાજ લાવીને હાથે રસોઇ કરી સ્વાવલંબી વિદ્યાર્થીગૃહ ચલાવે તેવી યોજના છે. ઉપરાંત ગૌશાળા, કૃષિ અને બીજી ગ્રામોદ્યોગોની પ્રવૃત્તિ પણ હાથ ધરવાની યોજના છે. પરંતુ એ આશ્રમ અંગેનું જમીન કબજાનું કામ હજુ ચાલતું હોઇ આ વરસે મકાનો બાંધીને જૂનથી કામકાજ થઇ શકે તેમ નથી. એટલે હાલ આ સાલ માટે ૧૦ વિદ્યાર્થીઓને જ લેવાના છે. હાઇ સ્કૂલના ઉપલા ધોરણમાં ભણતા અને કૉલેજના વિદ્યાર્થીઓને દાખલ કરવાના છે. એમાં દાખલ થવા ઇચ્છતા વિદ્યાર્થીઓએ પાટીદાર કાર્યાલયને શિરનામે પત્રવ્યવહાર કરવો.

## સ*મા*ચા*ર

⊛ મોમ્બાસાનાં કુ. મધુકાન્તા પી. પટેલ સિનિયર કેમ્બ્રીજની પરીક્ષામાં પાસ થયાં છે. મોમ્બાસાની ગવર્નમેન્ટ ઇન્ડિયન ગર્લ્સ હાઇ સ્કૂલમાંથી એ પરીક્ષામાં પાસ થનાર એ પહેલાંજ પાટીદાર બહેન છે.

⊛ માતર તાલુકાના નાયકા ગામના શ્રી. દાજીભાઇ ભુલાભાઇ પટેલે પોતાની પુત્રી શ્રી. યશોદાબહેનને એક પત્ની હયાત હોવા છતાં નારના શ્રી. મગનભાઇ ડાહ્યાભાઇ પટેલ સાથે પરણાવી હતી. આ બાબત કેસ થતાં હજુર મામલતદારે શ્રી. મગનભાઇ ડાહ્યાભાઇ પટેલને એક દિવસની સજા અને રૂ. ૨૫૦ દંડ કરી લગ્ન ફોક કરવા હુકમ કર્યો છે. અને શ્રી. દાજીભાઇ ભુલાભાઇને રૂ. ૫૦ દંડ કર્યો છે.

મુદ્રક: આશાભાઈ ગોરધનભાઈ પટેલ, ચરોતર પ્રિન્ટિંગ પ્રેસ, આણંદ

# ઘરમાં વસાવવા જેવા ગ્રંથો

| પુસ્તકનું નામ અને વિગત | કિંમત |
|---|---|
| **ઉપદેશસારસંગ્રહ**–મહાત્મા તિરુવલ્લુવરનો વેદ તુલ્ય બોધ | ૧–૮ |
| **આખ્યાનમાળા–ભાગ ૧ લો**–બોધક આખ્યાનો ... | ૩–૦ |
| **સ્વામી રામતીર્થ ગ્રંથ ૧ લો**–એમના સદુપદેશ, વ્યાખ્યાનો ૪. | ૩–૦ |
| „ „ „ ૮ થો–વિસ્તૃત ચરિત્ર તથા વેદાંતના ઉપદેશો | ૩–૮ |
| **વિવેકાનંદ–ભાગ ૮ મો**–સ્વામીશ્રીના ઉપદેશો, ભક્તિયોગ | ૨–૦ |
| **તુકારામગાથા–ગ્રંથ ૧ લો–** „ ૨ જો– } ભક્તિ, જ્ઞાન અને વૈરાગ્યપ્રેરક અભંગોનું સરળ ભાષાંતર | ૬–૦ |
| **આદર્શ ચરિત્રસંગ્રહ–ભાગ ૨ જો**–૭૦ ટૂંકાં ચરિત્રો | ૨–૮ |
| **આદર્શ દૃષ્ટાંતમાળા–ભાગ ૧ લો**–બોધક ૪૨૪ ટૂંકાં દૃષ્ટાંતો | ૨–૮ |
| „ „ „ ૨ જો– „ ૪૯૫ „ „ | ૨–૮ |
| **ચૈતન્યમહાપ્રભુ**–ત્રણ ગ્રંથો, વિસ્તૃત ચરિત્ર (સચિત્ર) | ૮–૦ |
| **સંત તુકારામ**–મહારાષ્ટ્રના સુપ્રસિદ્ધ સંતનું ચરિત્ર ... | ૩–૦ |
| **સ્વામીશ્રી બ્રહ્માનંદ ને શિવાનંદનાં ચરિત્રો** .. | ૧–૬ |
| **ભક્તચરિત્ર**–ભક્તમાળમાં નહિ આવેલાં ચરિત્રો ... | ૨–૮ |
| **ટૂંકી વાર્તાઓ ગ્રંથ ૧ લો**–સામાજિક નિર્દોષ ૬૬ વાર્તાઓ | ૨–૮ |
| „ „ „ ૬ ઠ્ઠો–સર્વ માટે ઉપયોગી ૮૬ વાર્તાઓ | ૨–૮ |
| **ભારતની દેવીઓ ગ્રંથ ૧ લો**–પ્રાચીનયુગની ૧૩૩ સતીઓ | ૩–૦ |
| „ „ „ ૨ જો–મધ્યયુગનાં ઐતિ૰ ૨૪૯ ચરિત્રો | ૩–૦ |
| „ „ „ ૩ જો–મધ્યયુગ ને અર્વાચીન ૧૬૬ ચરિત્રો | ૩–૦ |
| **પ્રીતમદાસની વાણી**–ભજનો, ધોળ, છપ્પા, કક્કા, મહિના ૪. | ૩–૦ |
| **સુબોધપુષ્પવાટિકા (ગુલિસ્તાં)**– મહાત્મા શેખ સાદીકૃત | ૦–૫ |
| **શુભસંગ્રહ ભાગ ૨ જો**–સ્વાઓ ને જરૂરી માહિતી, ૧૪૮ લેખો | ૩–૦ |
| „ „ ૯ મો– „ „ „ ૧૬૫ „ | ૩–૦ |
| **સાચું સ્વર્ગ**–ભક્તિ ને જ્ઞાનવિષયક સાદી વાતો ... | ૨–૦ |
| **સ્વર્ગની કૂંચી**–સદ્વર્તન રાખતાં શીખવનારો બોધ ... | ૨–૦ |
| **સ્વર્ગની સીડી**–મોક્ષમાર્ગ પ્રાપ્ત કરવાનાં ૧૨ પગથિયાં | ૨–૦ |
| **સ્વર્ગનું વિમાન**–ભક્તિના મહિમાના ૩૨૫ દાખલા ... | ૨–૦ |

| | |
|---|---|
| સ્વર્ગનો આનંદ-ભક્તિ ને તેના પ્રકારોની સમજ ... | ૨-૦ |
| સ્વર્ગનો ખજાનો-ભક્તિમાર્ગ સમજાવતું પુસ્તક ... | ૨-૦ |
| સ્વર્ગનો પ્રકાશ-જ્ઞાન અને પરમાર્થની વાતો ... | ૨-૦ |
| મોહમુદ્ગર ને બીજાં દશ રત્નો-સરળ અર્થ સાથે | ૧-૦ |
| શતશ્લોકી ને બીજાં ચાર રત્નો-સરળ અર્થ સાથે | ૦-૧૨ |
| સ્તોત્રસંગ્રહ-ભક્તિ ને વેદાંત-સ્તોત્રો અર્થ સાથે | ૦-૧૦ |
| સર્વવેદાંત-સિદ્ધાંત-સારસંગ્રહ-ભાષાંતર સાથે | ૧-૪ |
| વિવેકચૂડામણિ-સરળ અનુવાદ સાથે ... ... | ૦-૧૨ |
| મહાવાક્ય-રત્નાવલિ-૧૦૮ ઉપનિષદોના સારરૂપ સંગ્રહ | ૦-૧૨ |
| વિદુરનીતિ-સરળ અનુવાદ સાથે ... ... | ૦-૧૨ |
| આત્મસાક્ષાત્કારની કસોટી-સ્વામી સ્વયંજ્યોતિતીર્થ | ૧-૪ |
| અવધૂત ગીતા-સુધારાવધારા સાથે ૨જી આવૃત્તિ . | ૧-૪ |
| અષ્ટાવક્ર ગીતા-મૂળ સાથે સરળ ભાષાંતર ... | ૦-૮ |
| ગીતા-પુરુષાર્થબોધિની-એ ગ્રંથમાં મૂળ શ્લોકો, પદચ્છેદ, અર્થ અને પંડિત સાતવલેકરજીની વિસ્તૃત ટીકા સાથે. | ૧૨-૮ |
| જ્ઞાનસત્ર ગીતા-મૂળ શ્લોકો, (ગુજરાતી લિપિમાં) | ૧-૪ |
| મોક્ષમાળા-શ્રીમદ્ રાજચંદ્ર ... ... ... | ૧-૪ |
| શ્રીરામકૃષ્ણ વાર્તાલાપ ભાગ ૨ જો-ઉપદેશો તથા કથાપ્રસંગો | ૨-૦ |
| ધમ્મપદ-બૌદ્ધ ધર્મનું ગીતા જેવું અમૂલ્ય પુસ્તક ... | ૧-૦ |
| પંચીકરણ-મુમુક્ષુઓના આત્મબોધ માટે સર્વોત્તમ ગ્રંથ | ૨-૦ |
| પ્રભુમય જીવન-સુખી થવાના સરળ ઉપાયો ... ... | ૦-૧૨ |
| ,, જીવનનું રહસ્ય-સદુપદેશ, ભજનો ઈ. સાથે ... | ૧-૦ |
| વિચારસાગર-શ્રીનિશ્ચળદાસજી કૃત વેદાંતનો મહાન ગ્રંથ | ૩-૦ |
| સર્વસંત-મુમુક્ષુઓ માટે અત્યંત ઉપયોગી ગ્રંથ | ૨-૦ |
| બાળસદ્બોધ- ,, વાર્તાઓરૂપે ધાર્મિક શિક્ષણ ... | ૦-૮ |
| ઓખાહરણ-મહાકવિ પ્રેમાનંદકૃત-મોટા અક્ષરોમાં | ૦-૮ |
| નળાખ્યાન-(મહાકવિ પ્રેમાનંદકૃત) મોટા અક્ષરોમાં | ૧-૦ |

બીજાં વધુ પુસ્તકોની વિગત માટે લખોઃ—

## સસ્તુ સાહિત્ય વર્ધક કાર્યાલય

ઠે. ભદ્ર પાસે, પોસ્ટ બોક્સ નં. ૫૦-અમદાવાદ, અને
કાલબાદેવી રોડ, હાથી બિલ્ડિંગ, ત્રીજે માળે, મુંબઈ-૨



# બાલવિનોદનાં પ્રકાશનો
## બાલસાહિત્ય, કિશોરસાહિત્ય
## કુ મા ર સા હિ ત્ય
## ને પ્રૌ ઢ સા હિ ત્ય
### માં સર્વોત્તમ છે

## બાલવિનોદનો બાબાસૅટ

બે થી પાચ રંગમા છાપેલી અઢીસો મનોહર ચિત્રોવાળી ત્રણ ચોપડીઓ, અમરમાળા, શબ્દમાળા અને અક્ષરલેખન, બાળકોને રમત વાતમા કક્કો, બારાખડી, આંક ને વાચન શીખવે છે બાહોશમા બાહોશ શિક્ષક જે ન કરી શકે તે આ સૅટ કરી બતાવે છે સૅટનો સવા રૂપિયો ☆ વી. પી. ખર્ચ છ આના

## બાલવિનોદ ગ્રંથાવલિ

બે રંગમા પાને પાને સુંદર ચિત્રો સાથે મોટા અક્ષરે છાપેલા છ થી સાત વર્ષના બાળકો માટે તૈયાર કરેલા દસ મનોહર પુસ્તકો ત્રણસો ચિત્રો સાથેનું ત્રણસો પાનનું રસિક વાચન ☆ સૅટના ચાર રૂપિયા ☆ વી પી ખર્ચ બાર આના

## બા લ વિ નો દ મા ળા

બારેબાર ચિત્રોવાળા, રસ ગળે ને કટકા પડે એવા સરસ, સાત થી દસ વર્ષનાં બાળકો માટેના એકએકથી ચઢિયાતા તેત્રીસ પુસ્તકો એક હજાર ચિત્રો સાથે સવા બે હજાર પાનનું સુંદર વાચન, ત્રણ મનોહર સૅટમા દરેક સૅટના રૂ. ૫-૧૨ ત્રણ સૅટના રૂ ૧૭-૪ ☆ વી પી ખર્ચ બે રૂપિયા

## અશોક બાલપુસ્તકમાળા

ગુજરાતના જાણીતા લેખકોએ તૈયાર કરેલા, સુંદર ચિત્રોવાળા, વિવિધ પ્રકારના દસ થી પંદર વર્ષના બાળકો માટેના અત્યંત રસિક ૭૯ પુસ્તકો અગિયારસો ચિત્રો સાથે સાડાચાર હજાર પાનનું રસિક વાચન એકંદર દસ સૅટમા. દરેક સૅટના રૂ. ૩-૮ ☆ દસ સૅટના રૂ. ૩૫-૦ ☆ વી પી ખર્ચ ત્રણ રૂપિયા

## ર મૂ જ મા ળા

બાળકો હોંશેહોંશે વાંચે એવી હાસ્યરસની છોળો ઉડાવતી રસિક વાર્તાઓના પાંચ પુસ્તકો સવાસો ચિત્રો સાથ ચારસો પાનનું સુંદર વાચન દરેક પુસ્તકના બાર આના પાચ પુસ્તકોના રૂ ૩-૧૨ ☆ વી પી ખર્ચ આઠ આના

## મઝેદાર કહાણીમાળા

પુષ્કળ ચિત્રો સાથે કિશોરજગતના અવનવા પરાક્રમો રજૂ કરતી અજોડ ગ્રંથાવલિ પાકી બાઇન્ડીંગના સોહામણા જેકેટવાળા છ પુસ્તકો એકંદર હજાર પાનનું વાચન દરેકના અઢી રૂપિયા ☆ છ પુસ્તકોના રૂ ૧૫ • ☆ વી પી ખર્ચ દોઢ રૂપિયો

## સા હ સ ક થા વ લિ

સાહસ, શૌર્ય, ભેદ, બુદ્ધિચાતુર્ય અને ગુન્હાશોધનના અવનવા પરાક્રમોને સગનુ પ્રગણાદાયી વાચન આપતી અભિનવ ગ્રંથાવલિ પાકી બાઇન્ડીંગના સોહામણા જેકેટવાળા સોળ પુસ્તકો એકંદર સોળસો પાનનું વાચન ચાર સૅટમા સૅટના રૂ ૫-૦ ☆ ચાર સૅટના રૂ ૨૦-૦ ☆ વી પી ખર્ચ બે રૂપિયા

બાલવિનોદ કાર્યાલય • ૧૪૯, પ્રિન્સેસ સ્ટ્રીટ • મુંબઇ • ૨

# પારીજાત

જનસમાજને વિચારપ્રેરક વાચન પિરસવાના અભિલાષ સેવતું માસિકપત્ર

અષાઢ, સં. ૨૦૦૫ | જૂન–'૪૯ | વર્ષ : ૨૬ અંક : ૯


## અમૃત ફળ

તા. ૧૦–૫–'૪૯ના 'ગુજરાત સમાચાર'માં નીચેના સમાચાર પ્રગટ થયા હતા—માત્ર ચાર આનાના હિસાબ બાબતમાં રાણીપુર ગામમાં રહેતા સેમ્યુઅલ ઈબ્રાહીમ અને તેની ૩૦ વર્ષની સગર્ભા પત્ની વિદ્યાગૌરી વચ્ચે આજે (સોમવાર) સવારે સાત વાગે બોલાચાલી થવા પામી હતી. જોતજોતામાં બોલાચાલીએ ગંભીર સ્વરૂપ પકડયું હતું અને પતિએ ઉશ્કેરાઈ જઈને પત્નીના પેટ પર જોરથી લાત મારી હતી. આથી વિદ્યાગૌરી એકાએક બેહોશ બનીને ભોંય પર પટકાઈ પડી હતી. પોલીસને બનાવની જાણ થતાં એને સારવાર માટે કેલીકો મિલની હૉસ્પિટલમાં મોકલી આપી હતી. જ્યાં તેની સ્થિતિ ગંભીર જણાતાં બીજી હૉસ્પિટલમાં ખસેડવામાં આવતાં ત્યાં તેનું બપોરે અવસાન થયું હતું!

આપણા ગૃહજીવનમાં પતિપત્ની વચ્ચે બોલાચાલના, તકરારના, રિસાવાના પ્રસંગો હરપળે ચાલતા હોય છે. એવી જ રીતે નજીવા કારણસર આપણી આજુબાજુના પાડોસીઓ, મુસાફરો કે સાથે કામ કરનારાઓ સાથે તકરારના પ્રસંગો બનતા નજરે જોઈએ છીએ અને અનુભવીએ પણ છીએ.

આવા પ્રસંગોનાં મૂળ આપણે જો શોધીએ તો મોટે ભાગે હાનાની વૃત્તિમાં રોપાયેલાં દેખાશે. ઉપરના જ કિસ્સાનો વિચાર કરીએ.. કોઈ પણ કંગાલમાં કંગાલ માણસ પણ ચાર આના

જેવી નજીવી રકમ માટે પત્નીને આમ ઉશ્કેરાઈને ચાલતાં લગી ન મારે પરંતુ ચાર આના એ તો તકરારનું નિમિત્ત, બાકી તકરારનું મૂળ પોતપોતાની અહમવૃત્તિ બન્ને પક્ષ પોતપોતાની વાત સાચી એમ મમત કરે તેમાંથી તકરાર ઉગ્ર રૂપ લે છે ખરી રીતે દોષ વાંક વગર તકરાર ન થાય અગર અમુક કિસ્સામાં એક પક્ષનો પણ દોષ હોય

આમ સામો પક્ષ દોષિત હોય છતાં રોજના આવા પ્રસંગોમાં એ દોષ કબૂલ કરાવવાનો સાચા પક્ષનો મમત અને પોતાના દોષ જાણ્યેઅજાણ્યે ન કબૂલ કરવાનું દોષિત પક્ષનું અહમ્. એ બન્ને વચ્ચે ખેંચતાણ શરૂ થાય છે આમ નિમિત્ત ગમે તે હોય પરંતુ લડે છે મમત અને અહમ્

એટલે જો આપણે આવા પ્રસંગોએ ખામોશ રાખવાનો ગુણ કેળવીએ તો કેટલી અશાંતિ દૂર થઈ જાય ખામોશ રાખવી એટલે ભૂલ કરનારને એની ભૂલ ન બતાવવી એવું નથી પરંતુ જે ઘડીએ ભૂલ થઈ હોય તે ક્ષણે તે કબૂલ કરાવવાનો મમત ન કરવો લોઢું ગરમ હોય ત્યારે જ ટીપવું જોઈએ ત્યારે આમાં ઊલટી સ્થિતિ છે પ્રસંગ ઠંડો પડી ગયા પછી એ પ્રસંગને તટસ્થ રીતે જોઈ શકાય તેવી ઘડીએ જો સામા પક્ષને આપણે ભૂલ બતાવીશું તો મોટે ભાગે એ કબૂલ કરશે

એટલે દરેકને માટે સોનેરી નિયમ એ છે કે, કોઈ અરુચતો પ્રસંગ બની જાય ત્યારે તેની ટીકા કરવા ન બેસવું એ પ્રસંગનાં નીર ઓસરી જાય અને નીતરીને ચોખ્ખાં થાય ત્યારે એની ચર્ચા કરવાથી સામો પક્ષ પોતાની ભૂલ કબૂલ કરશે.

વળી દલીલ એ એકબીજાને સમજવામાં મદદરૂપ થાય છે, પણ વાદવિવાદ ખેંચતાણ ઊભી કરે છે એટલે રોજિંદા જીવનમાં જ્યાં દલીલની જગા વાદવિવાદ લે ત્યાં અટકી જવું, એ મર્યાદા પણ દરેકે સમજવા જેવી છે આમ વર્તવાની આપણે જો ટેવ પાડીએ તો ગૃહજીવનમાં અને સમાજજીવનમાં સરળતા થશે અને શાંતિ જળવાશે જે એનો જાત અનુભવ કરશે તેને એ રીતે શાંતિનાં અમૃત ફળ ચાખવાનાં મળશે

नारायण

# જમણવારની અનિષ્ટ ડાળ

ઈશ્વર પેટલીકર

જમણવારનું કેટલું મહત્ત્વ છે એ આપણે ગયે અંકે જોયું. એટલે જમણવારને નાબૂદ કરવો એ વ્યાજબી છે? એ પ્રશ્નનો આ લેખમાં વિચાર કરીએ.

એક બાજુથી સામાજિક સુધારાની દૃષ્ટિએ જમણવાર અટકાવવાની હિમાયત થઈ ત્યારે એ વધતો ગયો એટલે લોકોની માન્યતા એવી છે કે દહાડે દહાડે સુધારાને બદલે કુધારો થતો જાય છે. પરંતુ એ માન્યતામાં સમજફેર છે. જમણવારનું જે પ્રમાણ વધતું જતું દેખાય છે તે પાછળ લોકો બગડતા જાય છે એ કારણ નથી. પહેલાં સુધારો હતો અને હવે કુધારો થતો જાય છે એવું પણ નથી. મૂળે આપણામાં જમણવાર કરવાની વૃત્તિ હતી. એ વૃત્તિ એક રીતે કુદરતી છે, અને બીજી રીતે ન્યાતના રિવાજને લીધે ફરજિયાત છે—એ કારણે વ્યક્તિને પોતાનું અહમ્ પોષવાની તક મળે છે. પરિણામ એ આવ્યું કે છેલ્લાં પચ્ચીસ વર્ષમાં લોકોની આર્થિક સ્થિતિ સુધરી તેને લેઈને એ વૃત્તિ વધી. એટલે લોકો બગડ્યા તેથી જમણવાર વધ્યા તેવું નથી. લોકોનું માનસ તો હતું તેનું તે જ છે. જો ફેર થયો તેનું મૂળ આર્થિક સ્થિતિ છે. એટલે જમણવાર વધવાથી સુધારો ન થયો, તેમ કુધારો થયો માનવાનું પણ કારણ નથી. અને જમણવારનો ઇતિહાસ જોતાં એ નાબૂદ થશે એમ માનવાનું કારણ નથી.

એટલે સવાલ એ રહ્યો કે તે નાબૂદ કરવો વ્યાજબી છે? સમાજમાં જે ખોટા ખર્ચ થાય છે અને જેમને શક્તિ નથી હોતી તેમને દેવું કરીને એ રિવાજ પોષવો પડે છે, એ દૃષ્ટિએ જમણવાર નાબૂદ કરવાની હિલચાલ સુધારકોએ ઉપાડી. પરંતુ કામવાસના એ ખરાબ છે એમ માની બ્રહ્મચર્યના સુધારાની હિલચાલ ઉપાડવામાં આવે અને તેનું પરિણામ નિષ્ફળતામાં આવે, તેવું જમણવારમાં આવ્યું છે તે આપણે જોઈએ છીએ. એટલે હવે એ પ્રશ્ન બીજી રીતે વિચારવો જોઈએ એમ લાગે છે.

એ બીજી રીત કઈ?

સંસ્કાર એ વિધિની દૃષ્ટિએ ધાર્મિક પ્રશ્ન છે, નાતવરાની દૃષ્ટિએ સામાજિક છે. એટલે લગ્ન અંગેનાં જમણવારને સામાજિક રહેવા દઈએ તો એમાં સંયમ જળવાય. વ્યક્તિ પોતાને ઘેર લગ્નપ્રસંગ હોય ત્યારે પોતાના

પિતરાઈઓ કે સગાને જ આમંત્રે અને બીજા મિત્રો, ધંધાર્થીઓ અને પરિચિતોને બાતલ ગણે તો રોજબરોજ જમણમાં વધતી સંખ્યા અટકી જાય.

પરંતુ આ વાત પણ બે રીતે શક્ય નથી. સામાજિકમાં સગાં અને પિતરાઈઓનો જ સમાવેશ કરવો એ તાર્કિક નથી. માણસ જે લોકોની વચ્ચે વસે છે, જેમની સાથે એને સ્નેહ છે, ઓળખાણ છે એ જ એનો સમાજ છે. આજે બહારના વસવાટને લીધે, ભિન્ન ભિન્ન ધંધાને લીધે, ભિન્ન રુચિને લીધે, પિતરાઈઓ અને સગાં કરતાં બીજા માણસોનો એનો સમાજ બનેલો છે. એટલે એ પ્રસંગે એના સમાજનાં જે માણસો છે તેને બોલાવ્યા વગર એને કેમ ચેન પડે? એને કેમ સંતોષ થાય? એટલે વ્યક્તિ પોતાને ઘેર લગ્નપ્રસંગ હોય ત્યારે બહારના સ્નેહીઓને ન આમંત્રે એ શક્ય લાગતું નથી.

એનું બીજું પણ કારણ છે. આપણે ત્યાં પશ્ચિમની જેમ જુદા જુદા પ્રસંગે પાર્ટીઓ આપવાની રીત નથી. જો એ રીત હોય તો માણસ જુદા જુદા પ્રસંગે પોતાના મિત્રો, ધંધાર્થીઓ અને પરિચિતોને જમણ આપતો હોઈ તેને લગ્નપ્રસંગે એ સૌને નોતરવાની વૃત્તિ ન થાય. લગ્ન એ કુટુંબનો પ્રસંગ છે એમ માની એ સગાંને આમંત્રી સંતોષ માને. પશ્ચિમના જેવી પાર્ટીઓ આપવાની પદ્ધતિ આપણા સમાજમાં નથી. તેનાં બે કારણો છે. એક તો આપણું અત્યાર સુધીનું જીવન સામાજિક હતું. બીજું, આર્થિક જીવન હજુ વડાતું જાય છે એટલે આપણે ત્યાં જમણવારો સામાજિક પ્રસંગોએ થતા—થાય છે. મોટાં શહેરોમાં જ્યાં લોકોનું જીવન શહેરી અને આર્થિક બનતું ગયું છે ત્યાં પાર્ટીઓના રિવાજ દાખલ થવા માંડ્યા છે. એ રીત ઝડપથી વિકસતી નથી તેનું કારણ આપણી આર્થિક સ્થિતિ. જેમ જેમ એ સુધરશે તેમ તેમ એ રિવાજ પણ દાખલ થયા વગર નહિ રહેવાનો.

એટલે આજે તો સામાન્ય જનસમાજમાં પાર્ટીઓ નહીં, એટ હોમ નહીં, મિજલસ કહો કે જમણવાર કહો, ફક્ત સામાજિક પ્રસંગે રોજનાર છે. તેમાં મરણ પાછળના અશુભ પ્રસંગે જમણવાર કરવો તે અયોગ્ય મનાયો એટલે તેની તરફ ઉપેક્ષા વધતાં સામાજિક રીતે એક માત્ર મુખ્ય રહ્યો તે લગ્નનો જમણવાર. તે પ્રસંગે માણસ પોતાના ધંધાર્થીઓને, મિત્રોને, નજદીકનાંને આમંત્રે તો એમાં અજુગતું કંઈ નથી.

પણ જે લોકોને પાર્ટીઓ આપવી પોતાની ફરજ અને આપના ગજા તે લોકો લગ્નપ્રસંગને કુટુંબનો પ્રસંગ માની બીજા લોકોને તે વખતે ન આમંત્રે તો એ બેહૂદું નથી. ફક્ત વખતે કોને આમંત્રણ આપવું જરૂરી

આમંત્રણ ન આપવુ જોઇએ અને આપે તો એની એ વૃત્તિને એમા ભાગ લેઇને આમંત્રિતે પોષવી ન જોઇએ

આજના જમણવારમા જે અનિષ્ટ તત્ત્વ છે તે આ વૃત્તિમા છે. જમણવાર કરનારમા અમુક અંશે મિથ્યાભિમાનની વૃત્તિ હોય છે અને તે જાણવા છતા તેમા ભાગ લઈ આમંત્રિત તે પોષે છે તેનુ મૂળ એ પણ છે કે આમંત્રિતમા પણ એજ મિથ્યાભિમાની વૃત્તિ છે બાકી જો એમા વિવેક જાગ્રતવામાં આવે અને પોતાને એ જાતનો સબંધ ન હોય તો આમંત્રિતો તેમા ભાગ ન લે તો પણ આ અનિષ્ટ તત્ત્વ ઉપર કાબૂ આવે આ અનિષ્ટ તત્ત્વને લઇને સુધારકોએ એ ડાળ કાપવાને બદલે જમણવારના મૂળ થડને કાપવા જેવી વાત કરી, જે શક્ય ન હતુ એટલે થડ કપાયુ પણ નહિ અને પેલી ડાળ વૃદ્ધિ પામ્યે ગઈ

પરંતુ હવે આપણી સામાજિક વ્યવસ્થા તૂટતી જાય છે લગ્નસબંધ પૂરતોજ માણસને નાતજાત કે સગાસબંધી પ્રત્યે નાતો રહ્યો છે બાકીના ક્ષેત્રે મોટુ પરિવર્તન થઇ ગયુ છે એટલે લગ્ન પૂરતો આ નાતો જ્યા સુધી ટકી રહેશે ત્યા સુધી લગ્નપ્રસંગનો જમણવાર આજની રીતે ટકી રહેશે બાકી જ્યા લગ્નમા નાતજાત દૂર થઇ કે તે સાથે આજની પદ્ધતિનો જમણવાર પણ દૂર થશે એટલે આ વચલા ગાળામા જમણવારની પદ્ધતિમા નીચે પ્રમાણે મર્યાદા જળવાય તો પૂરતુ છે

(૧) જેમની આર્થિક સ્થિતિ જુદી જુદી પાર્ટીઓ આપે તેવી છે અને આપે છે તેમણે લગ્નપ્રસંગના જમણને કુટુંબની પાર્ટીનુ રૂપ આપી બહારના માણસોને આમંત્રવા નહિ

(૨) છતા આ મર્યાદા સ્વીકારવા જે તૈયાર ન હોય તેમણે વતનમા આવી લગ્નપ્રસંગની ધામધૂમ ન કરતા જે સ્થળે રહેતા હોય ત્યા લગ્ન ઉજવવુ

(૩) માણસની આર્થિક સ્થિતિ સુધરે તેમ તેમ એનુ જીવનધોરણ બદલાતુ જાય છે અને એ રીતે એના લગ્નપ્રસંગની ઉજવણીમા પણ ફેર પડવાનો એટલે કોઇ સારી આર્થિક હાલતવાળો પિતાઇ માટે ખર્ચ કરીને લગ્ન કરે તો એની સરસાઇ બીજા પિત્રાઈઓએ કરવાને કોઇ કારણ નથી

(૪) મિથ્યાભિમાન પોષવા માટે અપરિચિતોને કે ઓછા પરિચિતોને આમંત્રણ ન આપવા અને કોઇ આપે તો તેવાએ તેમા ભાગ ન લેવો

આમ જમણવારનો રિવાજ નાબુદ કરવો એ વાજબી નથી પણ એમા રહેલુ અનિષ્ટ નાબુદ કરવુ એ વ્યાજબી છે

# ૩૯ સંસ્કાર

જશભાઇ પટેલ

....ભંગીવાસમાં હું ગયો. ઉત્સવ જેવો ઘાટ દેખાતો હતો. સૌનાં મોં ગંભીર હતાં. નાના સરખા સમીઆણામાં ડાહ્યો ખાટ ઉપર આડો પડયો હતો. કોઇ કંઇ બોલતું ન હતું. સામાન્ય રીતે હું દૂરથી દેખાતો હોઉં ત્યાં બાળકો મારા આગમનની ખબર 'સાયબ આયા, સાયબ આયા' પોકારી, દોડીને આપે. પણ આજ સૌ સૂનમૂન બેઠાં હતાં. મેં ડાહ્યાને પૂછ્યું: 'કેમ ડાહ્યા, શા ખબર છે?'

તરત એનો બાપ બોલી ઊઠયો: 'આવે ખબર લેવા ભગવાન તમે આવા સો. માબાપ કંઈ દિયા કરો. આ મારો છોકરો નહણુક ગાંડો ચાલ્યો. આખી રાત ઊંઘતો નથી. ચાર દનથી તો ભારે ધાંધલ મચાવી છે. માબાપ, રાત ને દન બાયડીનું જ નામ લે છે. ઊંઘે તો મે બબડે—મારી બાયડીને કોઇ લઈ જાય છે. અલ્યા એને શું કામ માર છ? ગઇ કાલે તો એણે બાયડીનો વેશ ભજવ્યો. છાપરે છાપરે કૂદ્યો. મારીને નીચે ઉતારતાં વખતની બેગા થઇ, સાયબ.'

આખી સ્થિતિ હું સમજી ગયો. પૂછ્યું: 'બાધા-આખડી કરી છે ને?'

'શું કરીએ તારે માબાપ, કંઇ છૂટકો છે? કંઇ વળગણ-બળગણ હોય, નહિતર આમ તે કંઇ ડાહ્યો ગાંડો થાય એવો છે?'

'અલ્યા પણ તમે લાંબા ખર્ચમાં ઉતરી જશો એનો કંઈ વિચાર કરો છો?'

એક જણે વકીલાત કરતાં કહ્યું: 'મંડળી (સહકારી)માંથી ધીરજો કે ભઈસાબ.'

'મારાથી આવા વહેમો અંગે પૈસા ન ધીરાય' અને વહેમનું લાંબું શાસ્ત્ર મેં સમજાવ્યું. અને એ પ્રમાણે ત્રણ દિવસ લાગલગાટ એ ભંગીવાસમાં ગયો અને વહેમ છોડવા, માનતાઓ ન માનવા ઘણું ઘણું સમજાવ્યું ત્યારે આખરે બધા માન્યા. એમની માનતા છોડી મારી માનતા માની. મારી માનતા એટલે દવા, બહુ તો ગાંડાની હોસ્પિટલમાં લઇ જઈ સારવાર કરાવવાની વાત. ખર્ચની વ્યવસ્થા મેં કરવા કહેલું એટલે સૌ સંમત થયા હતા.

ડાહ્યાને લઈ અમે સૌ દાક્તર પાસે દવાખાને આવ્યા. દાક્તર ભલા માણસ હતા. તેમણે માનસશાસ્ત્રની માફક કહેવા માંડ્યું: 'અરે આને તો કશું થયું નથી.' અને એને પૂછ્યું: 'તારું નામ શું?'

આમંત્રણ ન આપવું જોઈએ અને આપે તો એની એ વૃત્તિને એમાં ભાગ લેઈને આમંત્રિતે પોષવી ન જોઈએ

આજના જમણવારમાં જે અનિષ્ટ તત્ત્વ છે તે આ વૃત્તિમાં છે જમણવાર કરનારમાં અમુક અંશે મિથ્યાભિમાનની વૃત્તિ હોય છે અને તે જાણવા છતાં તેમાં ભાગ લઈ આમંત્રિત તે પોષે છે તેનું મૂળ એ પણ છે કે આમંત્રિતમાં પણ એ જ મિથ્યાભિમાની વૃત્તિ છે બાકી જો એમાં વિવેક જાળવવામાં આવે અને પોતાને એ જાતનો સંબંધ ન હોય તો આમંત્રિતો તેમાં ભાગ ન લે તો પણ આ અનિષ્ટ તત્ત્વ ઉપર કાબૂ આવે આ અનિષ્ટ તત્ત્વને લેઈને સુધારકોએ એ ડાળ કાપવાને બદલે જમણવારના મૂળ થડને કાપવા જેવી વાત કરી, જે ગમ્ય ન હતું એટલે થડ કપાયું પણ નહિ અને પેલી ડાળ વૃદ્ધિ પામે ગઈ

પરંતુ હવે આપણી સામાજિક વ્યવસ્થા તૂટતી જાય છે લગ્નસંબંધ પૂરતો જ માણસને નાતજાત કે સગાંસબંધી પ્રત્યે નાતો રહ્યો છે બાકીના ક્ષેત્રે મોટું પરિવર્તન થઈ ગયું છે એટલે લગ્ન પૂરતો આ નાતો જ્યાં સુધી ટકી રહેશે ત્યાં સુધી લગ્નપ્રસંગનો જમણવાર આજની રીતે ટકી રહેશે બાકી જ્યાં લગ્નમાં નાતજાત દૂર થઈ કે તે સાથે આજની પદ્ધતિનો જમણવાર પણ દૂર થશે એટલે આ વચલા ગાળામાં જમણવારની પદ્ધતિમાં નીચે પ્રમાણે મર્યાદા જળવાય તો પૂરતું છે

(૧) જેમની આર્થિક સ્થિતિ જુદી જુદી પાર્ટીઓ આપે તેવી છે અને આપે છે તેમણે લગ્નપ્રસંગના જમણને કુટુંબની પાર્ટીનું રૂપ આપી બહારના માણસોને આમંત્રવા નહિ

(૨) છતાં આ મર્યાદા સ્વીકારવા જે તૈયાર ન હોય તેમણે વતનમાં આવી લગ્નપ્રસંગની ધામધૂમ ન કરતાં જે સ્થળે રહેતા હોય ત્યાં લગ્ન ઉજવવું

(૩) માણસની આર્થિક સ્થિતિ સુધરે તેમ તેમ એનું જીવનધોરણ બદલાતું જાય છે અને એ રીતે એના લગ્નપ્રસંગની ઉજવણીમાં પણ ફેર પડવાનો એટલે કોઈ સારી આર્થિક હાલતવાળો [illegible] મોટું ખર્ચ કરીને લગ્ન કરે તો એની સરસાઈ બીજા પિતરાઈઓએ કરવાને કોઈ કારણ નથી

(૪) મિથ્યાભિમાન પોષવા માટે અપરિચિતોને કે ઓછા પરિચિતોને આમંત્રણ ન આપવાં અને કોઈ આપે તો તેવાઓએ તેમાં ભાગ ન લેવો

આમ જમણવારનો રિવાજ નાબૂદ કરવો એ વાજબી નથી પણ એમાં રહેલું અનિષ્ટ નાબૂદ કરવું એ વાજબી છે

# ૩૯ સંસ્કાર

જશભાઇ પટેલ

....ભંગીવાસમાં હું ગયો. ઉત્સવ જેવો ઘાટ દેખાતો હતો. સૌનાં મોં ગંભીર હતાં. નાના સરખા સમીઆણામાં ડાહ્યો ખાટ ઉપર આડો પડ્યો હતો. કોઇ કંઇ બોલતું ન હતું. સામાન્ય રીતે હું દૂરથી દેખાતો હોઉં ત્યાં બાળકો મારા આગમનની ખબર 'સાયબ આયા, સાયબ આવા' પોકારી, દોડીને આપે. પણ આજ સૌ સૂનમૂન બેઠાં હતાં. મેં ડાહ્યાને પૂછ્યું: 'કેમ ડાહ્યા, શા ખબર છે?'

તરત એનો બાપ બોલી ઊઠ્યો: 'આવે ખબર લેવા ભગવાન તમે આવા છો. માબાપ કંઈ દિયા કરો. આ મારો છોકરો નાહણક ગાંડો ચાલ્યો. આખી રાત ઊંઘતો નથી. ચાર દનથી તો ભારે ધાંધલ મચાવી છે. માબાપ, રાત ને દન બાયડીનું જ નામ લે છે. ઊંઘે તો મે બબડે—મારી બાયડીને કોઇ લઈ જાય છે. અલ્યા એને શું કામ માર છ? ગઇ કાલે તો એણે બાયડીનો વેશ ભજવ્યો. છાપરે છાપરે કૂદ્યો. મારીને નીચે ઉતારતાં વખતની થેગા થઇ, સાયબ.'

બધી સ્થિતિ હું સમજી ગયો. પૂછ્યું: 'બાધા-આખડી કરી છે ને?'

'શું કરીએ તારે માબાપ, કંઇ છૂટકો છે? કંઇ વળગણ-બળગણ હોય, નહિતર આમ તે કંઇ ડાહ્યો ગાંડો થાય એવો છે?'

'અલ્યા પણ તમે લાંબા ખર્ચમાં ઉતરી જશો એનો કંઈ વિચાર કરો છો?'

એકજણે વકીલાત કરતાં કહ્યું: 'મંડળી (સહકારી)માંથી ધીરજો કે ભાઇસાબ.'

'મારાથી આવા વહેમો અંગે પૈસા ન ધીરાય.' અને વહેમનું લાંબું શાસ્ત્ર મેં સમજાવ્યું. અને એ પ્રમાણે ત્રણ દિવસ લાગલગાટ એ ભંગીવાસમાં ગયો અને વહેમ છોડવા, માનતાઓ ન માનવા ઘણું ઘણું સમજાવ્યું ત્યારે આખરે બધા માન્યા. એમની માનતા છોડી મારી માનતા માની. મારી માનતા એટલે દવા, બહુ તો ગાંડાની હોસ્પિટલમાં લઇ જઈ સારવાર કરાવવાની વાત. ખર્ચની વ્યવસ્થા મેં કરવા કહેલું એટલે સૌ સંમત થયા હતા.

ડાહ્યાને લઇ અમે સૌ દાક્તર પાસે દવાખાને આવ્યા. દાક્તર ભલા માણસ હતા. તેમણે માનસશાસ્ત્રની માફક કહેવા માંડ્યું: 'અરે આને તો કશું થયું નથી.' અને એને પૂછ્યું: 'તારું નામ શું?'

ગાંડો બોલ્યો: 'ડાહ્યો.'

દાકતર: 'ઓહો, એનું નામ જ ડાહ્યો છે. ગાંડો શાને કે? તમે બધા ગાંડા છો.' અને એને પોતાની છાતી સરસો ચાંપીને દાકતરે બીજા દર્દીઓને ઉદ્દેશીને કહ્યું 'આ તો મારો સગો ભાઈ છે.'

દાકતરે મને ઇંજેક્શન લખી આપ્યું. આ ઇંજેક્શન નસ વાટે આપવાનું અને નસમાં ચઢ્યા પછી શૉક (shocks) આપવાના હોય છે. દાકતરે આખી રીત મને સમજાવી અને સાથે સાથે જે ભય હતો તે પણ મને કહ્યો 'ઇંજેક્શન આપતા કદાચ દર્દી ખલાસ થઈ જાય તો મને ઠપકો મળવો ન જોઈએ. આવા દર્દીઓને સારા દાકતરોના હાથે ઇંજેક્શનો અપાયા હોવા છતાં ખલાસ થયા છે.'

હું આવી જવાબદારી શી રીતે લઈ શકું? એના પિતાને પૂછીને જવાબ આપવા મેં દાકતરને જણાવ્યું. દવાખાનાની બહાર જઈ ઇંજેક્શનના જે જે ફાયદા હતા અને જે ભય હતો તે સૌ ભંગી ભાઈઓને જણાવ્યો. એથી સૌ વિચારમાં પડી ગયા. એનો પિતા બોલી ઊઠ્યો: 'સાહેબ, આપો તમારું, બચવાનો હશે તો બચશે.' મને પોતાને મૂંઝવણ ઓછી થઈ તે દિવસે અમે સૌ ઘેર ગયા.

અઠવાડિયા પછી હું ઇંજેક્શનો લાવ્યો. ઇંજેક્શન અપાવવા દર્દીને અમે દવાખાને લઈ ગયા. દાક્તર સાહેબે એને તપાસ્યો અને આવતી કાલની મુદત પાડી અને ભૂખ્યે પેટે સવારમાં એને વહેલો દવાખાને લાવવા એમ સૂચના આપી.

બીજે દિવસે હું દર્દીને ઘેર ગયો અને દવાખાને જવાનું કહ્યું ત્યારે એનો પિતા કહે: 'બધાએ ના પાડી છે. હવે જે થવાનું હશે તે થશે!' અને એ નિર્ણયમાંથી એ એકનો બે ન થયા!

મને મનમાં રંજ તો થયો પરંતુ બીજી ક્ષણે બાપુજીનું વચન યાદ આવ્યું. 'દરિયાને આચમનીથી ઉલેચવા જેટલી ધીરજની જરૂર છે તેટલી ધીરજની જરૂર હરિજન સેવામાં'

[ ૨ ]

કપડવંજ અને વાડાસિનોર તાલુકાની સરહદો એકબીજાને મળે છે એ રસ્તા ઉપર થઈને અમે જીપ મોટરમાં ખરા બપોરે પસાર થતા હતા. અડધા રસ્તે, વહળા આગળ અમારી મોટર ખડી પડી. શું કરવું એ પ્રશ્ન મૂંઝવી રહ્યો. ચાર ગાઉ અંતર બાકી હતું. ગાઉ પણ ઊંટના. આખો રસ્તો નિર્જન લૂંટારુઓનો. આ પ્રદેશના નામીચા લૂંટારુઓ જે હમણાં પકડાયા છે તે ચડીઆ અને સિકંદરખાનના પરાક્રમોની વાતો સાંભળતા અમે સૌ બેઠા હતા. અમે એક ગામમાં ભંગીઓના ઘર જાણ્યાં હતાં એટલે તેમને

રૂપિયા વહેંચવા જતા હતા, એટલે પાસે જોખમ પણ ઠીક ઠીક હતું. લૂંટારુઓ મળે તો? એમ વિચાર આવતાં મેં મન સાથે નક્કી કરી રાખ્યું કે, ચાલો ભાઇ, ધરમના કામમાં ઢીલ કરશો મા. તમારી રકમ આ રકમ ભેગી કરી દો અને બધી રકમ ભંગીઓને વહેંચી દઇએ!

ત્યાં એક ડમણિયું આવ્યું. પૂછપરછ કરી તો તે અમને લેવા જતું હતું. મારા એક વિદ્યાર્થીના પિતાએ ખબર જાણેલી એટલે એ ડમણિયું લેઇને અમને તેડવા વાડાસિનોર જતો હતો. અમે અંદર બેસી ગયા અને વાહન પાછું હંકાયું.

બેએક ગાઉ ગયા. રસ્તામાં પરબ આવી. તાપ ખૂબ હતો એટલે અમે તરસ્યા પણ બરાબર થયેલા. અમારી સાથે પછાત વર્ગના અમલદાર તથા તેમના કારકુન હતા. ડમણિયું ઊભું રખાવ્યું. પાણી માગ્યું. પરબવાળો છોકરો વિચારમાં પડી ગયો. અમારો ગાડીવાન ચમાર હતો. છોકરાનો સંકોચભાવ હું જાણી ગયો. અમલદારને મેં એની જે મુશ્કેલી હતી તે અંગ્રેજીમાં જણાવી.

મેં પૂછ્યું: 'અલ્યા તું શી ન્યાતે?'

છોકરો કહે: 'ભીલ.'

સાહેબ કહે: 'આટલો બધો બીએ છે કેમ? અમે પણ માણસ છીએ, જરા તારા લોટામાં પાણી લાવ તો.'

છોકરો બીકમાં ને બીકમાં પાણીનો લોટો લાવ્યો. પણ લોટો આપવાની હિંમત ન ચાલે. સાહેબ ઉઘરાણી કરે. એનાથી ના પડાતી નથી, તેમ આપવા પડેલા સંસ્કારને લીધે છૂટ ચાલતો નથી. મેં વચલો માર્ગ સૂચવ્યો—ગાડીવાન નીચે ઉતરી જાય એટલે એને વાંધો નહિ આવે.

સાહેબ કહે: 'એ કેમ બને?'

સાહેબની મક્કમતા મને ગમી. મેં જણાવ્યું કે આપણે એ પાણી વગર ચલાવી લેવું.

ભીલકુમારની છાતી ધીંકની મારી ધમણ માફક અવાજ કરી રહી હતી તે સ્પષ્ટ સંભળાતી હતી. સાહેબે મારી સૂચના ન સ્વીકારતાં પાણીની ઉઘરાણી જોરથી ચાલુ રાખી. છેવટે છોકરાએ ચારે તરફ નજર નાખતાં, રખે કોઇ મારું આ કર્મ જોઇ ન જાય તેની શરત રાખતાં ધ્રૂજતા હાથે સાહેબને લોટો આપ્યો!

સાહેબે પછી મજાક કરતાં કહ્યું—આજે ડાયરીમાં લખજો કે જંગલમાં એક પરબનું કરેલું ઉદ્ઘાટન!

# નાની મેજબાની

નાનુભાઈ દવે

જમણનો આનન્દ – જમનાર અને જમાડનાર બન્નેને મળે છે, માત્ર એ મેજબાનીનો પ્રસંગ અને પ્રમાણ પારખવા જોઈએ. ભોજન એ તો ગૌણ બાબત છે.

ડબરા લઈને માતાની ઉજાણીએ જાવ, મગફ–બાજરીના ડૂંડા શેકીને ખેતરમાં ખાવ, મમરા–મેવા લઈ નદીકાંઠે ફરો, કે પછી ફોજમાં કૂચ કરતા પાઉં ચાવો–મઝા આવી જશે. જેમની સાથે તમે ઉડાવો છો તે તમારી પસંદગીના પાત્રો છે. વાતોની આપલે છૂટથી થાય છે. કોઈના રીસામણા–મનામણાનો સંભવ નથી. વ્યવહારમાં ભૂલ કરી નાખ્યાનો આરોપ નથી. વાદવાદ કહેવડાવવાની કોઈની દાનતથી

ઘેર વારતહેવારે સારું ભોજન સહુ કોઈ કરે છે. કુટુંબ બેગું બેસીને જમે છે. ગામમાં જુદા વસતા હોય છતાં તે દિવસે એકઠા થવાનો લાભ કોઈ ચૂકતા નથી. બધા હાથોહાથ કંઈને કંઈ કામ ઉપાડી લે છે. કોઈ આરામ કરે છે તો એ કોઈને ખૂંચતું નથી. કોઈ મજાક કરે છે તો એ કોઈ માઠું લગાડતું નથી. મોડું થઈ જાય તો કોઈ ચીડાતું નથી. કોઈ મહેમાન આવી ચઢે તો અંદર ભેળવી લેવામાં આવે છે. મિત્રને ઘેર આવતા હોય તો એ સહુના મહેમાન બની જાય છે.

આવી મેજબાનીઓની કળા વિકાસ પામી છે. વસ્ત્રોનું પરિધાન, ઓરડાની સજાવટ, પીરસણનો ક્રમ, વાર્તાલાપની ઢબ, બેસવાના સ્થાન, એ બધામાં જમાડનાર એટલો રસ લે છે કે જમવા આવનારાઓ રીઝે છે. જમવાની કળા ભારે જમણમાં નથી કે નથી વધારે જમ્યામાં, એ છે પરિચય વધારવામાં, આનન્દની આપ–લે માં, અને રાજીદા કામમાં વ્યવસ્થાથી, કળાથી, ભાવથી ઉમંગ પૂરવામાં.

આ મેજબાનીઓમાં જ્યારે કરી દેખાડવાનો મહિમા પેસી જાય છે ત્યારે એનો આનન્દ ઉડી જાય છે અને ભપકો વધી જાય છે. મોટી સંખ્યાથી યે ભપકો વધે છે. મોટી સંખ્યામાં અપરિચિત માણસોનો સમાવેશ કરવામાં આવે અને તે પણ જડ રિવાજને જાળવવાની ખાતર જ હોય ત્યારે જમણનારનું તો મરણ જ થઈ જાય છે. પછી એમાં ખેલ–તમાશાની હવા પેસી જાય છે.

સારું છે કે આપણી સરકારે પચીસનો કાયદો હજુ સુધી પકડી રાખ્યો છે. વરસ બે વરસમાં એ પકડ ઢીલી થઈ જાય તે પહેલાં આપણે સવેળા ચેતી જઈએ તો નાની મેજબાનીઓનો લહાવો કાયમનો થઈ જાય અને મોટી જમણવારોનો ફોગટનો બોજો ઉતરી જાય.

# છાણના દેવ

ઈશ્વર પેટલીકર

પાડોશમાં પાપડ વણવાના હોઇ બપોરે ઘરનું કામકાજ પતાવી મધુ કાંસાની થાળી અને વેલણ લેઇ રસોડામાંથી બહાર નીકળવા જતી હતી, ત્યાં કોઇ વસ્તુ ઉપર સમડી તરાપ મારે તેમ સાસુએ તરાપ મારી. મધુના હાથમાંથી વેલણ ઝૂંટવી લેતાં મહેણું માર્યું: 'મોટે ઉપાડે વેલણ લેઇને જાય છે તે તારા બાપને ઘેરથી લાવી છું!'

આવાં બાણ મધુ રોજ રોજ સહી રહી હતી છતાં એનું કાળજું કઠણ થયું ન હતું. એ આઘાત સમી એના બીજા હાથમાં થાળી હતી તે છૂટી ગઇ અને નીચે પડતાં ખણખણાટ થઇ ઊઠયો.

સાસુ ગાજી ઊઠયાં: 'કંઇક કહે એટલે તાયફો કરતાં આવડે છે. આ ભેંકો રડવા. તારા બાપને ઘેરથી વેલણ સરખું લાવી નથી અને પછી સાંભળવું પડે તેમાં નવાઇ કરે છે?'

મધુ-સાચે જ રડી રહી હતી. એની પરવા કર્યા વગર સાસુ પોતે થાળી અને વેલણ લેઇ પાડોશીને ત્યાં પાપડ વણવા ચાલ્યાં ગયાં. મધુને ખબર હતી કે સ્ત્રીઓમાં જઇને ઉપરથી મારું વગોણું કરશે—આજની વહુઓને કોઇનો છેડો ઝાલવાનો ટેકો નમતો નથી. ક્યારની કહ્યા કરું છું પણ એ એના કામમાંથી હજુ ઊંચી ન આવી એટલે છેવટ મારે આવવું પડયું!

સાસુના ત્રાસનું મધુને જે દુઃખ નહોતું થતું, તેના કરતાં સુધારાના ઉજળા વાઘા પહેરી સાસુ જે હલકટતા બતાવી રહ્યાં હતાં તેની પીડા એને વિશેષ થતી હતી.

નરેન સાથે એનાં લગ્ન થયે બે વરસ થયાં હતાં. નરેન વિષે એને કંઈ ફરિયાદ કરવાની નં હતી. એ કોલેજમાં ભણતો હતો એટલે એ માના ત્રાસના જવાબમાં એક જ વાકય કહેતો હતો કે, અત્યારે હું શું કરું? એમ હોય તો હું ધંધે ન વળગું ત્યાં સુધી તું પિયર રહે.

પરંતુ મધુના મનમાં એમ કે એવું પગલું ભરીને જાણે વીંછી શું કામ અડાળવો? વારતહેવારે આવી જવું, જે ત્રાસ પડે તે સહી લેવો અને પાછું પિયર ચાલ્યા જવું. વળી રજાઓમાં નરેન ઘેર હોય ત્યારે સાસુના ડંખ

ઘડીક સાલી નરેનની મીઠી હૂંફમાં ક્યાં ય ભુલાઈ જતા. એટલે મધુને સાસુના દુઃખ આકરાં લાગતાં છતાં રીસામણે બોલાવવા ન જતાં એ વેઠી લેવા અવાર-નવાર સાસરે આવતી.

સાસુ દુઃખ માટે કે એ તો વહુ સાસરે આવતા પહેલાં જાણતી હોય છે. પરંતુ મધુએ પોતાની સાસુ માટે એવું નહિ કલ્પેલું. મધુને શું, બીજી કોઈ પણ વહુ હોત તે ન કલ્પે અને મધુ આજે એ વાત કહે તો સમાજને નવાઈ પણ લાગે. કારણ કે સોમાભાઈ પોતે સુધારક હતા. ખાદીધારી હતા કોંગ્રેસના આગેવાન હતા. જેલમાં જઈ આવેલા હતા. વળી સેવાભાવી હતા. ગામડાના રચનાત્મક કામમાં ખૂંપેલા હતા. કાંતતા, ટોપલો અને ઝાડુ લઈને ગામની સફાઈ કરતા, સમાજસુધારાનો પ્રચાર કરતા. એમના પત્ની કમળાબહેન પણ પતિને પગલે પગલે ચાલી ખાદી પહેરતા, એમના જમાના પ્રમાણે ભણેલા હતા એટલે સ્ત્રીસમાજની આગેવાની લેતા હતા. સરકાર સામે સત્યાગ્રહની લડતમાં ફના થવાની પતિની ભાવનાને એમનો ટેકો હતો. એટલે એમના સંતાનોમાં પણ એ સંસ્કાર સિંચાયા હતા. છોકરાઓ કાંતતા, ખાદી પહેરતા અને સેવાના સ્વપ્ન સેવતા.

આમ આખું કુટુંબ સુધારક હતું એટલે નાગજીભાઈની નજર એ ઘેર દીકરી આપવા ઠરી હતી કારણ કે એ પોતે પણ સેવાભાવી, ખાદીધારી અને સમાજસુધારક હતા એટલે બંને કુટુંબને આગળ અનુકૂળતા થઈ રહે તેમ એ માનતા હતા. પોતાની દીકરીને જે સંસ્કાર મળ્યા હતા તેને એ ઘેર પોષણ મળશે એમ એમને વસી ગયું હતું. અને એ રીતે એમણે મધુ માટે નરેનનું માગું કર્યું મિત્રોએ ભલામણ કરી સોમાભાઈ પાસે એ માગું મંજૂર કરાવ્યું. વિવાહ નક્કી થયો.

આજે જમણવારનો કાયદો છે, પરંતુ નરેનના લગ્ન વખતે એવો કાયદો ન હતો. સુધારકો હાથીના દાંતની જેમ મોંએ સુધારાની વાતો મોટે, ભાગે કરતા હોય છે અને પોતાને ત્યાં પ્રસંગ આવ્યે એનો અમલ કરતા નથી હોતા. પરંતુ સોમાભાઈએ લગ્ન નક્કી થતા કહ્યું કે પોતે જાન લઈને આવશે નહિ. દીકરો એના બેપાંચ મિત્રો લઈને પરણી જશે

વેવાઈની એ વાત સાંભળીને નાગજીભાઈને સ્વર્ગ બે આંગળ છેટું હોય તેમ લાગ્યું આટલી સાદાઈની એમણે આશા નહિ રાખેલી એ પોતે અતિ સાદા હતા, એમનું જીવન પણ ભક્તિપરાયણ હતું એટલે પોતાને આંગણે

એવી સાદાઈ પળાશે માની એમણે પોતાની જાતને ભાગ્યશાળી માની. પોતે ખાદી પહેરતા, દીકરી પણ પહેરતી. સામા પક્ષમાં પણ બધાં ખાદીધારી હતાં. એટલે નાતના રિવાજ પ્રમાણે કપડાંનો ખોટો દેકારો ન કરતાં દીકરીને એમણે ખાદીનાં કપડાં લીધાં. એમનું પોતાનું ચાલ્યું હોત તો જે જણશો દીકરી પહેરતી નથી તેવી એમણે ઘડાવી ન હોત. પણ માના જીવને એથી કેમ ધરપત રહે? આટલાં સુધીની સાદાઈ એણે સહી લીધી પણ જણશોની બાબતમાં એ પતિ સાથે સંમત ન થઈ. એણે કહ્યું, વેવાઈ આપણને સારા મળ્યા છે એટલે સુધારાની દૃષ્ટિએ ભલે બીજામાં સાદાઈ રાખીએ, પણ એથી વેવાઈને એમ ન લાગવું જોઈએ કે પૈસા બચાવવા આપણે સુધારો કર્યો છે. એટલે જણશો તો નાતના રિવાજ કરતાંય પચીસ તોલા વધારે કરાવવી છે. જમણવારનું ખર્ચ નથી થવાનું એટલે તે રકમ આપણે બીજી રીતે દીકરીને આપી દેવી છે. નારણભાઈએ એમાં સંમતિ આપી, અને મધુને સારી જણશો ઘડાવી. લગ્ન સુખરૂપ પતી પણ ગયું.

સાસરે જતી કન્યામાં પતિ અંગે ઘણા ઘણા કોડ હોય છે અને તેવા મધુને પણ હતા. પરંતુ વધારામાં સુધારક કુટુંબમાં એ જતી હતી એટલે સાસુસસરા અંગે પણ એના દિલમાં કોડ ભર્યા હતા. પણ એ કોડ જતાંની સાથે ભાંગી પડવા લાગ્યા.

પિતાએ એને ભાગે એ ગામમાં પોતાનાં જે સ્નેહીઓ, સગાં હતાં તેમને ઘેર જતાઆવતા રહેવાની શિખામણ આપી હતી, જ્યારે સાસુ કોઈને ઘેર જવાની રજા આપનાં ન હતાં. કારણ? એ પોતે સુધારક હતાં, આગળ પડતાં હતાં, એટલે સેવાના વ્રતને લઈ પોતાને ઊંચાં માનતાં હતાં. વહુ જે ઘેર જવાની વાત કરતી હતી તે ઘરને પોતે હલકાં માનતાં હતાં. એવાં ઘર જોડે પોતે સંબંધ બાંધી જ ન શકે એમ મનમાં અભિમાન હતું. એટલે વહુની દરખાસ્ત સાથે એમણે કહી દીધું હતું કે, હવે તું પિયરની મટી સાસરાની વ્યક્તિ બની. અમારે જેની સાથે સંબંધ હોય, જેની સાથે આપણે સંબંધ રાખી શકીએ તેવા દરજ્જાના એ લોકો હોય ત્યાં જ તારાથી જવાય. તારા બાપ ગમે તેવા ઊતરતા માણસો સાથે સંબંધ રાખે, પણ અમારાથી એ લોકોને ઘેર તને જવા દેવાય નહિ. પછી ગામમાં અમારું વજન શું રહે?

મધુએ એ વાત પિતાને કહી. મા એ જાણતાં ખિન્નતાઈ ઊઠી. પણ

નારણભાઈએ કહ્યું, વેવાઈ મળશે ત્યારે હું એમને એ વાત કરીશ. ગામમાં એમની રીતે ભલે એ કોઈને ઉતરતા માનતા હોય પણ આપણા સ્નેહીઓ સાથે દીકરી સબંધ ન રાખે એ કેમ ચાલે?

પણ બિચારા નારણભાઈની એ મહેચ્છા ન ફળી. મોમાભાઈને એમણે એ વાત કરી ત્યારે વ્યવહારની વાતમાંથી હાથ ખંખેરી નાખતા એમણે કહ્યું - 'જુઓ નારણભાઈ, પહેલેથી અમારા ઘરમાં સંધારણપૂર્વક તંત્ર ચાલે છે. મારા હાથમાં જે ખાતું હોય તેમાં કમળાબહેન માથું ન મારે, અને એમના હાથમાં જે ખાતું હોય તેમાં હું માથું ન મારું. વ્યવહારનું ખાતું એમના હાથમાં છે એટલે મારે માથું મારવાનું નહિ.'

સાસુએ મધુ બીજે આણત ગઈ ત્યારે કહેવા માંડ્યું - 'આ જો ને, તારા બાપે માધુડી જેવા લૂગડા લીધા છે! અમારા ઘરમાં એ ન ચાલે. જે હોય તે મને ટોળી ખાય છે કે રડ્યો સુધારો તે કદી આમ આવો હોતો હશે! વહુના લૂગડા એને શોભે એવા હોવા જોઈએ ને?'

મધુએ સાસુની એ ફરિયાદ પિયરમાં રજૂ કરી. બાપે બીજાં ખાદીના રેશમી કપડાં લીધાં. માન્યું કે સાસુને હવે સંતોષ થશે. પણ સાસુની રોકટોક ચાલુ રહી અને છેવટ દીકરી મિલના કપડા નહોતી પહેરતી, સાસરિયા પણ નહોતા પહેરતા એ મિલના કપડા, અંબર, અચરકડી, વગેરે મોંઘા કપડાં રેશમી કર્યા ત્યારે સાસુને સંતોષ થયો.

પરંતુ એથી મધુની મુશ્કેલી ટળી ગઈ એવું કંઈ ન હતું. જેમ અગ્નિમાં ઘી હોમાય અને વધુ પ્રદીપ્ત થાય તેમ સાસુની તૃષ્ણા વધતી ચાલી. દિવાસો, ઘરો આઠમ અને દિવાળી ગઈ પણ વહુના પિયરમાંથી કોઈ માટલી આવી નહિ એટલે એમની સગ્રેલી માટે વધુ તાપો કરવા માંડ્યો. મધુને હાલતા અને ચાલતા કહેવા માંડ્યું — આવો સુધારો તો અમે ક્યાંય ન જોયો! અમે સુધારક એટલે માગીએ નહિ એ ખરું, પણ એનો અર્થ કંઈ તારા બાપે મુદન પાણીમાં બેસી જવું એવો થોડો છે? માટલીઓમાં કંઈ મોટું ખર્ચ છે કે એ કાઢી નાખીને સુધારો કરવાનો હોય? એ તો એક રીતે વિવેક છે. તું અહીં આવે ત્યારે નાના નણંદ દિયર ભાભી કંઈ લાવશે તેમ આશા રાખી રહ્યા હોય અને જોડે માટલી હોય તો મોં ગળ્યું -રીને એ કેટલા રાજી થાય? સુધારાનો અર્થ વિવેક પણ ન રાખવો એવો તો તારા બાપ નથી કરતા ને?

મધુએ વળી પિયર જતાં એ વાત માબાપને કરી. નારણભાઈ આ વાત

સાંભળીને સળગી ગયા. જો આવો લોભ હોય તો સુધારાની વાત મૂકીને એમ કેમ નથી કહી દેતાં કે અમારે બધાંની જેમ લેવાખાવાની વૃત્તિ છે? આપણને ય સમજ પડી જાય ને કે આ તો છાણના દેવ છે એટલે કપાસિયાની આંખો ચોડવી પડશે.

પત્નીએ કહ્યું: 'તમને હજુ ખબર નથી પડી? વેવાઈએ જે દિવસે કહ્યું કે વ્યવહારનું ખાતું કમળાબહેનનું છે ને હું એમાં માથું નથી મારતો ત્યારથી મને ખબર પડી ગઈ છે કે એ છાણના દેવ છે.'

અને તેથી દીકરીને સોસવું ન પડે માની માએ બધી માટલીઓ સામટી કરીને મોકલાવી આપી. સાસુએ હવે રોકડ રકમની ભૂખ બતાવવા માંડી: 'તારા બાપને લગ્નમાં શું ખર્ચ થયું છે? નહિ જાન, નહિ જમણવાર, નહિ લેવડદેવડ. અમે સુધારક રહ્યાં એટલે લગ્નપ્રસંગે કંઈ લેવડદેવડ થાય તે ન લઈએ, પણ એનો અર્થ એવો નહિ કે બીજે પ્રસંગે જે ઘટતું હોય તે ના અપાય–લેવાય? તારા બાપને સાદા લગ્નથી જે ખર્ચ બચ્યું તે ખરી રીતે આડકતરી રીતે દીકરીના ઘરમાં પહોંચાડવું જોઈએ.'

મધુએ બિચારીએ એ વાત પણ માતાપિતાને જઈને કરી. છાણના દેવને હવે બધાં સારી રીતે ઓળખી ગયાં હતાં એટલે પાણી પીને ઘર પૂછવા જેવો ઘાટ ન થાય માટે દ્યાયેચ્યપાયે દીકરીને મહેણાં ન સાંભળવા પડે માટે લેવડદેવડ કરવાનો પ્રસંગ ઊભો કર્યો. નાતના રિવાજ પ્રમાણે સાસુને વેવાણ થવા તેડયાં. સાથે એ પોતાનાં નાનાં દીકરાદીકરીને પણ લેતાં આવ્યાં હતાં. જમણવાર કરી યજ્ઞતૃપ્તિ પછી દક્ષિણા તરીકે વેવાણના હાથમાં સો સોની બે નોટો મૂકી. સાસુએ આનાકાની કરી. વધુ રકમ કહેવાય તેમ વિવેક કર્યો.

મધુની બાએ ધીમેથી કહ્યું: 'રકમ વધુ તો છે, પણ વેવાઈ કહેતા હતા કે વ્યવહારનું ખાતું તમારી પાસે છે અને એ એમાં માથું મારતા નથી, એટલે એમનું 'દાપું' પણ તમને આપી દીધું છે. એ આવે ને ન લે તો, પછી તમને આપવા એ ન શોભે.'

સાસુએ બેઉ નોટ ખિસ્સામાં મૂકતાં કહ્યું: 'એ વ્યવહારમાં માથું નથી મારતા એ ખરું. એ તો એમના કોંગ્રેસ કમિટીઓમાંથી અને સેવાના કામમાંથી ઊંચા આવે ત્યારે માથું મારે ને? પણ તમને ખોટું ન લાગે માટે એમને કહીશ કે હું આપે ને લેવું!'

પછી વેવાઇ આવ્યા, જમાઇ આવ્યા, સાથે મા મ ગાતે આવી ગયેલા નાનાં ભાઇબહેન ફરી આવ્યા અને ભેળવું દાપુ લેઇ ગયા. આમ પાંચસો સાતસોની રકમ ખર્ચી નાખી!

છતાં સાસુ સંતોષાયા ન હોય તેમ મધુને બીજી રીતે કનડવા લાગ્યા. નરેન રજાઓમાં ઘેર હોય અને દિવસે એની સાથે બેસવા-ફરવા એ મેડે જાય તો એ વાંધો લેતા. બીજી સાસુની પેઠે એ કઢંગો વાંધો લેવાને બદલે ઊંડી સમજણભર્યો વાંધો ઊઠાવતા 'ખરી રીતે જોવા જાય તો નરેન ભણે ત્યાં સુધી તમારે બન્નેએ ભેગું થવું ન જોઇએ. એનું ચિત્ત સંસારમાં પરોવાઇ જાય તો એનું ભણતર બગડે અને અગવાળે વઠવું પડે તમારે બન્નેને' અને સહેજ અટકીને ઉમેરતા 'છતાં તમે ઉમરલાયક રહ્યાં એટલે હું ના કહું તે ખોટું. સારા માબાપની છોકરી હોઉ તો તારે એની સાથે ઝાઝી ઊઠબેસ ન રાખવી જોઇએ!'

મધુ આ કહેવા પાછળનો ભાવાર્થ ન સમજે એવી અબુધ ન હતી. એ જાણતી હતી કે પતિ સાથે પોતાને વધુ પ્રેમ થઇ જાય તો સાસુ તરફેના સત્તાને એટલી હાનિ પહોંચે માટે આ પેંતરો હતો. નરેન પણ માની વર્તણૂક , સમજતો. એ સ્વતંત્ર ન હતો એટલે શું કરી શકે? મધુના આંસુ લૂછતા આ અટલું જ આશ્વાસન આપતો કે, એમ હોય તો હું ધંધે ન વળગું ત્યાં સુધી તું પિયર રહે અને એ પતિપ્રેમને લીધે મધુ સાસુના દુઃખ સહી લેતી.

પરંતુ એ દુઃખનેય હદ હોવી જોઇએ ને? આટઆટલું નમતું જોખ્યા છતાં સાસુની લવખાઉની વૃત્તિ માઝા મૂકતી હતી. એક વેલણ જેવી એ આનાની વસ્તુ માટે એમણે મહેણું માર્યું! હાથમાંથી ઝૂંટવી લીધું! અને તેથી એનું હૈસું તે ઘડીએ કેમેય શમતું ન હતું.

પિયર જતાં એ વાત મધુએ માને કરી. માએ રીસ ચડાવી લાકડાને બદલે ચાંદીનું વેલણ કરાવ્યું. નાગામાળને સાજુ ઘૂઘરીઓ મૂકાવી. અને દીકરીને આપ્યું. એ વેલણ આજે મોમાભાઇના ઘરમાં, કાચના કબાટમાં, ચાંદીના વાસણો છે તેની સાથે ઉપલા ખાનામાં મૂકેલું રહે છે. કોઇ સ્ત્રી આવે છે ત્યારે કમળાબહેન પોતાના વૈભવના પ્રદર્શનમાં એ વાસણો બતાવે છે ત્યારે એ વેલણ પણ વડુ લાની છે તેમ કહી પોતાનું મિથ્યાભિમાન સંતોષે છે.

પણ કોઇને આજ સુધી એમણે એ ચાંદીના વેલણ પાછળનો ઇતિહાસ કહ્યો નથી!

# સમાજનાં મન પડ્યાં નથી!

અરવિંદ પટેલ

## [ ૧ ]

## પિતાજીનો અગ્નિસંસ્કાર

પિતાજી બિમાર પડ્યા એટલે મુંબઈથી હું ઘેર આવ્યો. એક અઠવાડિયું દવા વગેરે કર્યા પછી લાગ્યું કે માંદગી લંબાશે. મને થયું કે જો તે મુંબઈ આવે તો મારે નિરાંત થાય. દવા અને સારવારની સારી સગવડ થાય અને મારે નોકરીની ચિંતા મટે.

પરંતુ પિતાજીએ મારી એ દરખાસ્તનો અસ્વીકાર કર્યો. કહ્યું: 'મારે મુંબઈ નથી આવવું. મને ખાત્રી છે કે હવે મને મટવાનું નથી. મારો દેહ મુંબઈ પડે તો ઊલટી મારી અવગતિ થાય. મારે તો મારા ઘરઆંગણે જ મરવું છે.'

મારી મુંબઈમગી બુદ્ધિને વિચાર તો આવ્યો કે જો તમને અહીંનો જ મોહ હોય તો એવું કદાચ બનશે તો મુંબઈથી હું તમારો દેહ અહીં લાવી અગ્નિસંસ્કાર કરીશ. પરંતુ એ વાત પિતાજીને કહેવી એ એમને આઘાત લાગ્યા જેવું થાય. વળી એમને ઘરઆંગણે જીવ્યા તેમ મરવાની વૃત્તિ હતી એટલે એ વાત સ્વીકારે પણ નહિ. વળી એમની માંદગી એ કહેતા હતા તેમ જીવલેણ નીવડે એમાં નવાઈ પણ ન હતી. ૭૬મું ઊતરી એમને ૭૭મું વર્ષ જતું હતું. એટલે બાકી રહેલા એકમાત્ર રસ્તા તરીકે મારે એમની માંદગી દરમિયાન ઘેર રોકાવું રહ્યું.

લોકો કહેતા: "આવે વખતે દીકરા પરદેશ હોય તે સાંભરે છે. આ તો સારું છે કે તમે મુંબઈ છો. બાકી તમારા એ ભાઈની માફક તમે પણ આફ્રિકા હોત તો આજે અંત વેળાએ શંભુકાકાનું કોણ? તમે લાખો કમાતા હો અને મોટી મહેલાતો બંધાવી હોય પણ બાપને દીકરાનો શો ઓળિયો વાળ્યો ગણાય? ચાકરી તો, ભૂડો તમારી બહેન છે તે ય કરે. અમે આડોસીપાડોશી આંટો ખાઈએ. પૈસા છે એટલે બીજું ય ફેરાફાંટા ખાનાર મળી રહે. પણ છતે દીકરાએ શંભુકાકા પરાયાના હાથે અગ્નિ-સંસ્કાર પામે એમાં એમની શી ગતિ! પથરા એટલા દેવ દીકરા માટે લોક કરે છે ને આટલા માટે. પીંડનો દેનાર દીકરો આજે પરદેશ પડ્યો હોય તો છતે દીકરે શંભુકાકા વાંઝિયા ગણાય!"

હું મનમાં હસતો. શું લોકોનું માનસ છે! માણસના મર્યા પછી દીકરો અગ્નિસંસ્કાર કરે તો ય શું, અને બીજો કરે તો ય મરનારને શું? જીવ

ગયા પછી ખોળિયાને કોઈની સાથે પોતાનો કે પારકાનો ભેદ નથી એ તો સૂના લાકડા જેવું લાકડું છે વળી પડ દેવાની વાતમાં પણ હું માનતો ન હતો રૂઢિની રીતે એ કરું એટલું જ, બાકી એમાં મને શ્રદ્ધા નથી એટલે લોકો જે વાતને મોટું રૂપ આપતા હતા તેની મારા મનમાં કંઈ અગત્ય ન હતી ફક્ત પિતાજીની ચાકરી કરવી એ જ મારે માટે અગત્યનું હતું તેથી મેં એક મહિનાની રજા માગી અને ઘેર ગયો

પિતાજીએ આખી જિંદગી જાતમહેનત કરેલી, અને પ્રથમથી ખાધેપીધે સુખી ઘર એટલે શરીર લાંબું આયુષ્ય ભોગવ્યા છતાં નરવું હતું વચ્ચે કોઈ વખત માંદા થાય તો અઠવાડિયાથી વિશેષ માંદગી ચાલતી ન હતી પરંતુ આ વખતે વૃદ્ધાવસ્થાની છેલ્લી માંદગી હતી એટલે એ લંબાઈ મારી એક મહિનાની રજા પૂરી થઈ બીજી એક મહિનાની હવે મેં બિનપગારી રજા માગી ઑફિસમાં હું જૂનો માણસ ગણાતો હતો અને મારું કામ પણ અગત્યનું હતું એટલે શેઠે ચાલુ પગારે મારી રજા મંજૂર કરી અને લખ્યું કે નિરાંતે સેવા કરવા રોકાવાની જરૂર લાગે ત્યાં સુધી રહેજો એ મહિનાની રજા પૂરી થવા આવી છતાં પિતાજીની માંદગી પૂરી થઈ નહિ હવે એ સાજા થશે એવી તો આશા ન હતી એટલે એમના મૃત્યુએ જ માંદગી પૂરી થવાની એમ મને ખાતરી પડી ગઈ હતી

રજાની મને ચિંતા ન હતી વળી શેઠને આ વખતે બિનપગારે રજા મંજૂર કરવાનો આગ્રહ કરવાની મારી ઇચ્છા હતી ત્યાં એમનો તાર આવ્યો આજે કંટ્રોલને લીધે કાળા બજારનો જે વેપાર કરવો પડતો તેમાં લફરું જાગ્યું હતું એટલે મારું ખાસ કામ હતું તારમાં એવું કંઈ લખાય નહિ પણ ખાસ કામ એટલે કાળા બજાર અંગે એ અમારો કોડ વર્ડ (સાંકેતિક શબ્દ) હતો એક દિવસ માટે મારે જવાની જરૂર ઊભી થઈ આવા ગુનાઓમાં અમલદાર સાથે પત્રમ્‌પુષ્પમ્‌ કરી પતાવવાનું કામ મારું હતું, શેઠ પણ એમાં કંઈ ન જાણે, એટલે વિલંબ કરવો પોષાય તેમ ન હતો

પિતાજીએ મને ખુશીથી રજા આપી 'એક શું એવા ચાર દહાડા નિરાંતે રોકાઈને શેઠનું કામ પતાવીને આવજે હું સમજું છું કે હું મરતોય નથી ને માંચો મૂકતોય નથી એટલે તારું કામ બગડે છે હું તને કેટલીય વખત કહું છું કે તું જા પણ હું સમજું છું કે તારો જીવ પણ ના ચાલે તું નિરાંતે જઈ આવ હમણાં હું મરવાનો નથી અને મરીશ તોય મારો જીવ કશામાં રહેવાનો નથી મારે કશું કહેવાનું નથી જવાનું નથી

અને હું ગયો ને બીજે દિવસે પિતાજીએ દેહ છોડ્યો મારે હાથે

અગ્નિસંસ્કાર ન થયો તેનો મને ખટકો રહી ગયો. શાથી? હું એમાં તો માનતો ન હતો. પરંતુ લોકો કહેતા હતા કે, માણસ શહેરી થાય એટલે એ છો ને ગમે તેટલું કરે પણ એને લાગણી ઓછી રહેવાની. શેઠનું કામ રહે પડયું, બાપ કરતાં શેઠ મોટો થઈ ગયો? આખી જિંદગી શેઠ તો છે, પણ બાપનો છેલ્લો મોકો ન સચવાયો તે ઘડી હવે પાછી મળવાની છે! સાચે જ, હું અગ્નિસંસ્કારની આટલી અગત્ય નથી આપતો છતાં અંતરમાંથી ખટકો જતો નથી. કારણ? હું માનતો કે સમાજની મને પડી નથી. હું તો મને યોગ્ય લાગે તેમ વર્તવાનો. પરંતુ આજે લાગે છે કે ના, ના; અમુક બાબતમાં ભલે સમાજની મને પડી નથી એમ હુ વર્તતો હોઉં, છતાં મને પણ સમાજની પડી છે! પછી બીજી બાબતમાં સમાજની પડી છે એમ માની વર્તનારની મને ટીકા કરવાનો શો અધિકાર?

## [ ૨ ]

## જમ્યા એટલે જમાડવું પડે

આમ સમાજની મને પડી છે- માટે અગ્નિસંસ્કારનો ખટકો મને રહી-ગયો છે. છતાં પિતાજીનું પ્રેતભોજન ન કર્યું તેમાં લોકોએ ટીકા કરી તેનો બિલકુલ ખટકો નથી. પ્રેતભોજનની રૂઢિ નાબૂદ થઈ છે અગર ઓછી થઇ છે એમ બીજાં ગામોનો અનુભવ છે, પરંતુ અમારા ગામમાં એ રૂઢિ એના અસલ સ્વરૂપમાં ચાલે છે. તેમાં પિતાજીને ત્રણ દીકરા, બે આફ્રિકા કમાય અને હુ મુંબઇ કમાઉં. એટલે એ સ્થિતિમાં લાંબુ આયુષ્ય ભોગવી પિતાજી ગુજરી ગયા એટલે ગામ આખું જમાડીએ તો જ શોભે એમ લોકો એમની રીતે વિચારે. તેમાં મેં મુદ્દલ કંઇ કરવાનું ના કહ્યું એટલે મુરબ્બીઓ સલાહ આપવા લાગ્યાઃ 'આ તો ખોટું કહેવાય. તમે ભલે એમાં ન માનતા હો. પરંતુ શંભુકાકાએ આખી જિંદગી લોકોનું ખાધું એટલે એમની પ્રાછત્ત તમારે ખવડાવવું જોઇએ.'

હું કહેતોઃ 'એ જમ્યા એટલે જમાડવું પડે, એમ શા માટે? એ રીતે તો કોઇ વાતનો અંત પણ ન આવે. વળી એ જમ્યા અને એમને પ્રસંગ આવ્યો હશે ત્યારે એમણે જમાડ્યા પણ હશે. એટલે હવે તેની પાછળ મારે કંઇ કરવું જોઇએ તેમ હું માનતો નથી. તેમાં પ્રેતભોજન તો હું કોટિ ઉપાયે ન કરી શકું.'

લોકોએ એથી ટીકા કરવામાં બાકી ન રાખી, છતાં ન મને તેથી ખોટું લાગ્યું, ન એ ટીકા કરનાર ઉપર રોષ ઉપજ્યો કે ન મેં મારો નિર્ણય ફેરવ્યો. મને થયું, મને સમાજની પડી નથી.

પરંતુ તે પછી ૭ મહિને મેં નોકરીમાંથી છૂટા થઇ સ્વતંત્ર ધંધો શરૂ કર્યો ત્યારે સમાજની મને પડી છે તેનો પાકો અનુભવ થયો. ઑફિસના ઉદ્‌ઘાટન પ્રસંગે આમંત્રિતો માટે પાનસોપારી અને આઇસક્રીમની પાર્ટી ગણવાનું વિચાર્યું હતું. પરંતુ મને મનમાં એટલાથી સંતોષ થતો ન હતો. આંખ આગળ કેટલીય પેઢીઓના ઉદ્‌ઘાટન પ્રસંગે નિમંત્રણ મુજબ એટલે જમણવાર પાર્ટીઓમાં જઇ આવેલો તે દૃશ્ય ખડું થતું. એ લોકો એકબીજાના કાનમાં ગુસપુસ કરતા હોય તેમ મને ભાસ થતો હતો: 'કેવો મખ્ખીચૂસ છે! આપણે ઘેર પ્રસંગ હતો ત્યારે નિરાંતે જમવા આવ્યો હતો અને આજે પ્રભુએ સ્વતંત્ર ધંધો કરવાનો મોકો આપ્યો, ને પૈસા કમાયો છે, છતાં એનો જીવ પાર્ટી આપવાનોય ચાલ્યો?'

મારા દિલમાં અજંપો શરૂ થયો. જો પાર્ટી નહિ આપું તો કાયમનું કહેણું રહી જશે. ગયેલી તક ફરી આવતી નથી. વળી જુદા જુદા નામે જમાડવામાં કાયદાનો ભંગ પણ થતો નથી. બીજાને ઘેર જમી આવ્યો છું તો મારે શું કામ ન જમાડવા?

સાથે બીજો વિચાર આવતો—જમ્યા એટલે જમાડવું, એમ શા માટે? આ રીતે તો ઊલટી નવી નવી રૂઢિઓ પડવા માંડે. આવા પ્રસંગોએ ખુશીથી જેને પાર્ટી કરવી હોય તે કરે. મને એમ પાર્ટી ગોઠવવી દિલમાં ડંખે છે બીજી રીતે નહિ પણ લોકો ટીકા કરશે તે બીકે હું આ કરી રહ્યો છું તેથી. બાકી કાયદાનું નામ દઉં તો તે ખોટું કહેવાય. રોકડા ધંધામાં મેં કાળા બજારમાં સહાય કરી જ. એ રીતે બીજા નોકરી કરતા હું સારું કમાયો છું એને લીધે તો આજે સ્વતંત્ર ધંધો કરું છું. ગેરકાયદેસર પાઘડી આપી ઑફિસ મેળવી ને એમાં પણ પાછો એજ કાળાબજારનો ધંધો શરૂ કરીશ પછી હું સતા થવાનો શી રીતે દાવો કરી શકું કે જમણવારના કાયદાને લીધે હું પાર્ટી ન આપી શકું?

સાચેજ, મેં ડિવાઇન લૉજમાં ૨૦૦ માણસોને પાર્ટી આપી. અને મને ખાત્રી થઇ કે હું કહેતો કે મને સમાજની પડી નથી તે મિથ્યા છે. જેને મેં સમાજ માન્યો છે તેની મને જરૂર પડી છે. પ્રેતભોજન વખતે જમ્યા એટલે જમાડવું પડે, એમ શા માટે? કહેનાર મેં એજ વૃત્તિને તાબે થઇ ઑફિસની ઉદ્‌ઘાટન વખતે પાર્ટી આપી!

મને વસી ગયું કે જુદા જુદા માણસોને જુદી જુદી રીતે સમાજની પડી છે. એટલે આપણા કરતાં બીજી રીતે સમાજની પડી છે એમ માનીને વર્તનારની ટીકા કરવાનો મને અધિકાર નથી.

# સમાજ કોણ સુધારી શકે?

પિનાકિન પટેલ

અંગ્રેજો જશે તે સાથે આપણા દેશમાં સ્વર્ગ ખડું થઇ જશે અને ઘીદૂધની નદીઓ વહેવા માંડશે એવાં કંઇક સ્વપ્નાં લોકોએ સેવ્યાં હતાં. વળી અંગ્રેજ સરકાર સામે સત્યાગ્રહની લડત આપનાર કોંગ્રેસ તે વખતે રામરાજ્યની જે વાતો કરતી હતી તેથી લોકોના મોંમાં પાણી આવ્યું હોય તો એમાં એમનો પણ દોષ નથી.

પરંતુ અંગ્રેજો ગયા અને રામરાજ્યના વચન આપનાર કોંગ્રેસ સરકાર થઇ છતાં દિલ્હી હજી દૂર છે એની માફક સ્વર્ગ તો ક્યાં ગયું, પણ જે નરક લડાઇએ સર્જ્યું હતું તેને સ્થાને પૃથ્વી પણ સર્જાઈ નથી. ઊલટ અમુક અમુક ક્ષેત્રે નરકયાતના વધતી જાય છે એવો પ્રજાને અનુભવ થાય છે. અને પરિણામે પ્રજા કોંગ્રેસ સરકારની બૈરાંની માફક કૂથલી કરે છે.

પરંતુ આ કૂથલી કરનાર પ્રજા જો એમ માનતી હોય કે કેવળ નિંદા કરવાથી જ સમાજ સુધરી જશે તો એ ભીંત ભૂલે છે. સમાજ નહિ કોંગ્રેસ સુધારી શકે, નહિ સમાજવાદ સુધારી શકે કે નહિ સામ્યવાદ સુધારી શકે. સમાજ કોણ સુધારી શકે એમ જો પ્રશ્ન પૂછવામાં આવે અને તેનો સાચો જવાબ જોઇતો હોય તો એ એક જ છે. બીજું કોઈ નહિ પણ હું પોતે જ સમાજ સુધારી શકીશ એમ જ્યારે કૂથલી કરનાર વર્ગ સ્વીકારતો થશે અને એ પ્રમાણે આચરણ કરતો થશે ત્યારે એને કોઇ વર્ગની નિંદા કરવાની રહેશે નહિ. તેમ અસંતોષનું કારણ પણ રહેશે નહિ.

અમેરિકાના નાના કેલિફોર્નિયા શહેરમાં એક નિગ્રો યુવક શિક્ષકનો અભ્યાસ કરતો હતો અને કમાણી માટે પાર્ટ ટાઇમ (થોડો સમય) એક દુકાનમાં નોકરી કરતો હતો. પરંતુ આપણે અહીં હરિજન વર્ગ જેમ અસ્પૃશ્ય છે તેવી સ્થિતિ રંગભેદને લીધે નિગ્રો લોકોની અમેરિકામાં છે. વેપારીમાં એ એ વૃત્તિ ન હતી એટલે એણે એ યુવકને મદદ કરવાની દ્રષ્ટિએ નોકરીમાં તો રાખ્યો પરંતુ ગ્રાહકોને જેમ જેમ એની ખબર પડતી ગઈ તેમ તેમ નિગ્રો પ્રત્યેની સૂગને લીધે એ લોકોએ એ દુકાનેથી ખરીદી કરવાનું બંધ કર્યું. આજે આપણે ત્યાં હરિજનને નોકર રાખવામાં આવે તો આના જેવું પરિણામ અમુક આવે આવે એ ચોક્કસ છે.

પેલો વેપારી વ્યાવસાયિક વૃત્તિવાળો હતો, એનામાં પરોપકારની વૃત્તિ ન હતી, પરંતુ આ સંજોગોમાં એ નિગ્રો યુવકને રજા આપ્યા વગર એનો બીજો શો ઉપાય? અને નોકરીમાં રાખીને એ પોતાનો ધંધો ગુમાવે તેવી આશા આપણે શી રીતે રાખીએ? અને એમ કરવાથી એ યુવકને પણ શો ફાયદો! ધંધો એમી જાય એટલે છેવટે એને છૂટો તો કરવો પડે. એટલે ડહાપણ વાપરીને વેપારીએ ન છૂટકે એને છૂટો કરવાની ઈચ્છા જતાવી પરંતુ એ છૂટો થાય તે પહેલાં એક સ્ત્રીએ આ વાત જાણી.

એ આપણી જેમ રંગભેદ રાખનાર અમેરિકન પ્રજાની કૂથલી કરવાની વૃત્તિવાળી ન હતી એ પોતે તો એમ માનતી હતી કે ધાર્યું તો હું જગતને બદલી નાખું. એને બીજા લોકોના કાર્યની પડી ન હતી એને પોતાના કાર્યની પડી હતી. એણે વેપારીને કહ્યું: 'સરેરાશ કેટલા ગ્રાહકો આજે તમારે આ કારણે ગુમાવવા પડ્યા છે?'

વેપારીએ કહ્યું '૧૮ થી ૨૦'

સ્ત્રીએ પૂછ્યું. 'એટલા બીજા નવા ગ્રાહકો હું મેળવી આપું તો તમે આ યુવકને નોકરીમાં ચાલુ રાખશો? તમારા ધંધાને ખોટમાં ન આવવા દેવા નવા નવા ગ્રાહકો હું શોધતી રહીશ.'

વેપારીએ જવાબ આપ્યો 'એની જો તમે ખાત્રી આપતાં હો તો મને એને રાખવામાં વાંધો નથી.'

એ સ્ત્રીએ તરત ૨૦ ને બદલે ૨૫ નવા ઘરાકો લાવી આપ્યા તે સ્ત્રી ક્રિસ્ટોફર હતી આજના જગતને સારી દુનિયા બનાવવાની જે લોકો ફરજ રાખે છે તેવા સ્ત્રીપુરુષોની અમેરિકામાં એક સંસ્થા છે. અને તેમાં જોડાનારને ક્રિસ્ટોફર કહેવામાં આવે છે. આ લોકો વ્યક્તિગત જવાબદારીમાં માને છે સમાજના ભલા માટે બીજાની ચિંતા કર્યા વગર પોતાનાથી થાય તે જવાબદારી અદા કરવી તે દરેકની ફરજ છે અને એ રીતે સંસ્થાના દરેક સ્ત્રીપુરુષ જાતે તન ને કામ કરી છૂટે છે અને આત્મભોગ આપે છે.

આ સંસ્થા માને છે કે અમાવાસ્યાની અંધારી રાત હોય અને જેમ દીવાસળી એક ક્ષણ પુરતુ અજવાળું આપે છે તેમ ગમે તેવી નાની વ્યક્તિ હોય અને ભલે નાનામાં નાનુ સદ્કાર્ય કરે તો એ કાર્ય દીવાસળીની માફક આજની, અંધારી દુનિયામાં અમુક તેજ તો પાથરવાનુ છે જ અને તે રીતે દરેક વ્યક્તિગત જવાબદારી અદા કરે તો અંધકારમાં પ્રકાશ થયા વગર ન જ રહે.

એ સંસ્થાની દરેક વ્યક્તિ માને છે કે પોતે કોણ છે, શું છે, ક્યાં છે, શું કરી શકે તેમ છે, એની ચિંતામાં પડ્યા વગર પોતાનાથી જે કંઈ

સદ્કાર્ય બને તે કરી છૂટવું અને એ રીતે સારી દુનિયા બનાવવામાં પોતાનું કર્તવ્ય બજાવ્યાનો સંતોષ મેળવવો. વ્યક્તિગત રીતે પોતે જાતે 'હું' એ કાર્યમાં અગત્યની વ્યક્તિ છે. જ્યાં સુધી માણસ એ માટે પોતાની ગણતરી ન ગણે ત્યાં સુધી દુનિયા ન સુધરે.

અમેરિકામાં આમ વ્યક્તિગત સદ્કાર્ય કરી છૂટવા માટે સંસ્થા છે, ત્યારે આપણા દેશમાં ભલે એવી સંસ્થા ન હોય, પરંતુ જુદી જુદી વ્યક્તિઓ અજ્ઞાત રીતે કામ કરતી પણ હોય છે. અને નાનો માણસ શું કરી શકે તેનો જો કોઈ અફસોસ કરતું હોય તો ટપાલી નંદકિશોરનો દાખલો એણે નજર સમક્ષ રાખવા જેવો છે.

૧૯૨૬ની સાલમાં એક ટપાલી કુર્લા (મુંબઈ)ની પોસ્ટ ઓફિસમાં નોકરી કરવા આવ્યો. સંયુક્ત પ્રાંતમાંના દૂર સ્થળેથી મામૂલી નોકરી કરવા એ મુંબઈ જેટલે દૂર આવ્યો હતો. ટપાલીની મહેનતવાળી નોકરી કરવા છતાં, એ ટપાલીના અંતરમાં એક જ મહેચ્છા હતી કે બને તે સારું કાર્ય કરતા રહેવું. પોતાના જેવા નાના મામૂલી માણસથી વળી સદ્કાર્ય શું થવાનું હતું, એવો એણે લઘૂતા ભાવ સેવ્યો નહિ. જે બને તે કરી છૂટવાની એણે વૃત્તિ રાખી.

૧૯૩૮ સુધી જી. આઈ. પી. રેલ્વે ઉપર આવેલાં મુંબઈનાં પરાંમાં હિંદી બાળકો માટે અભ્યાસની સગવડ નહોતી. આ ટપાલી નંદકિશોરે મોટી મોટી યોજનાઓ મોટા લોકો વિચારે તેની વાટ જોઈ નહિ. એણે પોતાનાથી બને તેવું કાર્ય ઉપાડી લીધું. ઘાટકોપરનાં દરેક ઘર પાસેથી બે બે આના માગવા માંડ્યા. ટપાલના કાગળો વહેંચતા વહેંચતાં એ કામ કરવું એને માટે સુગમ હતું. એવી નાની રકમ આપનાર સૌ મળી રહ્યું. એ પહેલાં નંદકિશોરે એક જણ પાસેથી દસ રૂપિયાની મદદ લઈ નિશાળ માટે એક ઓરડી ભાડે લીધી હતી. અને ૧૦ વિદ્યાર્થીઓની હિંદી શાળા આ રીતે એણે ઘાટકોપરમાં શરૂ કરી.

દિવસો જતા ગયા એમ એમ દસ અને ચૌદ રૂપિયાના બે શિક્ષકો એમાં રાખવામાં આવ્યા. બે આનાની ટેલ નાખ્યે ત્રણ મહિના થયા ત્યારે ચોત્રીસ રૂપિયા એકઠા થયા હતા. એની ટેલ ચાલુ જ રહી. પહેલી દિવાળીએ ૮૪ રૂપિયા એકઠા થયા. બીજી દિવાળીએ ૪૦૦ રૂપિયા અને શાળા ગૂંજવા લાગી.

૧૯૩૯ની સાલ પછી નંદકિશોરના દરરોજના ત્રણ કલાક કેળવણીના આ ફંડ માટે ખર્ચાતા હતા. સંયુક્ત પ્રાંતના ગામડામાંથી આવેલા આ મામૂલી માણસનું સ્વપ્ન સાચું પડ્યું. વડા પ્રધાન શ્રી ખેર સાહેબે જમીન દ્વારા મદદ કરી. વીસ હજાર રૂપિયા ખર્ચાયા અને હિંદી હાઈ સ્કૂલના મકાનનો પાયો નાખવામાં આવ્યો.

# વિધવાવિવાહની છણાવટ

શાન્તાબહેન મોતીભાઇ પટેલ

વિધવાવિવાહ એ આધુનિક યુગનો મહા પ્રશ્ન છે અને વર્તમાન જાગૃતિનું પ્રતિક છે. આપણું સમાજજીવન દિવસે દિવસે દનિષ્ટ થતું જાય છે. તેના એક મુશ્કેલ બંધનને તોડતું વિધવાબહેનોનું બંડ છે. બહેનોએ હજારો વર્ષ સુધી મૂંગે મોંએ વેઠેલી વેદના અને અપમાન આજે જીવંત બની સમાજ પાસે જવાબ માગવા તૈયાર થયાં છે. સમાજે તેની કિંમત ચૂકવ્યા વિના છૂટકો નથી. હવે સ્ત્રી જાગૃત થઇ છે.

હાલમાં પાટીદાર સમાજે પણ આ દિશામાં નોંધપાત્ર પ્રગતિ કરી છે. નૂતન વિચાર અને શિક્ષણની અસરથી વિધવાબહેનોમાં સળવળાટ થયો છે. અને ઊગતી શક્તિના પ્રતિક રૂપ થોડાં દષ્ટાંતો છેલ્લાં વર્ષોમાં મળી આવે છે. છતાં તે પ્રગતિ ધીમી છે. બધી અથવા મોટા ભાગની વિધવાબહેનો પુનર્લગ્ન માટે તૈયાર થતી નથી. કારણ કે નવા માર્ગમાં ઘણી મુશ્કેલીઓ છે.

વિધવાબહેનોને પુનર્લગ્નમાં પડતી પ્રથમ મુશ્કેલી કુટુંબની રૂઢિચુસ્તતા છે. દરેક કુટુંબ અમુક સામાજિક બંધનોને સ્વીકારે છે. અને સમાજના તે પ્રકારના આદેશને અનુસરવામાં ખાનદાની માને છે. આ ખાનદાનીના મોહમાં અસંખ્ય બહેનોનાં જીવન બરબાદ થયાં છે. આપણી કુટુંબ ભાવના એટલી વિકૃત થઇ ગઇ છે કે તેમાં થતો સહેજ પણ ફેરફાર ટીકાપાત્ર સળવળાટ બની જાય છે. કન્યા અને વિધવા—એકજ સ્ત્રીત્વનાં બે સ્વરૂપ પ્રત્યે દરેક કુટુંબ કઇ દષ્ટિએ જુએ છે તે કોઇથી અજાણ્યું નથી. વિધવા માટે પિતાને પ્યાર રહેતો નથી. માતાની મમતા ઓસરતી જાય છે, ભાઇનો સ્નેહ ખારી ધારડી બની જાય છે. જો કે કેટલીક વખત માબાપ કે ભાઇ આ અસહ્ય દુઃખ જોઇ સળગી ઊઠે છે, છતાં ખાનદાનીના મોહ તજીથી છૂટાં થઇને સુધારો સ્વીકારી શકતા નથી.

બીજી મુશ્કેલી વિધવાઓને પત્ની તરીકે ખરા દિલથી અપનાવે તેવા એક નહિ પણ અસંખ્ય સમજુ યુવકોનો અભાવ. દઢ મનોબળ અને સ્વાર્પણની ભાવનાવાળા યુવકો આપણા સમાજમાં બહુ ઓછા છે. પાશ્ચાત્ય કેળવણીનું પાન કરેલા યુવકવર્ગની ભાવના અને આદર્શ હંમેશ પરલક્ષી હોય છે. તે સુધારો ઇચ્છે છે, પણ તેનું આચરણ કરવાને તૈયાર નથી. તે

વિધવાવિવાહમાં માને છે પણ પોતા માટે કન્યા શોધે છે! આ યુવકવર્ગનું માનસ આત્મલક્ષી બનાવવું એ ઘણું મુશ્કેલ છે.

ત્રીજી મુશ્કેલી સમાજના કહેવાતા સ્તંભોની ડખલગીરી છે. દરેક સમાજમાં આવા અનિષ્ટ તત્ત્વો હોય છે. જેઓ સફેદ ઢંગનો ભાગ ભજવે છે. બીજાના હિતમાં ડખલ કરવી, અને વિઘ્ન નાખવું એ તેમનો ધંધો હોય છે. શ્રીમંત કુટુંબની વિધવા કદાચ પુનર્લગ્નની હિંમત કરી શકે છે, પરંતુ મધ્યમ કે ગરીબ ઘરની વિધવા માટે પુનર્લગ્ન આપઘાત સમાન નીવડે છે. કારણ કે સમાજના આ શઠ અને લુચ્ચા ચોકીદારો તેને અને તેના કુટુંબને આજીવન હેરાન હેરાન કરી મૂકે છે.

ચોથી મુશ્કેલી વિધવાબહેનોને અનુકૂળ વાતાવરણની જરૂર વિષે છે. મોટા ભાગની વિધવાબહેનો હાલ જે પરિસ્થિતિમાં રહે છે તે સંકુચિત અને ઝેરી હોય છે તેમાં તે ગૂંગળાય છે. આખો ઘરનું કાર્ય નિભાવ ઢસડવું, શૃંગાર અને વિલાસને ત્યજવા, પ્રભુભજનમાં ફરજિયાત ચિત્ત લગાડવું, અપશુકનિયાળ ગણતા વસ્ત્રમાં કેશહીન મસ્તકને નત કરી કટુવચનો સાંભળવા. .....આ કાર્યક્રમ વચ્ચે પીસાતા વિધવાનું માનસ જડ થઈ જાય છે. હું ધારું છું કે નીચેના થોડા ઉદ્ગારો કંઈક માર્ગદર્શન જરૂર કરશે.

મુખ્યત્વે સમાજમાં ત્રણ પ્રકારની વિધવાઓ દ્રષ્ટિગોચર થાય છે. પ્રથમ પ્રકારની બહેનો કંઈ અંશે સંસ્કૃત છે. આધુનિક કેળવણી અને વિચારના સંસર્ગમાં આવવાથી તેમની કૂપમંડૂક દશા દૂર થયેલી છે તેઓ સમજે છે કે પોતે રૂઢિની વિચિત્રતાનો ભોગ બનેલી છે. ફરજિયાત વૈધવ્ય એ સામાજિક અત્યાચાર છે પુરુષની માફક વિધવાને પણ પુનર્લગ્ન કરવાનો સરખો હક છે એમ તેઓ ખરા દિલથી માને છે તેમાની ઘણીખરી વધુ અભ્યાસમાં અથવા શિક્ષિકા તરીકે જીવન ગાળી યોગ્ય તકની રાહ જુએ છે. આવી બહેનો પરિપક્વ દશામાં છે. તેમને સહકારની ખાસ જરૂર છે.

બીજા પ્રકારની બહેનોમાં આ જાતની લાગણી નથી તેઓ વાસનાને દબાવી સંયમને શુદ્ધ કસોટીએ ચઢાવી પવિત્ર જીવન અને પ્રભુભજનમાં દિવસ ગાળે છે વૈધવ્યને તેઓ પ્રભુનો શાપ માને છે. અને તેથી તેની કૃપા મેળવવામાં બાકીનું જીવન વ્યતિત કરે છે તેનામાં વર્તન અને વાણીની પવિત્રતા છે, પણ કેળવણી નથી એટલે વિચાર રૂંધાઈ ગયા છે. જ્યારે કોઈ વિધવાબહેનના પુનર્લગ્નની વાત તે સાંભળે છે ત્યારે દાબી રાખેલી વાસના અને રંગરાગની દુનિયા તેના અંતરમાં તાંડવ મચાવે છે વિકૃત થયેલી વાસના ઘણી વખત અયોગ્ય માર્ગોનું સૂચન કરી વિનાશને નોતરે છે. તેઓ

માનસિક રીતે પુનર્લગ્ન ઇચ્છે છે, પણ હાય સમાજ.....સમાજની શૃંખલાઓ તોડવાની તેનામાં શક્તિ નથી. કોઇનો સહારો પણ નથી.

ત્રીજા પ્રકારની બહેનો ઘણા જ સંકુચિત માનસની છે. તેમની સંખ્યા પણ વધારે છે. પોતાના તરફથી પળાતા ફરજિયાત વૈધવ્યનો બદલો તેઓ વિનાશક રીતે સમાજ પાસેથી લે છે. તેઓ એક તરફ પ્રભુભજનનો ઢોંગ કરે છે અને બીજી તરફ નિંદા ને ટીકાઓ કરી બીજાનાં જીવનમાં વિષ રેડે છે. ઘરમાં ભાઇભાભી વચ્ચેનું હેત કે પડોશીનું સુખ તેનાથી સહન થતું નથી. તે ઈર્ષાનું પ્રતિક બની જાય છે. તેની દૃષ્ટિ વિનાશક હોય છે અને આખા જગતને પોતાની કક્ષામાં લાવવા તે કલ્પનામાં પ્રપંચો રચે છે.

પ્રથમ પ્રકારની બહેનોને જરૂરી તક મેળવી આપવાની જવાબદારી માબાપ, મિત્રો અને ખાસ કરી તેમના ભાઇઓની છે. તેમના અભ્યાસને વધુ વિસ્તૃત બનાવી, ભાવનાનો વિકાસ કરવા જોઇએ. પુનર્લગ્ન એ વિલાસ માટે નથી, પણ લગ્નની માફક જીવનમાં માનવીને અનેક પ્રકારનાં અનિષ્ટો સામે ઝૂઝવામાં સહારો છે. વળીને વિકાસ માટે વૃક્ષની જરૂર પડે છે એ દૃષ્ટિએ આવી બહેનોનું લગ્ન થવું જોઇએ. માબાપે આ જવાબદારી સમજી તેને અનુકૂળ વાતાવરણ રચવા પ્રયત્ન કરવો જોઇએ. ખાનદાનીનો ખોટો મોહ ત્યજી દઇ, સ્વપુત્રીના ભાવિની ઉન્નતિ તરફ લક્ષ દેવું જોઇએ. પુત્રીના સુખ તરફ જોઇ, તેના તરફ કન્યા હતી ત્યારે જે સ્નેહ અને મમતા હતાં તેને આ સંજોગોમાં વધુ દૃઢ અને વ્યાપક બનાવવાં જોઇએ. મારા મત પ્રમાણે સાચી કેળવણી પામેલો, અને આજના યુગની પ્રેરણા પામેલો ભાઇ પોતાની વિધવાબહેનને આ દિશામાં ઘણી જ મદદ કરી શકે છે. ભાઇબહેનનું હેત એ કવિની કલ્પના નથી પણ કુદરતી સ્નેહ છે. ઉપરાંત અન્ય જે ભાઇબહેનો આવી વિધવાબહેનોને શુદ્ધ ભાવે મદદ કરી શકે તેમ હોય તેમણે આગળ આવવું જોઇએ. કેળવણીનો વિકાસ અને વિચાર-સ્વાતંત્ર્ય એ બે મુખ્ય ઉપાય છે. સામાજિક ક્રાન્તિ માટે જે અખૂટ બળની જરૂર પડશે તે આ કક્ષાની બહેનોના ઉત્સાહ અને ધગશમાંથી મળી રહેશે. જો માબાપો અને જ્ઞાતિ સુધકો આ અનિષ્ટને દૂર કરવા સામુદાયિક પ્રયત્નો કરે તો સમાજને નમતું આપ્યા વિના છૂટકો નથી.

બીજા પ્રકારની બહેનોનો પ્રશ્ન વિકટ છે. એમને માટે નિરક્ષરતાનિવારણ એ પ્રથમ જરૂરિયાત છે. અક્ષરજ્ઞાન સાથે સમાજના પ્રવાહો જાણવા મળતાં તેમની અજ્ઞાનતાનાં પડળ દૂર થશે અને નૂતન વિચારસરણી સ્થાન લેશે. ગાન્ડ્રીય સરકારની પ્રૌઢશિક્ષણની યોજના આ પ્રવૃત્તિને જરૂર વેગ આપશે.

આ બહેનોએ ધ્યાન આપવું જોઈએ કે સમાજથી હડધૂત થઈ અગોચર રીતે દુઃખ સહન કરી, પરલોકના સુખની આશાએ જીવન વ્યતિત કરવું એમાં આત્મભોગ નથી. તેઓએ કેળવણી મેળવવા તરફ અને સારા વિચારોને પોષવા તરફ લક્ષ આપવું જોઈએ.

ત્રીજા પ્રકારની બહેનો સામાજિક અનિષ્ટ ગણો કે સમાજરચનાનું કલંક ગણો, પણ બંને રીતે દયાપાત્ર છે. સમાજ આવી અસંખ્ય વિધવાઓને ઉત્પન્ન કરતો રહ્યો છે. વિધવા બહેન અથવા પુત્રી તરફની ગાંડી મમતા આ અનિષ્ટનું કારણ છે. કેટલેક સ્થળે આવી બહેનો આર્થિક રીતે પણ સ્વતંત્ર હોય છે. એટલે તેઓ બીજાની નિંદામાં, ટીકામાં અને બીજાના રંગ માણવામાં જ આનંદ લે છે. આવી સ્ત્રીઓને કેળવણી અને સ્ત્રીત્વની કિંમત નથી. એમ એથી ત્રણ વખત સારું ભોજન કરવું, મનના રોગી વિકારોને પોષવા, કેટલીક વખત અપવિત્ર રહી પવિત્રતાનો ઢોંગ કરવો, અને ઘરની ભોળી સ્ત્રીઓ ઉપર અધિકારીની દૃષ્ટિએ જુલમ ગુજારવો, એ તેમનું ટાઇમ ટેબલ છે. પ્રથમની બે કક્ષાની બહેનો આગળ ધપી જઈ સુખી જીવનનો આનંદ માણશે ત્યારે આ ત્રીજા વર્ગને પોતાની જાતનું ભાન થશે. બાકી તેઓ સીધી રીતે માને તેમ નથી. છતાં સમજુ માબાપ તેમનું માનસ પરિવર્તન કરે તો તેમનામાં અમુક ફેરફાર થાય.

ઉપરાંત અનેકપત્નીપ્રતિબંધક કાયદાની જેમ વિધવા પુનર્વિવાહનો કાયદો અમલમાં આવે તો આમાં ઘણી મુશ્કેલીઓ દૂર થઈ જાય. કાંઈ પણ માબાપે અમુક વયની (૩૦ વર્ષ) અંદરની વિધવા પુત્રીને અમુક સમયમાં ફરી પરણાવી દેવી જોઈએ. કોઈ પણ વિધુર યુવક કુમારી કન્યાને ન પરણી શકે વગેરે પ્રકારના કાયદા આ દિશાની પ્રગતિને જરૂર મદદ કરી શકે. હાલમાં માબાપ અને યુવકવર્ગ આગળની ભૂમિકા તૈયાર કરે તો આવા બાબતે જનતા સરકારનો વિરોધ કરશે નહિ. જનતા હૃદયથી આવા સુધારા ઇચ્છે છે પણ વર્ષોની ગુલામી તળે દબાયેલા તેમના અવાજને બહારમાં આવવાનું બળ નથી.

અંતમાં, વિધવાવિવાહ એ સમાજનો સળગતો પ્રશ્ન છે. એનો સંતોષકારક ઉકેલ લાવતા પહેલાં હજુ થોડા વધુ બલિદાનો જોઈશે. સ્ત્રીશક્તિ વિરાટ જોમ લાવી આગળ ધપશે ત્યારે જ આ પ્રશ્નમાં પ્રાણ આવશે. સ્ત્રીજગતનું ભાવિ ઉજ્જવળ છે એમાં લવલેશ શંકા નથી.

---

* ચરોતર અભ્યુદર્શન સોસાયટી, આણંદ તરફથી બહેનો પાસેથી માગેલા ઇનામી નિબંધમાં પ્રથમ ઇનામ મેળવેલો નિબંધ 'વિધવાવિવાહ કરવામાં બહેનોને પડતી મુશ્કેલીઓ નિવારવાના ઉપાય' ને અહીં થોડો ટૂંકાવીને મૂક્યો છે.

ચરોતરની કન્યા પોતાની જાતે વાકળમાં પરણ્યા પછી પોતાનું હૈયું ખોલે છે—

# મારું લગ્ન

## પુષ્પાબહેન કે. પટેલ

હું મૂળ રહેવાસી વીસમી સદીની છું. મારો અભ્યાસ અભ્યાસજ ન કહેવાય એવો છે. પરંતુ બહારના પરિચયને લઈને તથા પુસ્તકોના વધુ વાચનને લઈને હું મારા જીવનમાં સારા વિચારો અને આદર્શો ભરી શકી છું. 'પાટીદાર' નિયમિત મારા પિતાશ્રીને ત્યાં આવતું હતું તેના અભ્યાસથી હું જોઈ શકી કે સમાજરચનાની ખામીઓ શોધી શોધીને રજૂ કરતા આ માસિકે મારા વિચારો અને આદર્શોનું ઘડતર કર્યું. સમાજના ત્રાસદાયક રિવાજોને કારણે કન્યાઓની અને સ્ત્રીઓની શી પરિસ્થિતિ ચરોતરમાં છે તે હું જોઈ શકી અને સમજી પણ શકી. એટલું જ નહિ પણ વડીલો અને માતાઓના હૃદયમાં પોતાની પુત્રી પરણાવતાં જે દુઃખદાયક ભયંકર નિરાશાની અગ્નિજ્વાળાઓ સળગતી તે પણ હું જોઈ શકી.

લગ્ન એ આનંદનો પ્રસંગ છે. બંને પક્ષના માણસો તે શુભ અવસરથી એકબીજાના સહૃદયી બને છે. એકબીજા પ્રત્યે સ્નેહ ઉત્પન્ન થાય છે. પરંતુ પાટીદાર સમાજમાં ભાગ્યેજ આવો આનંદ લેવાતો હોય છે. અહીં તો લગ્ન જેવા પ્રસંગે એકનું હૃદય રડે છે. અરે! ન દેખી શકાય, ન કલ્પી શકાય એવા ઓસકારા ભરે છે. જ્યારે બીજાનું હૃદય પૈસાના મોહે આનંદ પામે છે. દારૂડિયો દારૂના ઘેનમાં હોય છે ત્યારે તેનું વર્તન બીજાઓને દુઃખમય બનતું હશે એવું તેને ભાન નથી હોતું. તેમ લગ્નપ્રસંગને પૈસાથી મૂલવતા આ પૈસાના સગાઓને સામા પક્ષનો ખ્યાલ આવતો નથી.

આમ પુત્રી માટે કર્તા થતાં માબાપની હાલત જોઈ મારું હૈયું ઘવાયું. સમાજ સામે બળવો પોકારવાનું મન થયું. પણ હું તો વીસ વર્ષની યુવતી: મારા જેવા બિનઅનુભવી છોકરીનું રાક્ષસી સમાજ પાસે શું ગજું! મારા જેવા વિચારો દરેક શિક્ષિત યુવકને પણ આવતા હશે. પરંતુ સમાજ સામે પગલું ભરવાનો કદાચ તેમને પ્રસંગ સાંપડે તો એ થરથર કંપે છે. બહાનાં કાઢી પોતાની નિર્બળતા છુપાવવાનો પ્રયત્ન પણ કરે છે. આ છે સમાજના યુવકોનું મનોબળ–આત્મબળ. જે સમાજમાં યુવકો આગળ પગલું ભરતાં ડરતા હોય ત્યાં મારા જેવી યુવતી શું કરી શકે!

મારા વેવિશાળ માટે મારાં માતાપિતાએ તનતોડ પ્રયત્ન કર્યો. અમૂલ્ય રત્ન જેવા મુરતિયાઓ એક પછી એક શોધી લાવ્યા. તેઓએ દેખવાજીના

ગરમાં મને જોઈ. રૂપરૂપની અંબાર જેવી જીવનસંગિનીની દરેક યુવક અભિલાષા રાખતા પણ તે પહેલાં કદી પોતાના રૂપ તરફ દૃષ્ટિ નાખવાની તકલીફ લેતા નહિ. ઇશ્વરકૃપાથી યોગ્ય રૂપ હું પામી છું એટલે દરેક મને પસંદ તો કરતા, પરંતુ અદેશા તરી પડતા લેવડદેવડની વાત આવતી ત્યાં આગળ. હું કહેવાતા સામના ઊંચા કુળની હોવાથી મારા પિતાશ્રીએ છેવટ ચાર હજાર સુધી આપવાનું વિચારી આગળ આવવા ધાર્યું હતું. પરંતુ એટલા અરસામાં કોઈ યુવકપિતા પોતાનું પુત્રરત્ન વેચવા તૈયાર ન હતો. ઓછામાં ઓછી કિંમત સાત હજાર સુધી જાહેર થઈ હતી. એટલે મોટા કેમ પતે? મને તો ખબર હતી કે આ ચાર હજાર પિતાશ્રી કેટલી મુશ્કેલીએ ભરપાઈ કરવા તૈયાર થયા હતા.

આવા ત્રણ પ્રસંગો મારા જીવનમાં બન્યા. અને મારા હૃદય પર પડેલા ઘા હું સહન ન કરી શકી. હું અત્યંત દુઃખી થઈ. તે દરમિયાન મને 'પાટીદાર' માસિકે પ્રોત્સાહન આપ્યું. મેં સમાજની બહાર નીકળવાનું નક્કી કર્યું. સમાજે સ્ત્રીને માટે સર્જેલી ગુલામી મને ગૂંગળાવી રહી હતી. મેં તે ગુલામીને તોડવાની મનોકામના સેવી. 'મનપસંદ લગ્ન કરવા વિચાર્યું.' અને પરમાત્મા પાસે સમાજના કુરીવાજો સામે થવા શક્તિ માગી.

સાચા હૃદયની પ્રાર્થના નિષ્ફળ જતી નથી. મારી પ્રાર્થના ફળી. એક લગ્નપ્રસંગે મારે એક યુવક સાથે પરિચય થયો. તે યુવક પાટીદાર હતો, પરંતુ અહેવાસી વાકાના અજોગ ગામનો હતો. એ યુવકે મારું દિલ જીત્યું. થોડો સમય એ વિચારોને હૃદયમાંજ ચઢતા રાખ્યા, કારણ કે વિચારોને અમલમાં મૂકતા કેટલી બધી વિટંબણાઓ આવે એ વિચારે મને સતાવી. વળી વિચાર આવતો કે આજના ઘણા યુવકો સસ્તો પ્રેમ ખરીદવા નીકળે છે એવો આ યુવક હોય તો મારું શું? વચ્ચે તેના પ્રેમને કસોટી પર ચઢાવીને છેવટ મેં તા. ૬-૨-'૪૯ના રોજ મારું જીવન તેના (શ્રી કેશવલાલ ડી. પટેલના) હાથમાં સોંપ્યું. આજ હું ઘણી સુખી છું. મારા મનમાં એવું ઘેલછાભર્યું અભિમાન કોઈ વખત આવે છે કે મારી જેવી સુખી પત્નીઓ ઘણીજ થોડી હશે!

મારા આ પગલાથી મારા વહાલા માતાપિતાને તથા સગાંવહાલાંને ઘણું દુઃખ થયું હશે. મારા પિતાની હું લાડકી હતી એમના દુઃખને હું સમજું છું. પરંતુ એ દુઃખનો ભાર, સમાજના ક્રૂરમય, દુઃખદાયક ને માનવતાવિહોણા અદૃશ્ય વાસ્તવિકતા નકશા જ એમ સમજીને હું આત્મસંતોષ અનુભવું છું.

ચરોતરના લગ્નવ્યવહારની આર્થિક સ્થિતિ કેટલી ભયાનક છે તે કોઈથી અજાણ્યું નથી. ચરોતરનો, તેમાંય મોટા ગામોનો સમૂહ પોતાની જાતને કૃત્રિમ

રીતે ઊંચો માને છે. અને ટૂંકી નજરની માન્યતાને લીધે દીકરીઓનાં લગ્ન ગર્ભિત ગોળમાંજ થવા લાગ્યાં. જ્યારે લક્ષ્મીના મોહે દીકરાઓને બહાર પરણાવે છે અને મનવાંચ્છિત ધન મેળવે છે. પરિણામ શું આવ્યું? આગળ જતાં શું આવશે. એનો ખ્યાલ કોઈએ કર્યો નથી. આ ગોળમાં કુંવારી કન્યાઓની સંખ્યા વધી ગઈ છે. એ વધારાની સંખ્યા મોટી ઉમરની થવા છતાં સૂરતિયાના અભાવે માબાપોના ઘરમાં પડીને સડે છે. કુંવારા છોકરાઓની સંખ્યા ગણતાં સરેરાશ દરેક છોકરાને ભાગ બે-અઢી કન્યા આવે. આ વધારાની છોકરીઓનું શું? યૌવનને કિનારે ઊભેલી આ નિર્દોષ યુવતીઓ ક્યાં સુધી સમાજનો અસહ્ય માર સહન કરે? હદ આવી જતા અનાચાર થાય તો નવાઈ નહિ. આમ સમાજના અંદરના ભાગમાં સડો પેસે. જ્યારે સમાજની આંખે તે પકડાઈ જાય ત્યારે તે કલંકિનીનું ઉપનામ પામે. ત્યાર બાદ સમાજના ઘણા સભ્યો તે કલંકિની પાછળ આકર્ષાય. ગુપ્ત અનાચાર ફેલાય. સમાજની નજરમાં નીચે પછડાયેલી મૂંગી બાળા શું કરી શકે? એને તો સમાજની ગુલામી જેમ જીવાડે તેમ જીવવું પડે. જ્યારે સમાજની કુટિલતાની હદ આવે ત્યારે કંટાળી જઈ દુઃખી જીવન પ્રત્યે નફરત થઈ જાય અગર આત્મહત્યા તરફ વળે. આ છે સુધરેલા, કેળવાયેલા સમાજની ભિતરની સ્થિતિ.

સમાજની આ સ્થિતિએ પિતાનો પુત્રી પ્રત્યેનો સ્નેહ ને માતાની લાડકી પ્રત્યેની મમતા ત્યજાવી છે. આ રિવાજનો અંત આપણાં સમજુ છતાં અણસમજુ રહેવાનો ઢોંગ કરતાં માબાપોથી નહિ આવવાનો. એનો અંત સમાજનું યુવાન રક્ત પણ લાવી શકશે કે કેમ એ એક શંકા છે. આનો જો અંત લાવવો હોય તો મારી બહેનોએ સમજવું જોઈશે. અને પરદેશ લઈને પોતાની જાતને વેચવા નીકળેલા ઉમેદવારોનો ત્યાગ કરવો જોઈશે. માટે મારી બહેનોને વિનંતિ કે જ્યારે દેશની સ્વતંત્ર હવામાં આપણે જીવીએ છીએ, મહાત્મા ગાંધીજીએ જ્ઞાતિભેદો નષ્ટ કરવાનો સ્પષ્ટ આદેશ આપ્યો છે, ત્યારે આપણે એક જ નાતના જુદા જુદા વાડાઓ બનાવી બેઠા છીએ તે ત્યજવા જોઈએ. સમાજનાં બંધનો આપણા જીવનને અવરોધ કરતાં ન હોવાં જોઈએ. તોડી નાખો તે બંધનો.

આખરમાં મારા વડીલોને વિનંતિ કે તમો હવે ચેતો અગર સમજો તો સારું. પૈસાને લોભે સ્ત્રીહૃદય પર થતા ઘાનો અત્યાચાર માનવતાદ્રોહી રૂઢિ સમાજમાંથી દૂર થવી જ ઘટે. જો મારા વડીલો સમજે, સમાજસુધારકો ખોટો ઢોંગ મૂકી, સમાજનું સાચું હિત નિહાળે તો જરૂર સમાજનો દરેક સભ્ય સુખી થાય. શાંતિથી જીવે અને પોતાની કન્યાઓ પ્રત્યે સ્નેહ-સરિતા વહે.

# તાડ–ગોળ

આપણા દેશમા એવા કેટલાંક ઝાડ થાય કે જેમાંથી મીઠો રસ નીકળે છે. તેને ખાટો અને માદક થવા દઈ માનવશરીરને હાનિકારક તાડીના રૂપમાં વાપરવામાં આવે છે. તેને બદલે તેમાથી ગોળ–ખાંડ બનાવવામા આવે તો બેવડો લાભ થાય, માદક તાડી પીવાથી થતું નુકસાન અટકે અને મૂલ્યવાન જીવનતત્ત્વ ધરાવતા ગોળ–ખાંડ બનાવવાનો ગૃહઉદ્યોગ ચાલે.

હાલમા ચાર પ્રકારના ઝાડમાથી આવો રસ કાઢવામાં આવે છે: નાળિયેળ, તાડ, ખજૂરી અને સૂરખાડ. આ બધાંય ઝાડ તાડ જાતિનાં કહેવાય છે. તેમાથી નીકળતા મીઠા રસને નીરો કહે છે. તેમાંથી બનતા ગોળને તાડ–ગોળ કહે છે.

તાડ–ગોળ સૈકાઓથી હિંદમા બનાવવામા આવે છે. હિંદની બહાર લંકા, જાવા, બ્રહ્મા વગેરે દેશોમા પણ ઘણા વરસોથી તાડ–ગોળ બને છે. તેનો આતરરાષ્ટ્રીય વેપાર પણ ચાલતો હતો અને હિંદમાથી લાખો ટન તાડ–ગોળ પરદેશ જતો હતો.

તાડ અને ખજૂરી હિંદની કોઈ પણ આબોહવામા ઊગી શકે છે. શેરડીના માફક તેને અમુક આબોહવાની જરૂર નથી. તેમ પાણી અને ખાતર આપવાની જરૂર નથી. ને નકામી જમીનમા ઊગી શકે છે.' એટલે તેનો પ્રચાર થાય તો શેરડીમા વપરાતી ૩૨ લાખ એકર જમીન અનાજની ખેતીના કામમા લઈ શકાય. ૮૦ મણ તાડ–ગોળ તૈયાર થાય તો શેરડીના વાવેતરમા વપરાતી એક એકર જમીન ફાજલ પાડી શકાય.

આપણા દેશમા આવા ઊગેલા ઝાડની સખ્યા ૫ કરોડ જેટલી છે. તેમાથી ૨૭૦ લાખ પાકા મણ ગોળ તૈયાર થઈ શકે. હાલ ૫૪ લાખ મણ થાય છે. કર્ણાટક, કેરળ, તામિલનાડ, આંધ્ર અને બંગાળાનાં ગામડાંમા ખેતીની સાથે આ ધંધો થોડે થોડે ઓછાવત્તા પ્રમાણમા ચાલે છે.

આ ઉદ્યોગને માટે કઢાઈ, હથિયાર, અને માટલા માટે શરૂઆતમા લગભગ રૂ. ૭૫ થી ૧૦૦ની જરૂર પડે છે. કુટુબમા પોતા પૂરતુ નાના પાયા પર કામ કરવા માટે તો રૂ ૨૦ બસ થાય. ઝાડ વાવ્યા પછી ખજૂરી ૮ મા વરસથી ૪૦ વરસ સુધી અને તાડ ૧૫મા વરસથી ૬૦ સાલ સુધી રસ આપે છે. અને તે રસ લેવાથી ઝાડની જિંદગી પર અસર થતી નથી.

આ ઝાડ છેદવાની મોસમો હોય છે: ખજૂરી માટે ઑક્ટોબરથી માર્ચ સુધી અને તાડ માટે ગરમીમાં. ખજૂરીને દર ત્રીજે દિવસે છેદ કરવો પડે છે. તેની ૭ માસની મોસમમાં એક કારીગર ૧૦૦ ખજૂરીને છેદ કરી શકે છે. તાડને રોજ છેદ કરવો પડે છે. એક કારીગર ૧૦-૧૨ તાડ છેદી શકે છે. એક કુટુંબ મોસમમાં મહિને રૂ. ૬૫ થી ૭૫ કમાઇ શકે છે.

અત્યારે હિંદમાં ૧૧ કરોડ મણ ગોળ-ખાંડ વપરાય છે. તેમાંથી ૫ કરોડ તાડનાં ઝાડમાંથી ૨॥ કરોડ ગોળ-ખાંડ તૈયાર થઇ શકે અને બાકીનો તેમાંથી બનાવી લેવા માટે ૧૫ કરોડ તાડનાં ઝાડની જરૂર પડે. એક એકરમાં ૩૫૦ તાડ ઉછેરી શકાય છે, એ હિસાબે ૧૫ કરોડ તાડના ઝાડ માટે ૪॥ લાખ એકર પડતર જમીન જોઇએ. આવી નકામી ખારવાળી જમીન હરેક પ્રાંતમાં મળી શકે છે અને તેમાં તાડ ઉછેરી શકાય છે. તેમાંથી ગોળ, ખૂરું, મોરસ, સાકર વગેરે બધું તૈયાર થઇ શકે છે. એ પ્રમાણે ૨૦ કરોડ તાડનાં ઝાડમાંથી ગોળ-ખાંડ બનાવવામાં ૨ કરોડ માણસોને તેની મોસમમાં કામ આપી શકાય. અને હિંદના ખેડૂતોને મદદનીશ ધંધાની અનિવાર્ય આવશ્યકતા છે તે પૂરી પાડી શકાય. આથી સરકારે અને પ્રજાએ આ બાબતમાં સહકારથી કામ કરવું જોઇએ.

તાડના માલિકોએ પોતે આ કામ ઉપાડી લેવું જોઇએ અગર બીજાને તેમ કરવા ઝાડ આપવાં જોઇએ. ખેડૂતોએ અને મજૂરોએ આ ઉદ્યોગ શીખી લેવો જોઇએ અને સહકારી પદ્ધતિથી બનાવવાનું અને વેચવાનું કરવું જોઇએ. લોકોએ એ ગોળ વાપરવાનો આગ્રહ રાખવો જોઇએ. એ ગોળ શેરડીના ગોળ-ખાંડ કરતાં વધારે વિટામિનવાળો હોય છે. તેમાં 'બી' વિટામિન અઢીગણું વધારે હોય છે અને 'બી૨' વિટામિન લગભગ નવગણું હોય છે. એટલે શેરડીના ગોળ-ખાંડ કરતાં તાડ-ગોળ શરીરને વધારે તાકાત આપનારો હોય છે. તેનો આહારની દષ્ટિએ અને ગૃહોદ્યોગની દષ્ટિએ પ્રચાર કરવા જેવો છે.

આમ વિવિધ રીતે ઉત્તેજન મળે અને પ્રજાનો સહકાર મળે તો દારૂબંધીને લીધે બેકાર પડતા લોકો (તલવાડાઓ) ને ઘેર બેઠાં કામ મળે. ખેડૂતોને અને મજૂરોને પણ મોસમમાં ઘેર બેઠાં કરી શકે તેવો ધંધો મળે, તથા સામાન્ય લોકોને કેફી તાડીને બદલે સ્વાદિષ્ટ પીણું અગર વધુ જીવનદાયી ગોળ-ખાંડ મળે.

'શિક્ષણ અને સાહિત્ય' લિ.

# શેઠ ભીખાભાઇ ટ્રસ્ટની શિષ્યવૃત્તિઓ

ચરોતરના હોશિયાર વિદ્યાર્થીઓને ઉત્તેજન આપવાના આશયથી અને સાધનના અભાવે ઉચ્ચ કેળવણીથી વંચિત રહેતા ચરોતરના લાયક પાટીદાર વિદ્યાર્થીઓને મદદ કરવાના હેતુથી [illegible] સને ૧૯૪૯-૫૦ના શૈક્ષણીક વર્ષ માટે નીચે જણાવેલી કુલ ૨૬ ([illegible]) શિષ્યવૃત્તિઓ શેઠ ભીખાભાઇ જીવાભાઇ કેળવણી ફંડ ટ્રસ્ટ તરફથી આપવાનું ચાલુ [illegible] કર્યું છે તો લાગતાવળગતા વિદ્યાર્થીઓએ નીચેના સરનામેથી અરજીપત્ર મંગાવી તેજ સરનામે માગેલી પૂરી હકીકત સાથે તા. ૨૫મી જુલાઇ ૧૯૪૯ પહેલાં મોકલી આપવા.

| વર્ષ | સાયન્સ B SC | કોમર્સ B Com | એન્જિનિયરીંગ B E | મેડીકલ MBBS | એગ્રીકલ્ચર B Ag | આર્ટસ B A | ટેકનીકલ | આયુર્વેદ |
|---|---|---|---|---|---|---|---|---|
| પહેલું | ૧૨૦ | ૧૨૦ | ૧૨૦ | ૧૨૦ | ૧૨૦ | ૧૨૦ | ૧[illegible] | ૧૨૦ |
| બીજું | ૧૨૦ | ૧૨૦ | ૧[illegible]૦ | ૧૩૦ | ૧૩ | ૧૩ | ૧૩૦ | ૧૩૦ |
| ત્રીજું | ૧૪૦ | ૧૪૦ | ૧૪૦ | ૧૪૦ | ૧૪૦ | — | — | — |
| ચોથું | ૧૫૦ | ૧૫૦ | ૧૫ | ૧૫૦ | ૧૫૦ | — | — | — |

શિષ્યવૃત્તિના ધોરણના નિયમો નીચે મુજબ છે —

૧ જે વિદ્યાર્થીના પિતા અગર વાલીની સ્થિતિ વિદ્યાર્થીનું ખર્ચ કરી શકે તેવી ના હોય તેવા હોશિયાર વિદ્યાર્થીઓ આ શિષ્યવૃત્તિ માટે લાયક ગણાશે

૨ બીજી કોઇ મદદ કે શિષ્યવૃત્તિ ન મળતી હોય તેને પ્રથમ પસંદગી અપાશે

૩ શિષ્યવૃત્તિ વહેંચવામાં છેલ્લી પરીક્ષામાં મેળવેલા માર્કસ અને કલાસનું ધોરણ લક્ષમાં લેવાશે

૪ જે વિદ્યાર્થી વર્ષમાં અધવચ અભ્યાસ છોડે અથવા કોઇ કારણે ગેરહાજર થાય તો તેને મળતી શિષ્યવૃત્તિ ત્યાંથી બંધ થશે

૫ શિષ્યવૃત્તિઓ કોલેજસત્ર (ટર્મ)ના હિસાબે બે હપ્તાથી અપાશે

૬ શિષ્યવૃત્તિ મેળવવા માટે અરજીનું ફોર્મ જુલાઇની પચીસમી તારીખ સુધીમાં મોકલવું અધૂરું ફોર્મ ધ્યાનમાં લેવાશે નહિ

૭ શિષ્યવૃત્તિ વહેંચવાનું કામ દરેક વર્ષના જુલાઇ માસની અધવચમાં પૂરી કરી અઠવાડિયામાં નિયમ (૫) પ્રમાણેની રકમ મોકલાશે

શિષ્યવૃત્તિ માટે અરજીનું ફોર્મ નીચેના સરનામેથી મંગાવી લેવું

**મનુભાઈ ભીખાભાઈ પટેલ**
મેનેજીંગ એજન્ટ ધી ન્યુ રાજપુર મિલ્સ કું. લિ.
ગોમતીપુર રોડ, અમદાવાદ ૧૦

**મોમાભાઈ વ. પટેલ**
અધ્યક્ષ

# ગ્રંથસ્વીકાર

**આપણી શ્રેષ્ઠ નવલિકાઓ:** સંપાદક–ગુલાબદાસ બ્રોકર, પ્રકાશક–નેશનલ ઇન્ફર્મેશન ઍન્ડ પબ્લિકેશન્સ લિ., મુંબઈ, રૂ. ૩।.

નવી પેઢીના લેખકોમાં ટૂંકી વાર્તાના લેખક તરીકે શ્રી બ્રોકરનું સ્થાન ઊંચું છે. એવા વાર્તાકારના હાથે શ્રેષ્ઠ નવલિકાઓનું આ સંપાદન થયું છે તેનો મુખ્ય લાભ એમણે જે બે નિબંધો આપ્યા છે તે છે–'ટૂંકી વાર્તાનું કલાસ્વરૂપ' અને 'ગુજરાતી સાહિત્યમાં ટૂંકી વાર્તા!' બાકી જે બાર વાર્તાઓ સંગ્રહમાં છે તે બધાને શ્રેષ્ઠ કહેવી કે કેમ, એ સવાલ છે. જો કે એ સારી વાર્તાઓ તો છે. આ જ ગુજરાતની શ્રેષ્ઠ વાર્તાઓ સ્વીકારીએ તો હજુ 'ધૂમકેતુ'ની 'રજપૂતાણી'ને આંટે તેવી વાર્તા નથી લખાઈ તેમ માનવું રહ્યું.

**પિયરનો પડોશી:** લેખક–પુષ્કર ચંદરવાકર, પ્રકાશક ઉપર પ્રમાણે રૂ. ૩।.

આ સંગ્રહમાં પંદર એકાંકી નાટિકાઓ છે. શ્રી ચંદરવાકરને 'પિયરના પડોશી' બદલ કુમાર ચંદ્રક મળ્યો છે તે એ ક્ષેત્રે તેમની સિદ્ધ સિદ્ધિ કરે છે.

**પંચામૃત:** લેખક–રવીન્દ્રનાથ ઠાકુર, અનુવાદક–સુરેશ હ. જોષી, ચારુતર પ્રકાશન, વલ્લભ વિદ્યાનગર, રૂ. ૧।.

આ પંચામૃતમાં અમૃતના પુત્રો, સુન્દર, કર્મયોગ, નવ વર્ષ, વર્ષ શેષ એમ પાંચ નિબંધો છે. ઉપનિષદનો બોધ ટાગોરની આર્ષદૃષ્ટિ દ્વારા આપણને અહીં જે રીતે જોવા મળે છે તે અમૃતના પંચામૃત જેવો છે એમ આનું પાન કરનારને જરૂર લાગશે.

**બુલબુલ:** લેખક તથા આલેખક–રમેશ કોઠારી, પ્રકાશક ઉપર પ્રમાણે, અગિયાર આના. બાર બાલકાવ્યોને લેખક પોતે ચિત્રકાર હોઈ સુંદર રીતે અહીં મૂક્યાં છે. કાવ્યો મધ્યમ કક્ષાનાં છે. સજાવટ ઉત્તમ છે. પરંતુ ૧૨ પાનના આ બુલબુલના અગિયાર આના આપી કેટલાં માબાપ તે બાળકને રમવા આપશે તે સવાલ છે.

**પ્રેમ પન્થ–૪:** યોજક–દેસાઈ વાલજી ગોવિન્દજી, પ્રકાશક–નવજીવન પ્રકાશન મંદિર, અમદાવાદ, ચાર આના.

દક્ષિણ આફ્રિકા અંગેના બાપુના પ્રસંગો આ યોજનાના ચોથા હપ્તા તરીકે આમાં યોજકે મૂક્યા છે. આગળના ત્રણ મણકાની માફક આ સંગ્રહ પણ લોકાદર પામશે.

**મહાભારતાંક દ્વિતિયખંડ:** પ્રકાશક–ભક્તિમાર્ગ કાર્યાલય, અમદાવાદ.

'વિશ્વમંગલ'ના અંક તરીકે બીજા વર્ષે દ્વિતીય ખંડ બહાર પડ્યો છે. 'કલ્યાણ'ની રીતે આ અંકો આપવાનો પ્રયત્ન દેખાય છે.

# પ્ર * સં * ગ * ક * થા

## એક વિધવાબહેનની પુનર્લગ્ન માટે તૈયારી

અગાઉના અંકોમાં કેટલાક યુવકોએ વિધવાલગ્નની ઈચ્છા બતાવેલી તે હકીકત આવી ગઈ છે પરંતુ તેના જવાબમાં વિધવાબહેનો તૈયાર થતી નથી તેવી હકીકત જણાતી. હવે ૭ ગામના સારા કુટુંબનાં એક વિધવાબહેનનું પુનર્લગ્ન કરાવવા તેમના માબાપ તૈયાર થયાં છે તે હકીકત આ વખતે જણાવતા આનંદ થાય છે. એ બહેન ૨૦ વર્ષની ઉમરનાં છે, કેળવાયેલ છે, સંસ્કારી છે અને શરીરે તંદુરસ્ત તેમજ દેખાવડાં પણ છે. લગ્નજીવન ભોગવ્યુ નથી એમ કહીએ તો પણ ચાલે મતલબ કે એ બહેન વિધવા હોવા છતા કુંવારી કન્યાની કોડભરી ઉમર છે. આવી દીકરી ઘરમા વિધવા હોય તેથી દરેક માબાપનું હૈયુ રડી ઉઠે. નિષ્ઠુર પથ્થર પણ પીગળી જાય. પરંતુ સામાજિક રૂઢિ પથ્થર કરતાં કઠણ છે એટલે એને તાબે થનારનું હૈયુ નિષ્ઠુર બની જાય છે એ કારણે અસખ્ય વિધવાબહેનો આજે કુરૂઢિનો ભોગ બની સડી રહી છે. પરંતુ હવે એ રૂઢિની નિષ્ઠુરતા ઉઘાડી પડી ગઈ છે. જો કે એને સમજવા છતા એનો ભંગ કરવાની હિંમત હજુ આવતી નથી. પરંતુ એ હિંમત આવતી જાય છે તેમ ઉપરના દાખલા પરથી દેખાય છે.

## એક મર્યાદા—૭ ગામનો યુવક જોઈએ

પહેલા જે યુવકોએ પુનર્લગ્નની ઈચ્છા બતાવી છે તેમાંના કોઈ યુવક સાથે આ સબંધ બાંધી શકાયા હોત તો આ જાહેરાત કરવાની ન રહેત પરંતુ માબાપની સામાન્ય ઈચ્છા દીકરીને ૭ ગામમાં પરણાવવાની છે. આવી મર્યાદા સ્વીકાર્યા વગર લાયક યુવક સાથે પુત્રીને પરણાવવાની વૃત્તિ માબાપે સેવી હોત તો એ ઉત્તમ હતુ પરંતુ માણસ જ્યારે આવું કોઈ પગલુ ભરવા તૈયાર થાય છે ત્યારે કુદરતી રીતે તેનામાં લઘુતાભાવ આવીને વસે છે લોકો કહેશે—બહાર દર્યું એમાં શી નવાઈ? ગોળમાં કર્યું હોત તો એનો અર્થ હતો. આવી ટીકાથી માણસ બીજે પ્રસંગે ન પણ બીએ, પરંતુ આવા અસામાન્ય પ્રસંગે સહેજે લઘુતાભાવ આવીને વસે છે. અને એને મોહ થાય છે કે પુનર્લગ્ન કરાવવા હું તૈયાર છું પણ ગોળમાં બને તો. એટલે આવી કોઈ વૃત્તિથી એબહેનના માબાપ ૭ ગામની મર્યાદા સ્વીકારી દીકરીને પુનર્લગ્ન કરાવવા તૈયાર થયા હોય તો એથી એમની હિંમતની કિંમત ઓછી આંકવાની કઈ જરૂર નથી. એનો યોગ્ય જવાબ સમાજે,

## આ મર્યાદાથી નુકસાન નથી–લાભ જ છે

સામાન્ય રીતે લગ્નક્ષેત્રે આવો મોહ રાખવાથી કુળવાનશાહીને પોષણ મળે છે. પરંતુ વિધવાલગ્નના પ્રશ્નમાં આ વૃત્તિથી એને પોષણ મળશે એવી બીક રાખવાની કંઇ જરૂર નથી. ઊલટું આ પ્રશ્નમાં આ વૃત્તિ રખાશે તો પણ રૂઢિ તોડવાનો લાભ જ છે. આ રૂઢિ ૭ ગામમાંથી તૂટે તો બીજા સમાજમાંથી આપોઆપ જશે. એ બધું અનુકરણ ઉપરના વર્ગમાંથી પહેલેથી થતું આવ્યું છે અને થાય છે. એટલે વિધવાનું પુનર્લગ્ન કરાવવું એમાં પ્રતિષ્ઠાભંગ નથી એમ ૭ ગામના દાખલાથી લોકોને સમજાશે એટલે બીજા ગોળમાં આપોઆપ એની અસર થશે. એટલે આવી મર્યાદા વિધવાવિવાહમાં બીજાં માબાપ સ્વીકારીને પણ તૈયાર થશે તો તેથી નુકસાન નથી–લાભ જ છે.

## આપણી ફરજ

આમ જ્યારે એક માબાપ પોતાની દીકરીનું પુનર્લગ્ન કરાવવા તૈયાર થયાં છે ત્યારે એમણે સ્વીકારેલી મર્યાદા ઉપર ટીકા કરવી એ આપણું કામ નથી. સામાની ખામીઓ શોધવી સહેલી વસ્તુ છે. નિંદા કરવી એ રસપ્રદ છે. પરંતુ આપણે દરેક મર્યાદાથી ભરેલા માનવી છીએ. એટલે ખંડનાત્મક ટીકા કરવા કરતાં રચનાત્મક ફરજ બજાવવી એ આપણો ધર્મ છે. એ આપણો ધર્મ કયો? જો આપણે પોતે વિધવાવિવાહમાં સાચે જ માનતા હોઇએ તો એ બહેનને લાયક યુવક શોધી આપવાની ફરજ આપણી થઇ પડે છે. કન્યાનો મુરતિયો શોધવો એ માબાપની ફરજ છે; પરંતુ વિધવા દીકરી માટે કન્યાની જેમ મુરતિયો શોધવો માબાપને માટે શક્ય નથી. એટલે આજના સંજોગોમાં એ ફરજ આ પ્રશ્નમાં માનતા દરેકની થઇ પડે છે. પોતે જો ૭ ગામના હોય, એ બહેનને લાયક જો પોતાનો પુત્ર હોય તો એનો જવાબ પોતાના દીકરાથી આપવો જોઇએ. એ માટે, આ અંકમાં છપાયેલ લેખ–'સમાજ કાણ સુધારી શકે?' એમાં ક્રિસ્ટોફર સોસાયટીનો ઉલ્લેખ છે તે પ્રમાણે, બીજા લોકોનો વિચાર કર્યા વગર વ્યક્તિ પોતાનાથી જે થાય તે કરી છૂટવાની વૃત્તિ બતાવશે તો જ સમાજસુધારો થઇ રહેશે. જેમ આ વિધવાબહેનનાં માબાપે બીજા લોક તેવું પગલું ભરે તો જ હું ભરું તેમ વાટ જોયા વગર વ્યક્તિગત રીતે હિંમત બતાવી છે તેમ દીકરાના માબાપે બતાવવી રહી. તો જ આ પ્રશ્નમાં માનનારે પોતાની ફરજ અદા કરી, તેમ કહી શકાય.

## બત્રીસ લક્ષણા યુવકોને

માબાપોને ઉપર કહેલ તો નાખી છે. પરંતુ હમણાં જે ત્રણ લગ્નો

યુવકોએ કર્યો છે તેનો અનુભવ જુદો છે. વિધવાબહેનો માબાપની સંમતિ વગર જ્યારે પુનર્લગ્ન કરવા તૈયાર નથી થઈ, ત્યારે ઘણે યુવકો સ્વપુરુષાર્થે તૈયાર થયા છે અને વડીલોએ પાછળથી સંમતિ આપી છે—કોઈને વડીલોએ પ્રેરણા આપી નથી. એટલે ઉપરની ટહેલના જવાબમાં માબાપો જવાબ આપે તો તો ધન્ય ઘડી ધન્ય દહાડો! પરંતુ માબાપો એ ટહેલ ન પૂરે તો છેવટ જવાબ આપવાની ફરજ આવી પડે છે છ ગામના બત્રીસ લક્ષણા યુવકોની. સમાજમાં જ્યારે કોઈ કામ સામાન્ય માણસોથી નથી થઈ શકતુ ત્યારે તે માટે અમુક જાતની વિશિષ્ટ શક્તિવાળા માણસની જરૂર પડે છે એવી શક્તિ ધરાવનારને જૂની ભાષામાં બત્રીસ લક્ષણો કહેવામાં આવે છે વિધવાવિવાહ એ આજે સમાજનો વિશિષ્ટ સવાલ છે. એ માટે તૈયાર થનારને બત્રીસ લક્ષણો યુવક કહેવામાં આવે એમાં નવુ નથી વળી બીજી રીતે, સમાજની અસંખ્ય બહેનદીકરીઓને રૂઢિના ખપ્પરમાંથી છોડાવવા માટે બત્રીસ લક્ષણા યુવકોની જ જરૂર જોઈએ. જો આવા લગ્ન દ્વારા સમાજમાં આદર્શ બેસાડી શકે તો બીજાઓ તે પગલે ચાલવા પ્રેરાય એટલે આ ભાવના સેવતા યુવકોને એટલું જ કહેવાનુ કે સમાજની બીક રાખશો નહિ જો તમારી નિષ્ઠા અડગ હશે તો માબાપ પણ વહેલે-મોડે સંમતિ આપશે એટલે તમારે માટે, તમારી નિષ્ઠાની સાબિતી આપવાની તક આવીને પડી છે ત્યારે નારદજીની માફક ભૂલ ન કરતા.

### નારદજીની નિષ્ફળતા

કૃષ્ણે એક વખત નારદજીની પરીક્ષા કરવા ઢોંગ કર્યો. પોતાના પેટમાં દર્દ ઉપડ્યુ છે અને તેના ઉપાય તરીકે પોતાનો ભક્ત કાળજુ આપે તો જ એ મટે એમ કૃષ્ણે નારદજીને કહ્યુ કૃષ્ણના દુઃખે દુઃખી એવા નારદજી તરત પૃથ્વીલોકમાં આવ્યા અને ભક્તોમાં ટહેલ નાખવા લાગ્યા કે કોઈ કાળજુ આપો રે' પણ કોઈ કાળજુ આપવા તૈયાર થયુ નહિ છેવટ કોઈ કુમારે કે બીજા કોઈએ કૃષ્ણ પ્રત્યેની સાચી ભક્તિના જવાબ રૂપે કાળજુ આપ્યું અને તે લઈને નારદજી કૃષ્ણ પાસે ગયા. કૃષ્ણ તો નારદજીની પરીક્ષા કરતા હતા એમણે હસીને કહ્યુ—નારદજી! તમે કાળજુ શોધવા ઠેઠ પૃથ્વીલોકમાં ગયા અને ઘેર ઘેર ટહેલ નાખી ત્યારે તમારી પાસે કાળજુ નહોતુ? આવી કથા કૃષ્ણ-નારદજી વચ્ચે બની હશે કે કેમ એ તો કોણ જાણે! અને બની હશે તો પણ તે ઘડીએ તેની નોંધ લેનાર છાપાના પ્રતિનિધિઓ તો નહોતા જ! કથાનો ભાવાર્થ એટલો જ કે આવા નારદજીઓની સંખ્યા સમાજમાં ઘણી છે

એટલે કુરૂઢિ-રૂપી દર્દ મટતું નથી. ખાંધલીનાં શ્રી. શાન્તાબહેનના પુનર્લગ્નનો સવાલ જ્યારે આવ્યો ત્યારે મને એક નારદજી મળ્યા હતા. એ બહેન માટે "પ્રસંગકથા"માં ટહેલ નાખેલી ત્યારે એ નારદજીએ મને કહ્યું—મારા એક મિત્ર છે તેમને મેં વિધવા લગ્ન કરવા પત્ર લખ્યો છે. તેમનો જવાબ આવશે એટલે હું તમને મળીશ. નસીબજોગે એ મિત્રે પોતાનું કાળજું આપવાની ના પાડી, અને આ બાજુ જે ભાઈ બીજાનું કાળજું શોધવા નીકળ્યા હતા તેજ વિધુર થયા! એમનું પોતાનું કાળજુ આપવાનો મોકો કુદરતી રીતે આવીને ઊભો રહ્યો. પણ નારદજીની પેઠે એ તો બીજાનું કાળજું શોધવા નીકળ્યા હતા, એમને પ્રસંગ આવ્યો ત્યારે એ કુંવારી કન્યાને પરણ્યા! એટલે જ ગામના બત્રીસ લક્ષણા યુવકોને એજ વિનંતિ કે આ તક આવી છે ત્યારે નારદજીની પેઠે સામાને શોધવા ન નીકળતાં, તમારી જાતને ધરી દેજો.

## નનામો વિધવાબહેનનો પત્ર

તા. ૩૧–૫–'૪૯ના રોજ લખેલો એક વિધવાબહેનનો નનામો પત્ર મળ્યો છે: "'પાટીદાર' અંકમાં છાપવા માટે આપને એક લેખ લખીને મોકલી આપેલો તે આ (ગયા) અંકમાં પ્રગટ કર્યો નથી. લેખ અગ્રગણ્ય શ્રીમંત માબાપની વિધવા દીકરી ઉપરનો છે. તો એ લેખ મળ્યો છે કે નહિ? જો મળ્યો હોય તો જરૂર તે 'પાટીદાર'ના આવતા અંકમાં છાપવા મહેરબાની કરશો. વિધવાબહેનોને કેટલી આફતો હોય છે તેથી સમાજના તથા તેમનાં માબાપની આંખો ખુલે તે માટેજ મેં ખાસ લેખ મોકલી આપ્યો છે. છાપશો તો આપનો આભાર માનીશ અને આપની ઋણી થઈશ. જો લેખ ના મળ્યો હોય તો આવતા 'પાટીદાર'માં નથી મળ્યો એટલું છાપશો તો એ વાંચીને આપને ફરીથી લખીને મોકલી આપીશ. આપને શિરનામું નથી આપ્યું એટલે 'પાટીદાર'માં છાપશો એટલે લેખ મળ્યા—ન મળ્યાની ખબર પડશે"

## અનામી બહેનને જવાબ

બહેન! તમારો મળેલો પત્ર ઉપર છાપ્યો છે અને તેના ઉત્તરમાં જણાવવાનું કે તમારો લેખ મળ્યો નથી. પોસ્ટમાં ગેરવલ્લે પડ્યો હશે અગર પોસ્ટમાં નાખનારે (જો તમે ન નાખ્યો હોય તો) ન નાખ્યો હોય. વિધવાબહેનો મૂંગી મૂંગી જે વાતના સહી રહી છે તે કરૂણ છે. એ સંજોગોમાં તમારા જેવી બહેન દિલનું દર્દ વ્યક્ત કરવાની હિંમત કરે અને સમાજ આગળ નગ્ન સ્થિતિ મૂકવાની શક્તિ બતાવે એ સૂચવે છે કે તમારા જેવી બહેનોમાં હવે મૂંગો અસંતોષ જાગ્યો છે. એ અસંતોષ એક દિવસ કુરૂઢિ તોડવામાં પરિણમશે

એની ખાત્રી છે. તમે શિરનામું નથી આપ્યું તેમાં બે કારણો છે. એક એમ હોય કે, તમને પત્ર લખાય તો એ ગાધો તમને મળે એની ખાત્રી ન હોય. માબાપના હાથમાં જાય તો ઉપાધિ થઇ પડે એટલે શિરનામું આપવાનો અર્થ કંઇ નથી માની તમે નનામો પત્ર લખ્યો હોય. અગર દુઃખ વ્યક્ત કરવા જેટલી હિંમત ચાલી હોય, પરંતુ નામ આપવા જેટલી હિંમત ન ચાલી હોય એટલે નનામો પત્ર લખ્યો હોય. ગમે તે કારણ હોય, ફરીથી લેખ મોકલો ત્યારે નામ આપવું હોય તો આપશો અગર નનામો લખશો. બાકી અહીં નામ કે હકીકત ખાનગી રહે છે તેની ખાત્રી રાખશો. લેખ મોકલશો

## ચરોતરનાં શ્રી પુષ્પાબહેનનું વાકળમાં લગ્ન

આ અંકમાં 'મારું લગ્ન' એ લેખમાં શ્રી પુષ્પાબહેને પોતાના લગ્નની હકીકત જણાવી છે. તા. ૬-૩-૪૯ના રોજ એ બહેને લગ્ન કર્યું તેની માહિતી મળેલી નહિ એટલે નોંધ લેવાઇ ન હતી. બાકી ચરોતરની કન્યા વાકળમાં પરણે એ પ્રસંગ જરૂર ઉલ્લેખપાત્ર છે. વળી માબાપની વિરુદ્ધ થઇ એ બહેને લગ્ન કર્યા પછી આજ એમનું એથી પસ્તાવો થતો નથી, સુખી છે, અને પોતાના જેવી સ્થિતિવાળી બહેનોને એ શબ્દો કહેવા જેવો ઉમંગ પ્રગટ કરે એ ચીજ પણ એ પ્રસંગ નોંધપાત્ર છે. આજે ૨૦-૨૫ વર્ષની ઘણી છોકરીઓ ગોળમાં વરના અભાવે ફરજિયાત કૌમાર્ય ભોગવે છે. એ બહેનો પાંચ વર્ષમાં ૩૦ વર્ષની ઉંમરે પહોંચશે એટલે માબાપ એમના લગ્નનો પ્રશ્ન માંડી વાળશે. કુંવારી જિંદગી કાઢશે એમ માની એ વર શોધવાનું મૂકી દેશે. છોકરો કુંવારો મરી ગયો સાંભળ્યો, કોઇ ડોશી કુંવારી મરી ગઇ સાંભળી, એવી એક કાળે માન્યતા હતી. પરંતુ હવે લોકો જાણતા થયા છે કે બીજા સમાજમાં ડોશીઓ કુંવારી મરી જાય છે એટલે ફરજિયાત વૈધવ્યની પ્રથાની માફક ફરજિયાત કૌમાર્ય આવીને ઊભું રહેશે. અને એ ચીજ માબાપ પોતાના ગોળના કોચલામાંથી નીકળશે નહિ. માટે એ સ્થિતિ ઊભી ન કરવી હોય તો છોકરીઓએ પોતે શ્રી પુષ્પાબહેનની માફક હિંમત બતાવવી પડશે. ૨૦-૨૫ વર્ષની છોકરી પોતાની જાતે પરણવાની હિંમત બતાવે એમાં અજુગતું પણ કંઇ નથી. એ સંજોગોમાં ગોળનો ભેદભાવ રાખ્યા વગર શ્રી પુષ્પાબહેને વાકળમાં લગ્ન કર્યું છે તે અભિનંદનપાત્ર છે.

## શ્રી પુષ્પાબહેનનાં માબાપને

શ્રી પુષ્પાબહેને એમના એ લેખમાં લખ્યું છે કે, 'મારા આ પગલાથી મારાં વહાલાં માતાપિતાને ઘણું દુઃખ થયું હશે.' એટલે તમને ઉદ્દેશીને એ

શબ્દો લખવા પ્રેરાયો છું. આપણને ન ગમતું કોઈ પણ સારું યા નરસું પગલું સંતાન ભરે ત્યારે કુદરતી રીતે દરેકને દુઃખ થાય. એ રીતે શ્રી પુષ્પાબહેનના લગ્નથી તમને દુઃખ થયું હોય એ સ્વાભાવિક છે. પરંતુ એ પ્રસંગ વીતી ગયા પછી, દિલનો આવેગ શમ્યા પછી, કેવળ રૂઢિને વશ થઇ લાગણીમાં તણાયા કરવાથી દુઃખી થવાય છે. રૂઢ થયેલા સંસ્કારોને લીધે પ્રસંગ વખતે દુઃખ થાય એ સમજાય તેવું છે, પરંતુ સમજુ માણસની ફરજ તો એ છે કે પછી તટસ્થ રીતે વિચાર કરવો. રૂઢ સંસ્કારને એક બાજુ રાખી પ્રસંગનો તોલ કરવો અને યોગ્ય પગલું ભરવું. ગોળની બહાર જઇને શ્રી પુષ્પાબહેને કંઈ ખોટું કર્યું નથી, એમ તમે પણ સ્વીકારશો. એટલે હવે માબાપ તરીકે તમારી એકમાત્ર ફરજ દીકરીને ખુશીથી પોતાને ઘેર તેડવી અને દુભાયેલાં દિલ પહેલાં હતાં તેમ જોડી દેવાં. આમ કરવાથી તમે દીકરી પ્રત્યેનો કુદરતી ભાવ વ્યક્ત કરો છો એટલું જ નહિ પણ સમાજની ય સેવા કરો છો. રૂઢિને વાંકે દીકરી ઉપર દુઃખ લગાડવું વ્યાજબી નથી, તેમજ એ માટે માબાપના ઘરનાં બારણાં વાસી દેવાં તે તો કોઈ રીતે વ્યાજબી નથી. ખુલ્લા દિલે દીકરીને આવકાર આપવો એ તમારો ધર્મ છે.

## નાના ગોળની સંમકહાણી

કન્યાની લેવડદેવડ કારણે એક કાળે બંધાયેલા ગોળના વાડા આજે બીકને લીધે ચાલે છે. એમાં નથી બધારણ, બુદ્ધિભર્યો વહીવટ કે સમાજહિતની દૃષ્ટિ. ૭-૮ગાર ગામના ગોળનું પચ ભેગું થતું હોય તેમ સાંભળ્યું નથી. એ ગોળ એની મેળે હાલમાં બંધાઇ રહ્યો છે એમ લાગે છે. બાકી એનો ભંગ કરી બહાર જનારને એ દંડતો હોઇ તેવું બનતું નથી. તે પછી સત્તાધીશનો ગોળ આવે છે. એમા પણ ચૌદ-સત્તાવીશનો ઝઘડો પડ્યા પછી ભેગું થવાનું બન્યું નથી. આમ મોટા ગોળમાં નાતપચો જેવું ઓછું રહ્યું છે; પરંતુ નાનાં ગામોના ગોળમાં પંચો જીવતા છે. પણ એ જીવે છે તે ભૂંડું કરવા જ! બાકી સમાજને ઉપયોગી કાર્ય કરવાની એનામાં શક્તિ નથી અને તૈયારી પણ નથી. ખાનપુર, જુંવલ, રાળજ વગેરે ખંભાત બાજુ આવેલાં ૨૨ ગામોનો ગોળ છે. એ ગોળમાંના એક ભાઇને ત્યાં પુત્રનું લગ્ન આવ્યું. ગોળમાં ભળ્યા પછી એ ભાઇએ હજુ સુધી પોતાના ઘરની કન્યા ગોળમાં પરણાવી ન હતી. એટલે એ કન્યા ન આપે ત્યાં સુધી પુત્ર પરણાવીને કેવળ લાભ લેવા માગે એ કેમ બને? એટલે નાતપંચે એ ખાતરી પેટે રૂ. ૫૦૦૦નું ખાતું પાડી આપવાનું કહ્યું. એ ભાઇએ રિવાજ પ્રમાણે રૂ. ૫૦૦૦નું ખાતું પાડી

એ શંકાનો સવાલ. કન્યાપક્ષે એ વ્યવસ્થા કરવાની તૈયારી કરી હતી છતાં બીજાંના અસહકારથી કેટલી મુશ્કેલી? આવા મામલામાં જાનમાં બેપાંચ માણસ જાય તો ભય વખતે શું કરે? એટલે જાનેની અગત્ય પણ ખરી. છેવટ નાત પટેલિયાઓને ખાતરી થઈ ગઈ કે બંને પક્ષ નમતું મૂકે તેમ નથી ત્યારે એમણે નમતું જોખ્યું. સમાધાન કર્યું. અને મૂળ શરત પ્રમાણે મંજૂરી આપીને ગામેગામ જે મનાઈહુકમ બજાવ્યા હતા તે પાછા ખેંચી લેવા માણસો દોડાવ્યા! અને લગ્ન નિર્વિઘ્ને પતી ગયું. છતાં પટેલિયાઓએ પોતાનો મમત મૂક્યો નહિ. કન્યાપક્ષ અને વરપક્ષ આગળ પોતાનું ન ચાલ્યું ત્યારે નાળબો માંડી બૈરાં પર શૂરા તેમ જે લોકો જાનમાં ગયા હતા તેમની ઉપર પોતાની સત્તા અજમાવવા માંડી. એ ગામમાં જઈ જે લોકો જાનમાં ગયા હતા તેમનો જવાબ લેવા માંડ્યો— રાતે અમે સમાધાન કર્યું તે પછી તમને જાને જવાનો અધિકાર હતો. પરંતુ તે પહેલાં તમે જાને આવ્યા હતા તેનો જવાબ આપો! આ નાત પટેલિયાઓને સરકાર એક દિવસ મનાઈહુકમ બજાવી જ્ઞાતિનાશનિવારણ કાયદાનો ભંગ કર્યા બદલ કોર્ટનાં બારણાં ઘસાવશે ત્યારે આ પટલાઈના પેચ રમાતા બંધ થશે.

## સ * મા * ચા * ર

★ ચાલુ સાલે મેટ્રિકને બદલે મુંબઈ સરકાર તરફથી લેવાયેલી એસ. એસ. સી.નો પરીક્ષામાં વમો હાઇસ્કૂલમાં ભણતા શ્રી કાન્તિભાઇ મગનભાઇ પટેલ ૫૦૭ માર્ક્સ મેળવી મુંબઇ ઇલાકામાં બીજે નંબરે પાસ થયા છે. અભિનંદન.

★ નડિયાદના શ્રી વિઠ્ઠલભાઇ છબાભાઈ દેસાઈનાં પુત્રી શ્રી કાન્તાબહેનનાં લગ્ન સાદાઇથી સૂરત મુકામે આર્યસમાજ વિધિથી છ ગામના ગોળ બહાર તારાપુરના શ્રી પુરુષોત્તમદાસ ભાઇલાલભાઇ પટેલના પુત્ર શ્રી જશભાઇ સાથે તા. ૧૨-૬-'૪૯ના રોજ બને પક્ષનાં માબાપોની સંમતિથી થયાં છે. અભિનંદન.

★ નડિયાદ કાકરખાડના શ્રી છોટાલાલ માધવલાલ પટેલનાં પુત્રી શ્રી. કુસુમબહેનનાં સ્નેહલગ્ન-સાદાઇથી ગોળ બહાર ચીરસદના શ્રી. જગદીશભાઇ ચાચરભાઇ પટેલ સાથે ગયા માસમાં થયાં છે. અભિનંદન.

દેશના જે ગ્રાહકભાઈઓનું લવાજમ સં. ૨૦૦૫નું હજુ સુધી આવ્યું નથી તે દરેકને આવતો અંક વી. પી. થી મોકલવામાં આવશે. વી. પી. ન ઇચ્છતા હોય તેમણે તા. ૨૫મી સુધીમાં મ. ઓ. કરવું. દરેકને વી. પી. છોડાવી લેવા વિનંતિ.

# પાટીદાર

સ્થાપક: સ્વ. નરસિંહભાઈ ઈશ્વરભાઈ પટેલ





તંત્રી

ઈશ્વર પેટલીકર

શ્રાવણ – ૨૦૦૫


આ અંકની વિવિધ લેખનસામગ્રી


| | | |
|---|---|---|
| અતિથિ દેવ ! | નારાયણ | ૧ |
| મારું લગ્ન – ૨ | પુષ્પાબહેન પટેલ | ૩ |
| નાઈરોબી | મણીભાઈ દેસાઈ | ૬ |
| કોરો ચેક (વાર્તા) | પેટલીકર | ૯ |
| ગોરધનભાઈનું ઘર | નાનુભાઈ દવે | ૧૬ |
| નારીસૃષ્ટિ | જવાહર શાહ | ૧૯ |
| પ્રવાસનો કરુણ અનુભવ | પેટલીકર | ૨૪ |
| ન રહેવાય ન સહેવાય | એક બહેન | ૨૯ |
| [illegible] વેદના | મગનભાઈ પટેલ | ૩૧ |
| આ [illegible] ક્યારે પાકે ! | લલ્લુભાઈ પટેલ | ૩૩ |
| 'પાટીદાર'ના ગ્રાહકોને ટહેલ | તંત્રી | ૩૫ |
| [illegible] | • • • | ૩૮ |
| [illegible] | • • • | ૩૯ |
| સમાચાર | • • • | ૪૫ |



વાર્ષિક લવાજમ દેશમાં રૂ. ૩, વિદેશમાં શિ. ૬.

માસિક દર મહિનાની તા. ૨૫ મીએ પ્રગટ થાય છે.

'પાટીદાર' કાર્યાલય, આણંદ

# ભાદાદાર

જનસમાજને વિચારપ્રેરક વાચન પિરસવાના અભિલાષ સેવતું માસિકપત્ર

શ્રાવણ, સં. ૨૦૦૫ | જુલાઇ—૪૯ | વર્ષ • ૨૬ અંક • ૧૦


# અતિથિ દેવ!

એક સ્નેહીએ ખુશીઆનંદનો પત્ર લખેલો તેમાંથી નીચેનો પેરો ઉતાર્યો છે.

"સૂરજબા (એમનાં પત્ની) માંદાં સાજાં ઢસરડા કરે છે તેવા તો બીજું કોઇ ના કરે. બે માસથી ભાનુ (દીકરી) આપણે ઘેર છે. મણિલાલ (જમાઇ—ભાનુના પતિ) અને તેમના નાના ભાઇ નગીનભાઇ પણ આપણે ઘેર જમે છે. ભાનુ સુવાવડના ખાટલે એટલે કામ પણ બહુ રહે. સૂરજબાનું શરીર મૂળે નબળું છે છતાં સવારમાં વહેલાં ૫ વાગતાંથી રાત્રે મોડા સુધી કામમાં એ રચ્યાંપચ્યાં રહે છે. ગયા શનિવારે તો માંદા જેવાં થઇ ગયેલાં. મેં કહ્યું—આવતી કાલે ડૉ. પાઠકને બતાવીને દવા લાવજો. પણ 'આવતી કાલે' જ સ્ટીમર આવી તેમાં ચંદુભાઇના ભાઇ ઉતર્યા. સાથે બીજા પાંચ જેટલા તેમના મિત્રોનું લંગર લેઇને ઘેર આવ્યા! બિચારાં સૂરજબાને માંદાં થયે કેમ પાલવે? પાંચમાંના ત્રણ મિત્રો ચાલ્યા જતાં બે જણા તો હજી સુધી છે. ........(વતન)થી પાંચ દિવસ પછી કનુ આવ્યો એટલે વસતિ થઇ ગઇ છે. અમે ઘરનાં ૮ જણ, ભાનુ, તેના ૩ ભાણુઓ, મણિલાલ, નગીનભાઇ, અને મહેમાનો! અને કામ કરનાર બિચારાં સૂરજબા એકલાં! મને તો તેમની ખરેખર ઘણી દયા આવે છે. પણ હું શું કરું? ઘરમાં કે રસોડામાં

કાયમ માટે જ્યારે જ્યારે અવકાશ હોય ત્યારે હું મદદ કરું છું જ – કરવી પડે છે. તે પ્રમાણે ઘરનાં બીજાં બધાં પણ કરે તો સૂરજબાનો કેટલો ભાર ઓછો થાય? પણ બીજાંને આ કેમ સમજાવાય?"

આ એક પેરાના લખાણમાંથી કેટલાં ચિત્રો ઊઠે છે? આપણા ઘરોમાં સ્ત્રી નોકરડીનું સ્થાન ભોગવે છે. ઘરનાં સ્વજનોને અને મહેમાનોને એની માદગીમાં પણ નોકરી લેતાં દયા આવતી નથી. ઊલટ સનાતન હક સમજી તેની સેવા લેતાં સંકોચ થતો નથી. આ પત્રલેખક જેવો પતિ કદાચ આ બધું સમજે તો મૂંગો મૂંગો બને તેટલી પત્નીને મદદ કરી છૂટે છે, પણ બીજાને તે કામમાં મદદ કરવાનુ કહી શકતો નથી! કારણ કે આપણી આજની ગૃહસ્થાઇમાં એમ કરવા જતાં ઊણપ આવે છે

દીકરી ચોથા બાળકની માતા થાય છે છતા સુવાવડનો ખાટલો માતાપિતાને ત્યાં ઢાળવાનો હક સમજે છે અને એક શહેરમાં જ બંને (સસરો અને જમાઇ) રહે એટલે માબાપ દીકરીને પોતાને ઘેર બોલાવવાનો વિવેક કરીને પણ કામ વધારતાં હોય. માની લેઇએ કે દીકરી પાસે બીજુ સ્ત્રી માણસ ન હોય એટલે માબાપ પાસે એ જાય. પરંતુ જમાઇ અને એનો નાનો ભાઇ લોજમાં જમીને બોજો ઓછો ન કરી શકે?

અને મહેમાનોએ પણ વિવેકબુદ્ધિ ખોઇ હોય તેમ આવી મુશ્કેલી જોયા છતા પડયા રહે તો એમને શું કહેવું? યજમાન સાથે ઘર જેવો સંબધ હોય પણ એ ઘરમાં કામ કરનાર માંદું પડયું હોય છતાં મહેમાની પરાણે ભોગવવી? એ સ્થિતિ જાણ્યા પછી તરત બીજે વ્યવસ્થા કરવી જોઈએ કે નહિ?

અને જો મહેમાન ધનાઢ્ય એ ન સમજે તો યજમાન વિનય સાથે કહે કે, આપનું આ ઘર છે, પરંતુ કામ કરનાર કોઇ નથી એટલે જાતે કરવાનું છે, અગર આ વખતે બીજે વ્યવસ્થા કરી લ્યો, તો એને અવિવેક શું કામ માનવો? જમાના પ્રમાણે આચાર બદલાય છે તેમ ગૃહસ્થાશ્રમનાં રૂઢ લક્ષણ બદલાય તો જ આવી કરૂણતા ટળે.

नारायण

# મારું લગ્ન—૨

## પુષ્પાબહેન પટેલ

[ ગયે અંકે 'મારું લગ્ન' એ શ્રી પુષ્પાબહેનનો લેખ છપાયો છે. એ બહેન વીરસદનાં છે અને ગજેરા ગોળ બહાર, વાકળમાં પોતાની જાતે શી રીતે લગ્ન કર્યું તેની એમાં હકીકત છે. આપણી બહેનો આ રીતે પગલાં ભરશે ત્યારે જ લગ્નની ગોળને લીધે ઊભી થયેલી મુશ્કેલી ટળશે એ ચોક્કસ છે. પરંતુ આ પ્રસંગો બને ત્યારે એ બન્યો એટલું જ કહેવાથી વાચકોને વધુ ખ્યાલ ન આવે. કોઈ એ સ્થિતિમાં મૂકાયેલું હોય તેને પ્રસંગની વિગત આપી હોય તો માર્ગદર્શન મળે. એટલે શ્રી પુષ્પાબહેનને મેં કેટલાક પ્રશ્નો પત્રથી પૂછ્યા હતા. ગયા અંકના લેખ સાથે જ એ મૂકવાની ઇચ્છા હતી પરંતુ જવાબ મોડો થયો હતો એટલે તે આ અંકમાં નીચે મૂક્યા છે —**તંત્રી** ]

### [૧]

### પ્રશ્નો અને તે પૂછવાનો ઉદ્દેશ

[ ૧ ] લગ્ન વખતે ઉમર અને અભ્યાસ.

[ ઉમર અને અભ્યાસ લગ્નની જવાબદારીનું કેટલું ભાન છે તે જાણવા માટે ]

[ ૨ ] બંનેને પ્રથમ ઓળખાણ થયા પછી કેટલા વખતે લગ્ન કર્યું ?

[ ઉતાવળિયુ પગલું તો નથી ભરાયુંને તે જાણવા માટે ]

[ ૩ ] એ દરમિયાન એકબીજાના પરિચયમા આવવાનું શાથી બન્યું ? એક સ્થળે રહેતાં હતાં કે વચ્ચે કોઈ વ્યક્તિ હતી ?

[ આપણા સમાજમાં પરિચયમાં આવવાનું ઓછું બને છે એટલે તેનો ખ્યાલ આવે તે માટે ]

[ ૪ ] માબાપને લગ્ન પહેલાં વાત કરી હતી ? કે વિરુદ્ધ પડશે તે બીકે ચૂપકીદીથી પતાવી દીધું હતું ? લગ્ન ક્યાં અને કોના આશરે ( કોઈ સંસ્થા કે ખાનગી ) કરેલું ?

[ યુવકયુવતીના માનસનો ખ્યાલ આવે તે માટે ]

[ ૫ ] લગ્ન પછી માબાપને પત્ર લખેલો ? એમના તરફથી કોઈ જવાબ આવ્યો છે ? હજુ તેમનો વિરોધ ચાલુ છે ? પિતાનું નામ, કેટલું ભણેલા છે ? શું કરે છે ? ભાઈ હોય તો કેટલા, કેટલું ભણેલા અને શું કરે છે ?

[પિતા ને ભાઈઓની હકીકત એટલા માટે પૂછી હતી કે ભણેલા, સમજતા પિતા વિરોધ કરે છે કે જૂનવાણી વતનમાં રહેતા. વળી ભાઈઓ ભણેલા અને બહાર રહેલા હોય તો એ માબાપ વિરુદ્ધ બહેનને સહકાર આપવાની હિંમત બતાવે છે કે નહિ?]

[૬] પતિનું નામ, ઉંમર, અભ્યાસ, ધંધો.

[યુવકયુવતી વચ્ચે સમાનતા કેટલી છે તેનો ખ્યાલ આવે માટે]

## [૨]

## શ્રી પુષ્પાબહેનના ઉત્તર

[૧] અભ્યાસ—ગુજરાતી ધોરણ ૭ અને અંગ્રેજી ધોરણ બીજું. ભાષા પરનો થોડોઘણો કાબૂ ગુજરાતી સાહિત્યના અભ્યાસને આભારી છે. મારા લેખકોની નવલકથાઓ મેં ઘણી વાંચી છે. ઉંમર ૧૯ વર્ષ.

[૨] પ્રથમ મિલન ને લગ્ન વચ્ચેનું અંતર લગભગ એક વર્ષનું હતું.

[૩] પરિચય વધવાનું કારણ—અમારા બંનેનો પ્રથમ પરિચય મારા પતિના બહેનના લગ્નપ્રસંગે થયો. મને લગ્નમાં આમંત્રણ મળેલું. લગ્નમાં અમે બંને કુદરતી રીતે જ એક સામે ભટકાઈ ગયા. બંનેનાં નયન મળ્યાં. મારી હૃદયવીણાના તાર ઝણઝણી ઊઠ્યા. ન કલ્પેલા ને ન સમજાયેલા તરંગો હૃદયમાં ઊઠવા લાગ્યા. પરંતુ એકદમ કોઈને દિલની વાત કેમ કહેવાય? મારા જેવી જ સ્થિતિ એમના હૃદયની પણ હતી. આખરે દોઢ મહિનાને અંતે હૃદયની લાગણી મારા પતિએ મને પત્રથી જણાવી. પ્રથમ પત્ર ૫ કરમી ઑગસ્ટે મળ્યો હતો. પત્રનો જવાબ મેં વિચારીને આપ્યો. પત્રોથી પ્રથમ વિચારોની આપલે કરી અમો એકબીજાની વધુ નજદીક આવ્યાં. ત્યાર બાદ મુલાકાતો થઈ, તેમાં હું અને મારા પતિ જીવનની કંઈ કંઈ વાતો ચર્ચતાં. ઘણી મુલાકાતોને અંતે અમોએ લગ્નગ્રંથિથી જીવનમાં એક થવાનો નિશ્ચય કર્યો.

ખાસ જણાવવાનું તો એ છે કે એકાંતની અમારી બેત્રણ કલાકની એક મુલાકાત દરમિયાન મેં મારા પતિની પરીક્ષા કરી. મને પવિત્ર રાખી જીવનનો અલૌકિક આનંદ આપનાર મારા પતિ મારી પરીક્ષામાં પરિપૂર્ણ થયા. વિલાસપ્રિય અને અલૌકિક અદ્ભુત સ્નેહના ઉપાસકની પરીક્ષા એકાંત જ કરી આપે છે.

અમે બંને સૂરતમાં જ રહેતા હતા. પરંતુ ઘર એકબીજાથી ઘણાં જ દૂર હતાં. દર રવિવારે અમે મળતાં હતાં. વચ્ચે કોઈ ત્રીજી વ્યક્તિ ન હતી.

[૪] પૂ. માતાપિતાશ્રી વિષે—મારા માતાપિતા માયાળુ સ્વભાવના છે. મારે મા સાવકી હોવા છતાં મને કોઈ જાતની અડચણ પડી નથી. આ લગ્ન પહેલાં માતાપિતાને વાત કરવાની ઘણી ઈચ્છા હોવા છતાં હું તેમને

વાત ન કરી શકી. કારણ કે સમાજની સામે પગલું ભરવાની નૈતિક હિંમત તેમનામાં મને ઓછી લાગતી હતી. પિતા સંસ્કારી અને આદર્શ વિચારો ધરાવે છે. છતાં જો હું એમની સલાહ માગત તો સામાજિક રૂઢિના વમળમાં ગૂંચળાઇ જઇ મને હા ન પાડત. ત્યાર બાદ માર્ગ પર વધુ જોતો રહેત. અને કદાચ હું મારા વિચારો પ્રમાણે પગલું ન ભરી શકત. સમાજનાં સંકુચિત બંધનો મેં તોડયાં છે અને માબાપની ચિંતા દૂર કરી છે.

તમારા શબ્દોમાં ચૂપકીદીથી વડોદરા જઇ, આર્ય કન્યાવિદ્યાલયને આશ્રયે, પંડિત શાસ્ત્રી (નામ યાદ નથી) ભૂતડી ઝાંપા, આર્ય વિધિ પ્રમાણે પચ્ચીસ મિત્રોની હાજરીમાં અમે લગ્નના અદશ્ય તાંતણાથી બંધાયાં. લગ્ન રજિસ્ટર પણ કરાવ્યું છે.

[૫] લગ્નને બીજે દિવસે પિતાને આશિષ માગતો અને ત્યાર બાદ બીજા બે પત્રો લખ્યા હતા. લગ્નને ત્રીજે દિવસે મારા પતિએ પણ પત્ર લખ્યો હતો. પરંતુ કોઇ જાતનો જવાબ મળ્યો નથી. વિરોધ ચાલુ છે કે નહિ તે હું સમજી શકતી નથી. પરંતુ શાંતિમય વાતાવરણ છે એટલું હું જાણું છું. મારા પિતાશ્રીનું નામ દાસભાઇ ચતુરભાઇ અમીન. અભ્યાસ ઇન્ટર સુધી છે. હાલમાં અમદાવાદમાં પોલીસ ઇન્સ્પેક્ટર છે. મારે સગા બે ભાઇ ને એક બહેન છે. બંને ભાઇની ઉમર ૧૬–૧૪ અને બહેનની ૧૨ વર્ષની છે. ભાઇઓનો અભ્યાસ પાંચમા ઈંગ્લિશ ધોરણમાં છે. હાલ અભ્યાસ ચાલુ છે.

[૬] મારા પતિનું નામ કેશવલાલ ડી. પટેલ. ઉમર ૨૩ વર્ષ. અભ્યાસ ઇન્ટર સાયન્સ સુધી. ધંધો વેપાર—દવા ને પરચુરણનો. તેમના પિતાશ્રીની વર્ષોથી સુરતમાં દુકાન છે.



ગયા અંકનો આ પ્રસંગ વાંચી 'જ્યોતિર્ધર'ના તંત્રી શ્રી ગટુભાઈ ધ્રુવે ટેકો આપ્યો છે તેમાંથી નીચેનો ભાગ ઉતાર્યો છે—'અત્યારના જમાનાની યુવતીઓએ પુષ્પાબહેનના વર્તનનું જ અનુકરણ કરવું જોઇએ. માતાપિતાનો વિરોધ અંગત નથી હતો, પોતાનાં સંતાન પ્રત્યે દ્વેષ કે વેરથી નથી હોતો, પણ માત્ર પરંપરાગત ચાલી આવેલી રૂઢિની વિરુદ્ધ જવાનું, ન્યાતજાત અને સગાંસંબંધીઓમાં પ્રતિષ્ઠા ઘટવાના ભયનો ત્યાગ કરવાનું મનોબળ ન હોવાથી એ વિરોધ કરવામાં આવે છે. એમના જૂના સંસ્કાર ભૂંસાવાનું અઘરું છે–એમ સમજીને માતાપિતા પ્રત્યે યુવતીઓએ રોષ કે ક્રોધ રાખવાની જરૂર નથી. એમનો વિરોધ થોડા વખત પછી શમી જાય છે અને સમય જતાં સહુ પાછાં હળેમળે છે એવો સામાન્ય અનુભવ છે.'

# નાઇરોબી

મોમ્બાસા, તા. ૩-૮-'૪૯

• ભાઈશ્રી,

પરમ દિવસે ૧૮ દિવસની રજા મળી. અશાંતિમાંથી છૂટવા નાઇરોબી ગયો. નાઇરોબીમાં મામામામાને ત્યાં જ ઉતરું છું. એમને ત્યાં ૭ માસ કે ગમે તેટલો લાંબો સમય રહીએ તો પણ આપણને ઘર જેવું લાગે પરાયું ન લાગે એવો એ કુટુંબનો માયાભાવ. પૈસા હોવા છતાં નહિ અભિમાન અને ગમે તેને પ્રેમ સાથે આવકાર

સુખ વસો ત્યાં જ જ્યાં રહી ભૂલે નિજ દુઃખો,
જ્યાં પામે આદર માત્ર પ્રવાસી ભૂખ્યો

કોઈ પણ મહેમાન ત્યાં જઈને તેમના આતિથ્યનો લહાવો લેઈને – ભગવાન પૈસો આપું તો આવાને જ આપજે એમ દિલથી પુકારે!

હવે નાઇરોબી સંબંધી કેન્યાનું પાટનગર લડાઈ પહેલાં ૬૫ હજારની વસતિ ગણાતી તે વધીને હાલમાં ૧ લાખ ૭૫ હજારની ગણાય છે. દિવસે દિવસે કૂદકે ને ભૂસકે આગળ વધતું શહેર લડાઈના વર્ષો દરમિયાન નાણાંની ઉછળેલી છોળોએ બાહ્ય દેખાવમાં અતિ સુંદરને સમૃદ્ધ શહેર મોટરો એટલી બધી વધી પડી છે કે શહેરમાં 'પાર્ક' કરવાની જગા પણ ન મળે. બપોરે જમવા જવાની ૧ કલાકની છુટી વખતે મોટરોની હારોની હારો ધીમે ધીમે માર્ગ કરતી જોઈએ અને એકાદ ક્રોસિંગ આગળ જ ૧૦-૧૫ મિનિટ પસાર થતાં થઈ જાય. નગારા, પાર્કલેન્ડ જેવા સ્થળો, જ્યાં પહેલાં જંગલ હાઈ મિલો વસતા ત્યાં આજે અલકાપુરીના મહાલયો ઊભા છે. ધનકુબેરો અલકાપુરીના સુખની સ્પર્ધા કરતા વૈભવમાં મહાલે છે

મોટરો અને બંગલા ઘણા વધી ગયા છે એ સાચું પણ બીજી બાજુ સામાન્ય જનો, નોકરિયાત વર્ગની મુશ્કેલીઓનો પાર નથી. મહેમાનોને નાઇરોબીમાં ગેટલો મળે પણ ઓરડો મળવો મુશ્કેલ હોય છે. શહેરથી ત્રણ ત્રણ ચચ્ચાર માઈલ દૂર દૂર એકાદ ૧૦×૧૨ ફૂટની નાની સરખી રૂમ હજાર પંદરસો પાઘડી આપીને અને ૭૫ થી ૧૦૦ શિલિંગ જેટલું ભાડું કબૂલ કરીને મળી હોય તે ભાગ્યશાળી ગણાય. એ એક નાનાશા વૈકુંઠમાં ભગતડા ઘણા! ઉતો – ઉતી અને દેવના દીધા ગાડું ભરાય એટલા દેવલા! તેમનો

સરસામાન, સ્ટોર જે ગણો તે પડ્યાં હોય. બપોરે ૧ વાગે માત્ર ૧ કલાકની છૂટી હોય તેમાં બસમાં બેસી ઘરભેગા થઈ, ખાધું ના ખાધું કરી ઑફિસે પહોંચવા ભાગવાનું. ના પૂરા ખાધાના કે પૂરા પીધાના. ઑફિસમાં પૂરા ૭–૮ કલાક કામ કરવાનું. વાંદરાનું મૂતર પીને ૪૦૦–૫૦૦ શિલિંગના પગારે પરાણે પૂરું કરવાનું ! લડાઇ પહેલાં હું કિન્જામાં હતો. તે વખતે પગાર મળે શિ. ૫૦૦. સમગ્ર કુટુંબ (જયા સિવાય) સાથે રહેતો હતો. કરકસર શું એ ખબર ન હતી. છતાંયે ૨૫૦ થી ૩૦૦ શિલિંગ બચત રહેતી હતી. આજે અને લડાઇ દરમિયાન ૧૦૦૦ શિલિંગ જેટલી આવકમાં બચાવવાનું તો ક્યાં રહ્યું, ઊલટું પરાણે પૂરું થાય છે. સામી બાજુ પાનની દુકાનથી માંડીને કાપડની દુકાનવાળા ઘણાખરા વેપારીઓ મોટરો ફેરવે છે. તેમના ઉપર ૫૦ ટકા જેટલો આવકવેરો સરકારે નાખ્યો હોત તો પણ તેમની સ્થિતિ લડાઈના સમય કરતાં ઘણી સારી રહી હોત અને એ વધારાના કરથી નોકરીઆતોનો પગાર બમણો કર્યો હોત તો તેઓ અત્યારે કંઇક આરામથી જીવન વીતાવતા હોત. પણ મૂડીવાદી સરકાર આવું પગલું શી રીતે ભરે ?

મારો એક મિત્ર•••••છે. તેમનો દીકરો તેની પત્ની સાથે નાઇરોબીમાં રહે છે. બે રૂમ સાથે મળતી નથી એટલે પતિપત્ની ૧૦'×૧૨'ની એક રૂમમાં, અને ત્યાંથી દૂર 'વાંઢા વિલાસ' (Bachelor quarter) માં મિત્ર બીજા બે સાથીઓ સાથે પડ્યા રહે છે. જમવાનું દીકરાને ઘેર, સૂવાનું વાંઢા વિલાસમાં અને કામ કરવાનું ત્યાંથી ત્રણચાર માઇલ દૂર! મારા••••દીકરી••••ગામમાં વીશી સાથેની ૧ રૂમમાં, પતિપત્ની અને ૫–૬ છોકરાં સાથે રહે છે. રસોડું, સ્ટોર વગેરે બધું એ એક રૂમમાં.

મ્યુનિસિપાલિટીએ ઘરની અછત ઓછી કરવા, મજૂરોની ચાલ કરતાં પણ બદત્તર ઝૂંપડાં બાંધ્યાં છે. તેમાં ના મળે હવાઉજાસ માટે સારાં બારીબારણાં. ઉપર પતરાં એટલે તાપથી બચવા ગુણિયાનું કંતાન બાંધીને છત બાંધેલી. એવા એકાદ કંગાલ રૂમનું ભાડું પણ ૮૭ શિલિંગ જેટલું. કરકસરની દૃષ્ટિએ તેમાં બેત્રણ જણા પડ્યા રહે. અને એટલું પણ નાઇરોબીમાં મળે તેનાં ધનભાગ્ય ! આ સ્થિતિ છે નાઇરોબીમાં નોકરિયાત અને મધ્યમ વર્ગની.

નાઇરોબીમાં કોઇ વાર જઇએ એટલે સગાંસ્નેહીઓને મળવું જ જોઇએ અને જમવાના આમંત્રણનો પણ સ્વીકાર કરવો જોઇએ. નાઇરોબીમાં કોઇને મળવા જવું એટલે તકલીફ જેવું. દૂર દૂર રહેવાનું એટલે કોઈ ઘેર હોય ન

હોય તો ધક્કો પડે કોઈને જમવા બોલાવવું કે જમવા જવું એ પણ ત્રાસ જેવું. બપોરે ૧ કલાકની છુટી અને તેમાં નાસાનાસ કરવી પડે.

'પાટીદાર પડકાર'ના સંચાલકોએ મને મળવા, વાતો કરવા એક ખાસ સભા યોજી હતી. હું ગયો કે તરત બધાંએ ઊભા થઈને હાથ જોડી નમસ્કાર કર્યા. આ દેશમાં આવું ભાગ્યે જ થાય છે, હસ્તધૂનનનો જ અહીં તો રિવાજ છે. ઘણી ઘણી વાતો થઈ. કેમ કરવું, શું કરવું જેવા પ્રશ્નોના ઉત્તર મેં આપ્યા કે જે સમયે જે પ્રસંગ સાંપડે તેમાં રસ લેઈ જે થોડુંક પણ કરી શકાય તે કરવું, જે વાતો કરવા કરતા કે લેખો લખ્યા કરતા વધારે સારું છે કોઈ મંડળ, સંસ્થા કે એકાદ વ્યક્તિ પણ આ સમયે જ્યારે છોકરીઓને પરણાવવાની પારાવાર મુશ્કેલીઓ છે ત્યારે મિત્ર મંડળમાંથી સ્વરતિયા ઊભા કરી કોઈ સામાન્ય જણની કન્યાને ઠેકાણે પાડવા પ્રયત્ન કરે તે પણ એક સમાજસેવા છે વગેરે. છૂટા પડતા પણ પાછું હસ્તધૂનનને બદલે નમસ્કારનો વિધિ થયો.

સિંહ ટોળાબંધ ભાગ્યે જ માલમ પડે છે હિંસક પ્રાણીઓ ઘણુંખરું ટોળામા નથી રહેતા — સમાજ નથી બાંધતા સમાજ બાંધીને રહેનાર કંઈક સંસ્કૃત ગણાય અને તે જાતિ આગળ વધે, વૃદ્ધિ પામે. એકલા રહેતા પ્રાણીઓ વિનાશ પામે છે. તેમાની કેટલીક જાતિઓના અત્યારે નામનિશાન પણ નથી. સિંહને માટે પણ એમ કહેવાય કે લાંબે ગાળે તેનો પણ સદંતર નાશ થવાનો. પણ નાઈરોબીમા સિંહો કંઈક સંસ્કારી થયેલા માલમ પડે છે.

નાઈરોબીમા નેશનલ પાર્ક કરીને એક જગા છે ત્યાં ઘણી વાર ૧૮ સિંહનુ ટોળુ આવે છે એટલે તેઓએ સમાજ બાંધ્યો કહેવાય વળી નેશનલ પાર્ક જેવી જગાએ તેઓ ફરવા આવે એટલે હિંસક હોવા છતાયે તેઓ માનવીની સાથે સંપર્ક સાધી વધુ ઉન્નત થવાની વૃત્તિ પણ ધરાવતા હોય! તે જગાએ પાંચ વાગ્યા પછી ઘણા મોટરોમા ફરવા, ખાસ કરીને આ સિંહો જોવા લોક જાય છે અને માનવીમા વિશ્વાસ મૂકીને મોટરની તદ્દન નજદીક, બાજુમાંથી જ સિંહો સંપૂર્ણ ભરોસો રાખી લટાર મારે છે. સુમતિ – બેબી જોઈ આવેલા. મારે જોવા જવું હતું પણ ના જઈ શકાયુ. બાબો છોકરા સાથે ગયો હતો વનના રાજાનો માનવી પ્રત્યેનો આ વિશ્વાસ અતિવિશ્વાસ ન પુરવાર થાય તો સારું! હિંસાવૃત્તિ અને ડર છોડીને સિંહો માનવીની નજીક આવે છે, જ્યારે સંસ્કૃત ગણાતો માનવી અમુક હથિયારબંધ પોલીસ રાખીને જરૂર પડતા હિંસાનો આશ્રય લેવાને તૈયાર છે!

રણછોડભાઈ મો. દેસાઈના વંદન

# કોરો ચેક

## ઈશ્વર પેટલીકર

મનુભાઈના પત્ર લખ્યા પછી સરોજ આવી એટલે સ્વાભાવિક એને જોતાં એમણે પૂછયું: 'કેમ સરોજ, ફોટા પડાવવા આવી ને?' અને એ હા કે ના કહે તે પહેલાં એમણે ખોળગે રાખ્યું: 'પાસપોર્ટ તૈયાર થાય એટલે તરત ટિકિટ મળે તેવી મેં ગોઠવણ કરી દીધી છે.'

સરોજ મૂળે હસમુખી પણ શરમાળ એટલે મનુભાઈના કથનનો કંઇ જવાબ આપ્યા વગર અંદર કુસુમ પાસે ચાલી ગઈ. સરોજ આવી એમ મનુભાઇના અવાજથી જાણવા છતાં કુસુમ એને લેવા બહાર ન નીકળી, કારણ કે એણે દાળમાં ખોંધણી કરવા તેલ કકડાવવા મૂક્યું હતું. એટલે એ રસોડામાં ગઈ એટલે કુસુમે કહ્યું: 'સરોજ, હવે તું સાસરે જવાની, પછી આવી શરમાળ રહે કેમ પાલવશે? મનુભાઈ તો તારા મોટા ભાઈ છે છતાં એમને તું જવાબ નથી આપતી તો પછી તારા સસરાને તું શી રીતે જવાબ આપી શકીશ?' અને દાળમાં ખોંધણી કરી છમકારો બોલાવતાં એણે ઉમેર્યું: 'સસરા જૂના વિચારના હોત તો તારે વાંધો ન હતો, પરંતુ એ સુધારક છે. વહુને દીકરીની જેમ ગણી તારી સાથે એ વર્તવાના, પછી તને આમ શરમાળ જોશે તો અમને ઠપકો મળશે — કહેશે તમે વખાણ કરી કરીને સરોજ અમારે માથે મારી!'

કુસુમે આશા રાખી હતી કે આ કટાક્ષથી સરોજ જરૂર હસી પડશે. પણ સરોજે તો એથી ઊલટું કર્યું — રડી પડી! નળનો કોક ઉઘડતાં પાણી વહે તેમ એની આંખમાંથી આંસુ ટપકવા લાગ્યાં.

કુસુમ બોલી ઊઠી: 'સરોજ, આ શું કરે છે? તારા જેવી વીસ વર્ષની સમજુ છોકરી કંઇ વાત ન કરે ને રડવા લાગે તે નવાઇ કહેવાય!'

સરોજ મૂંગી રડતી હતી એટલે બહારના ખંડમાં મનુભાઈને એનો અવાજ આવ્યો ન હતો, પરંતુ કુસુમના બોલથી એ તરત ઊભા થયા, અંદર ગયા અને સરોજને રડતી જોઇ બોલ્યા: 'રડવાના કામે માણસ દસ માઇલ સુધી દૂર આવતું હશે એ તો મેં સરોજ આજે પ્રથમ જાણ્યું!....'

કુસુમે મનુભાઈને વચ્ચે બોલતાં રોકી કહ્યું: 'તમે બહાર જાઓ, એ રડે છે એટલે એને કંઈ દુઃખ તો હશે ને? અને છતાં તમને ઉપરથી એની મશ્કરી કરવાનું સૂઝે છે.'

મનુભાઈ બહાર નીકળતાં બોલ્યા: 'હજુ વડીપાપડ કંઈ વહી નથી ગયાં. તારે જો આફ્રિકા ન જવું હોય તો હું નગીનભાઈને ના લખી દઉં એ કંઈ જૂના વિચારના સસરા નથી એટલે તને પરાણે આવવાનો આગ્રહ કરશે. આ તો તેં કહ્યું કે મારે જવું છે એટલે, બાકી જુવાન દંપતીને જુદા પડવાનું ન ગમે તે હું કે નગીનભાઈ નથી સમજતા એમ નહિ.'

સરોજને મનની વાત કહેતા કંઈ સંકોચ ન રહે એટલે મનુભાઈ આટલી પ્રસ્તાવના કરીને બહાર નીકળી ગયા. સરોજનું લગ્ન ગઈ સાલ એમણે ગોઠવી આપ્યું હતું. નગીનભાઈ કે કમળાબહેન દેશમાં આવ્યાં ન હતાં. દીકરાની વહુ કેવી છે કે ઘરના માણસો કેવાં છે એ એમણે જોયાં ન હતાં. મનુભાઈની સલાહથી નગીનભાઈએ સુરેન્દ્રની ઇચ્છા હોય તો પોતે સર્વ રીતે સંમત છે એમ કોરો ચેક આપ્યો હતો

મનુભાઈ પણ લગ્નોની ખટપટમાં પડે તેવા ભાંજગડિયા ન હતા પરંતુ સરોજના પિતા એમના સગા થતા હતા આર્થિક સ્થિતિ લગ્નખર્ચની રકમ જે દસપંદર હજાર સુધી પહોંચી હતી તે એમને પોષાય તેમ ન હતી. વળી દેવું કરીને સરોજને એ રીતે પરણાવે તો પણ એમનો ઉગારો ન હતો. પાછળ બીજી ત્રણ દીકરીઓ પરણાવવાની હતી એટલે જેરટે ય આગળ જઈને પાછળ પડવાનું હતું એટલે એ પહેલેથી જોઈને ડગલું ભરવા માગતા હતા. અને એ કારણે સરોજ ૧૯ વર્ષની થઈ પણ એનું ઠેકાણું પડતું ન હતું સરોજ પોતે દેખાવડી, તંદુરસ્ત, સમજુ અને સંસ્કારી હતી. વળી મા ગુજરી ગઈ હતી તેથી ઘરનો બધો બોજો એણે ઉપાડી લીધેલો એટલે કામઢી પણ પૂરેપૂરી હતી

એ સ્થિતિમાં એક દિવસ કંઈ પ્રસંગે સરોજ મનુભાઈને ઘેર આવી હતી ત્યારે સુરેન્દ્ર પણ કૉલેજમાં રજાઓ હોઈ ત્યાં ફરવા આવ્યો હતો એ મુંબઈ મેડિકલ કૉલેજમાં હતો. એમ. બી. બી. એસ.ના કોર્સના બે વર્ષ એને બાકી હતા અભ્યાસ પછી એ લગ્ન કરવા માગતો હતો બંનેને એકસાથે જોતા મનુભાઈને સ્વાભાવિક વિચાર આવ્યો — સુરેન્દ્ર અને સરોજની જોડ સારી મળે તેમ છે. એના પિતા નગીનભાઈ સુધારક હતા એટલે લવડદેવડની ભાંજગડ ન હતી. મનુભાઈએ તે દિવસે સુરેન્દ્ર સાથે લગ્ન અંગે ચર્ચા કાઢી. અને યુવકોએ સાદાઈથી લગ્ન કરવા જોઈએ તે વાત મૂકી. સુરેન્દ્રે પોતે ભવિષ્યમાં એ રીતે લગ્ન કરવા માગે છે તેમ આદર્શની વાત કરી. મનુભાઈએ હાલમાં લગ્ન કરવાની દલીલ કરી લગ્ન પછી અભ્યાસ સુધી લગ્નજીવનથી

દૂર રહેવું હોય તો તેમ કરવાની વાત કરી. સરોજ ત્યાં હતી અને બંને પાંચ દિવસથી સાથે જમતાં, બેસતાં અને બીજી રીતે બંનેને વાતો પણ થતી હતી. છેવટ સુરેન્દ્ર પિતાજી કહે તો લગ્ન કરવા તૈયાર થયો.

મનુભાઇએ નગીનભાઇને પત્ર લખ્યો. આમ એ બંનેને જોવા જાય તો દીઠ્યે કંઇ પરિચય ન હતો. બંનેના સમાન મિત્ર, કિશોરભાઇ દ્વારા બને એકબીજાના પત્રો દ્વારા પરિચયમાં આવ્યા હતા. મનુભાઈ એક આદર્શ શિક્ષક હતા અને સમાજસુધારક હતા. નગીનભાઈ સામી બાજુ સરકારી કચેરીમાં ક્લાર્ક હતા અને સમાજસુધારક હતા. બંનેને સમાજસુધારાના મુદ્દા ઉપર લાંબા પત્રવ્યવહાર થતા. એ પત્રો વાંચે તો કોઇને એમ પણ ન લાગે કે બંને એકબીજાને દીઠ્યે ઓળખતા નહિ હોય! તેમાં સુરેન્દ્ર મુંબઈ ભણવા આવ્યો ત્યારથી મનુભાઇના આગ્રહથી રજાઓમાં એ એમને ત્યાં આવતો-જતો થયો. અને આ કારણે નગીનભાઇએ સંમતિનો કોરો ચેક પણ આપ્યો!

સુરેન્દ્ર અને સરોજનાં લગ્ન સાદાઇથી થઇ ગયાં. બંનેએ બે વર્ષ સુધી લગ્નજીવનને નહિ ભોગવવાનો સંયમ રાખવાનું સ્વેચ્છાએ સ્વીકાર્યું હતું. સરોજ પોતે આ લગ્નથી ઘણી આનંદિત થઈ હતી. અહેસાનના ભારથી દબાઇ ગઇ હોય તેમ સાસરીપક્ષનો ઉપકાર મનમાં માનતી હતી. તેમાં એણે જ્યારે જાણ્યું કે પોતાનાં સાસુ કમજોર નરમ તબિયત હોવા છતાં મોટા કુટુંબનો ભાર ખેંચે છે ત્યારે એને સ્વાભાવિક થયું કે પોતે અહીં બેસી રહે તે કરતાં આફ્રિકા જાય તો શું ખોટું! બે વર્ષ પછી પતિ અભ્યાસ કરી રહેશે ત્યારે એ જ્યાં 'પ્રેક્ટિસ' કરશે ત્યાં સાથે રહેવું પડશે એટલે સાસુસસરા સાથે રહેવાનો પ્રસંગ ન પણ મળે. એટલે આ બે વરસ પોતે એમની સેવા કરવાનો અવસર શું કામ ચૂકે? નાની બહેન સત્તર વર્ષની હતી એટલે ઘેર પિતાને અડચણ પડે તેમ ન હતી એટલે એ રીતે પણ વાંધો ન હતો.

સરોજે કુસુમ પાસે એ દરખાસ્ત મૂકી અને કુસુમે મનુભાઇને કહી ત્યારે એમના આનંદનો પાર ન રહ્યો. થયું—સરોજ જેવાં રત્નો સમાજમાં છે ત્યાં સુધી સમાજ ભાગ્યશાળી છે! એમણે નગીનભાઇને એ સંબંધી પત્ર લખ્યો. નગીનભાઇએ લખ્યું, "સરોજ અમારી સેવા કરવા અહીં આવવાની ઇચ્છા બતાવે છે એ જાણી અમારા ઘરમાં હર્ષ છવાઈ ગયો. એ અહીં આવે એ તો અમને ગમે જ, પરંતુ એ અંગે સુરેન્દ્રની ઇચ્છા પણ એણે જોવા રહી. કારણ કે એને એમ ઇચ્છા હોય કે પોતાના અભ્યાસ દરમિયાન સરોજ કોઇ સંસ્થામાં રહી વિકાસ સાધે, તો એમ કરવાની સરોજની પહેલી ફરજ છે.

હુ પોતે તો વ્યક્તિસ્વાતત્ર્યમા માનુ છુ માનવ સ્વતત્ર રીતે જીવે અને એની શરતે હુ એને મદદ કરૂ, એ સિદ્ધાત મોટેરાંને મારા બાળકોને છૂટ આપુ છુ સાસુને મદદ કરવાની ભાવનાથી પ્રેરાઈને સરોજ અહી આવવાનુ કહુ છે, જ્યારે મારી જ દીકરી વિનોદિની અહી રહેની હોવા છતાં બા સાથે એને ફાવતુ નથી એટલે જુદી રહે છે। એ જો અમારી ભેગી રહેતી હોત તો જમાઈ અને એ બે જણ એટલે કુટુબમા મોટો વધારો થઈ જવાનો ન હતો અને એની બાને કામની રાહત મળત પરતુ વિનોદિનીને એ ન ગોઠ્યુ એટલે મે જ એને મકાન શોધી આપ્યુ અને જુદા રાખ્યા આજે એ સારે પ્રસગે અમારે ત્યા ખુશખુશ નાખે છે અને સારે પ્રસગે સ્વતત્ર રહી સુખ માણે છે એની બાને એથી લાગે એ સ્વાભાવિક છે પરતુ હુ વ્યક્તિને એની શરતે મદદ કરવામા માનુ છુ એટલે દીકરી અગે મને સતોષ છે અને બને તેટલી એને મદદ કરુ છુ

' તમે લખ્યુ હતુ કે સુરેન્દ્રના લગ્નમા એની મોટી બહેન, તારાએ સારી મદદ કરી હતી પરતુ એ તારાને પણ વિનોદિનીની જેમ બા સાથે ગોઠતુ ન હતુ અને એની બાને સુવાવડનો એક માસ બાકી હતો અને રિસાઈને દેશ-સાસરે ચાલી ગઈ હતી જમાઈ તે વખતે અભ્યાસ કરતા હતા, ઘરમા વવાણુને બીજી બે વહુઓ કામ કરનાર હતી એટલે એમને તારા મારી પાસે રહે તેનો વાધો ન હતો છતા તમને બહુ ડાહી લાગી કે તે મારી તારા એની બાને એ સ્થિતિમા મૂકીને દેશ-સાસરે ચાલી ગઈ ને એની ઇચ્છા પ્રમાણે મે ટિકિટ ખરીદીને સાસરે વળાવી સાચુ કહુ છુ, મને તે ઘડીએ એના પ્રત્યે બિલકુલ રોષ ન હતો।

"એટલે સુરેન્દ્રને જો એમ ઇચ્છા હોય કે સરોજ કોઇ સસ્થામા રહી વિકાસ સાધે તો સરોજે તેમ કરવુ અગર એવુ ન હોય અને એને અહી આવવુ હોય તો તમે પાસપોર્ટ અને બીજી વ્યવસ્થા કરશો એની ટિકિટ વગેરે તમે ખરીદશો ને મને રકમ જણાવશો એ ખર્ચ એના પિતાએ ઉપાડવાનો નથી।"

આ પત્ર મનુભાઇએ સરોજને બીડ્યો અને સુરેન્દ્રની ઇચ્છા પૂછી એણે પત્ર લખ્યો કે, ' માબાપની સેવા કરવા સરોજ જવાની ઇચ્છા બતાવે કે એમા એનો પૂરતો વિકાસ થઇ રહેશે હુ એ જ બાપની કેળવણી લેઇને ઉછર્યો છુ પછી મારી કોઇ ઇચ્છા સરોજ ઉપર મારે લાદવાની ન હોય સરોજની જો એવી કોઇ ઇચ્છા સસ્થામા ભણવાની હોય તો મને વાધો નથી।'

મનુભાઈને અતિ આનંદ થયો — આ આખું ઘર એકબીજાને કોરો ચેક આપે તેવું લાગે છે!

નગીનભાઈના પત્રમાં પોતાની બે દીકરીઓને મા સાથે ન ગોઠ્યું તેનો ઉલ્લેખ આવતાં સરોજને સામાન્ય રીતે સાસુના સ્વભાવની પિછાણ મેળવવાનું કુતૂહલ જન્મ્યું. સરોજના મોસાળમાં કમળાબાનું પિયર હતું એટલે એ ત્યાં ગઈ ત્યારે એને જે રિપોર્ટ મળ્યો તેથી એ ફફડી ગઈ. બહુ કડક સ્વભાવનાં છે, નગીનભાઈ સુધારક ભલે રહ્યા પણ તે જૂના વિચારનાં છે, એ દેશમાં હોત તો લેવડદેવડ વગર લગ્ન થવા ન દેત, બાપદીકરો એક બાજુ એટલે આમાં એમનું કંઈ ચાલ્યું નહિ, પરંતુ તું ત્યાં જઈશ અને તારી પાસે થોડી જણશો અને ઓછાં કપડાં જોશે એટલે પેટ પાણી પડવા દેશે નહિ!

બસ, થઈ-રહ્યું! સરોજના સાસુ પાસે જવાના ઉમંગ ઉપર ઠંડું પાણી રેડાઈ ગયું. સરોજ આમ વળી બહુ સુશીલ એટલે એને થયું કે પોતાનાથી સાસુનો આવો આકરો તાપ વેઠાશે નહિ. તેમાં એણે પ્રસંગ મળતાં તારાબહેનને પૂછ્યું. તારાબહેન પણ ચોખ્ખાબોલાં એટલે બાની વાત હતી છતાં કંઈ છુપાવ્યું નહિ અને કહ્યું કે, 'કમળાબા કદાચ બીજું બધું સહી લે, પણ એમનું અભિમાન પોષાય એટલાં તારી પાસે જણશો–કપડાં નહિ જુએ એટલે ખિજાવાનાં. હજુ એ તો મનમાં એમજ જાણતાં હશે કે સાદુ લગ્ન થયું છે એટલે કઈ લેવડદેવડ થઈ નથી, પણ તારા પિતાએ કપડાં–જણશો તો 'પૂરતાં' કર્યાં હશે. દેશમાંથી કોઈ નવી વહુ કંપાલા આવે એટલે એનાં કપડાં–જણશો જોવા જનાર સ્ત્રીવર્ગનાં કમળાબા પ્રમુખ! એ એમાં ઑડીટ કાઢ્યા વગર ન રહે. એમની ગેરહાજરીમાં બીજી સ્ત્રીઓ ટીકા પણ કરે કે, હવે એમની વહુ આવશે ત્યારે જોઈએ છીએ કે શું જરઝવેરાત લઈને આવે છે! એટલે બીજી સ્ત્રીઓ પોતાની ટીકા કરશે એ બીક પણ કપડાં–જણશોની એમને ઈચ્છા રહેવાની અને એ તારી પાસે નહિ જુએ કે તે-ઘડીથી જ એમને અને તારે શ્રીગણેશ મંડાવાના!'

સાસુની સગી દીકરીએ જ આમ ગતઅનુભવ કહ્યો એટલે સરોજ ફફડી ઊઠી. આફ્રિકા જવાના એના કોડ ડગી ગયા. અને એ મૂંઝાઈ ગઈ — પોતે જાતે જવાની ઈચ્છા બતાવી, સસરાએ અને પતિએ સંમતિ આપી, હવે પોતે ન જાય તો કેવું ખરાબ! અને, જાય છે તો.....એ સ્થિતિમાં મનુભાઈએ એને પત્ર લખ્યો કે સુરેન્દ્રની રજા આવી ગઈ છે માટે તું અહીં આવી જા. ફોટા પડાવી પાસપોર્ટ તૈયાર કરાવવાનું કામ પતાવી દઈએ.

સરોજ આવી તો ખરી પણ આવતાની સાથે કુસુમ પાસે રડવા લાગી!

એની આ મુશ્કેલી જણાવતો પત્ર મનુભાઈએ નગીનભાઈ ઉપર લખ્યો. પત્નીના સ્વભાવનું પૃથક્કરણ કરતો એ પત્રનો જવાબ નગીનભાઈએ નીચે પ્રમાણે લખ્યો 'કમળાના સ્વભાવની વાત આભગીને સરોજ થી ગઈ તે જાણ્યુ. મારા ૩૦ વર્ષના તેની સાથેના સહવાસે અને અનુભવે તદ્દન નિષ્પક્ષપાતથી છાતી ઠોકીને કહી શકુ કે કમળાને કોઈની સામે ન બને એવુ ખાસ કાંઈ નથી અને સામે પક્ષે કમળા સાથે રહેવુ-નિભાવવુ મુશ્કેલ છે, એવા બને વિરુદ્ધ મતો તદ્દન ખોટા છે એમ પણ ન કહી શકુ છતા એટલુ તો ચોક્કસ કે સામો પક્ષ થોડીઘણી સામાન્ય બુદ્ધિનો ઉપયોગ કરી દક્ષતાપૂર્વક કામ લે તો કમળાને માથુ આપે તેટલી અનુકૂળ કરી લેવી સહેલ પણ છે!

હમેશા તો નહિ પણ કોઈ કોઈ વાર કમળાનુ ખસી જાય, એનો દૂધ જેવો સ્વભાવ ખાટો થઈ જાય ત્યારે ખામોશથી એની સાથે જાળવી લેવાની કળા જેને વાપરતા આવડે તેને પાછા એ ખારમાં મધ જેવા મીઠા લાગે એવા છે!

'આ ઉમરે અને અમુક સજોગોમા એનો સ્વભાવ વિકૃતિ પામે એ પણ મને તો સહજ લાગે છે બબ્બે વરને ગાળે આઠનવ છોકરાને જન્મ આપી, ઉછેરીને સાસારિક ચિંતાને જવા દેતાયે, દમ જેવા અને બીજા એવા વ્યાધિઓના ભોગ થઈ પડેલા માંદા હો કે સાજા હો, ૮૨ રતલના દૂબળા શરીરે ૧૨થી ૧૫ કલાક સુધી સતત વૈતરુ ઘસડતા કોઈનોયે સ્વભાવ ખરાબ થઈ જાય તો તેમા આશ્ચર્ય પામવા જેવુ શું છે' તેમા કોનો વાંક? એને ન્યાય આપવાઅપાવવા સારુ હુ તેની વકીલાત ન કરુ તો સાચે જ પાપમા પડુ!

આટલુ આટલુ હુ સમજુ છુ તો પણ કોઈ કોઈ વાર મારી હિંમતનો પણ છેડો દેખાય છે તો વિનોદિની-તારા જેવા મારા છોકરાને કમળાના સાથે ન બન્યુ હોય તો તેમા એ નાદાન બાળકોના પણ વાંક શો? એમા પણ તફાવત તો છે જ તારા અને વિનોદિની નાનપણથી દેશમા દાદીમા પાસે રહી અમારાથી વિખૂટા પડેલા જ્યારે બીજા બધા છોકરા હજુ સુધી કમળાની છાતીએ વળગ્યા હોય તેવા વર્તન તો બધા છોકરા સાથે સરખુ પણ છાતીએ વળગેલાં (કાયમ પાસે રહેતા) છોકરા તેના સ્વભાવથી ટેવાઈ ગયેલા એમને કશુ યે અજુગતુ ન લાગે—સ્વાભાવિક લાગે ભાડવા બેસે ત્યારે દરેકને કેટલુય ભાડે! સુરેન્દ્ર દેશમા ભણવા આવ્યો ત્યા સુધી

એવડા મોટાને પણ ભાંડતાં. હવે તે વિખૂટા પડયો, મોટા થયો, ભવિષ્યમાં કમાવા માંડશે ત્યારે કદાચ પ્રસંગોપાત ભેગું રહેવાનું થાય અને કંઇક કમળાબાનું વર્તન સારું ન લાગે તો તેણે સમજવું જોઇએ કે—મોટાં રહ્યાં, તેમનો સ્વભાવ ન બદલાય. એટલા દયાભાવની અપેક્ષા જેમ મારાં બધાં બાળકો પાસે હું રાખું છું તેમ પુત્રવધૂ થઇને મારી દીકરી બનેલ સરોજ પાસે પણ રાખું છું!'

મનુભાઇએ આ પત્ર સરોજ ઉપર બીડયો. એમાં કમળાબાના સ્વભાવની વાત કર્યા ઉપરાંત ન આવવું હોય તો સરોજ મુક્ત છે એમ કોરો ચેક પણ હતો જ. સાથે પોતાને કંઇ ખોટું નહિ લાગે તેવી ખાત્રી પણ આપવામાં આવી હતી. પરંતુ દયાભાવની અપેક્ષા પુત્રવધૂ પાસે સસરા રાખે છે એ લીટી વાંચતાં સરોજ એની મા મરી ગઈ ત્યારે જે ચોધાર આંસુએ નહોતી રડી તેટલું રડી ઊઠી! એના દિલમાં એક લાગણી વહી રહી હતી કે, આવા સસરાની છત્રછાયા નીચે કમળાબા વિષનો પ્યાલો આપે તો પણ મીરાંની માફક જરૂર પોતે ગટગટાવી જાય! સસરાનો દયાભાવ ન હોત તો મારું લગ્ન થઇ શકયું ન હોત એટલે ખરી રીતે મારે એમના દયાભાવની હમેશ માટે અપેક્ષા રાખવી જોઇએ, તેને બદલે એ પોતા પાસે માગતા હતા! સરોજનું અંતર સસરા પ્રત્યેની લાગણીથી વલોવાઇ જતું હતું. અને એથી કરુણાની લાગણીયા ચોધાર આંસુ આંખમાંથી વહ્યે જતાં હતાં!

પાસપોર્ટ તૈયાર થતાં એ આફ્રિકા જવા ઉપડી ગઇ. જે ઘડીની એને બીક હતી તે ઘડી આવી પણ પહોંચી. દાઢ કાકરીને બેસી રહ્યું હોય તેમ શ્રીમંડળ ભેગું થઇને કમળાબાને ઘેર વહુ અને કપડાં-જણશો જોવા આવી પહોંચ્યું. સરોજે જે કલ્પના નહોતી કરી તેવા બચાવ કમળાબાએ કર્યો: 'શું મારું કરમ તમને જણશો અને કપડાં બતાવું! બિચારી વહુ બધું લેઇને મુંબઇ સુધી આવી છતાં સુરેન્દ્રે એની પાસેથી એ બધું ત્યાં ઝૂંટવી લીધું. એણે કહ્યું — મારે એવો ઠઠારો લેઇને નથી જવા દેવી. પછી મારા સાદા લગ્નનો અર્થ શો!'

---

## વિના-ઓછા-લવાજમ ફંડમાં મદદ

શ્રી. એસ. એન. અમીન ડરબન તરફથી શિ. ૨૦, આકરોલના શ્રી. બાવાભાઈ શંકરભાઇ પટેલ તરફથી તેમના સદ્ગત પિતાશ્રી શંકરભાઇ કિશોરભાઇના પુણ્ય નિમિત્તે રૂા. ૫, લીમૂરૂમાં રહેતા શ્રી. મનુભાઇ લલ્લુભાઇ પટેલ તરફથી શિ. ૪, મળ્યા છે જે સાભાર સ્વીકારી તે ખાતે જમા કર્યા છે.

# ગોરધનભાઈનું ઘર

નાનુભાઈ દવે

ગોરધનભાઈનું ઘર તમને ગમે તે બતાવે, તમારી ઈચ્છા ના હોય છતાં ગામમાં દાખલ થાવ એટલે એ ઘર ઉપર તમારું ધ્યાન જવાનું જ. એમની પરોણાગત પણ સારી એટલે ગામના મહેમાનો એમને ત્યાં ઊતરે ને ચા-પાણી માટે પણ જવાના ખરા જ. અને દરેક મહેમાનને ગામવાળા આખું યે મકાન દેખાડવાના. કેટલું મજબૂત બાંધકામ, કેવી ડેલ, કેવા મલાજો, કેવી સુરક્ષિત રચના!

પણ ગોરધનભાઈનો જીવ આ ઘર ઉપરથી ઊઠી ગયો હતો. એમને અહીં ફાવતું ન હતું. એમના દીકરાઓને તો ત્યાં જરાયે ગમતું નહિ. અને સૌથી નાના છોકરાઓ તો ત્યાં આવવાની વાત નીકળે તો ઘસીને ના પાડતા, 'અમારે તો જવું જ નથી. બસ, થઈ રહ્યું!'

કોઈ ગોરધનભાઈને પૂછ્યું યે ખરું, 'ભલા માણસ આ શું? આવું રૂપાળું ઘર—એમાં તમે કોઈ આવો નહિ, રહો નહિ, એ શું?' અને જવાબ દેતાં ગોરધનભાઈ ઝાઝી વાર બોલતા જ નહિ, બોલે તો ટૂંકાવી નાખતા. એમના હોઠ સુધી કડવાશ આવી જતી, પરંતુ દુઃખ અને શબ્દો મનમાં પાછા ધકેલી દેતા.

ગોરધનભાઈને લાગતું તો ખરું કે અહીં જ રહીએ તો કેવું સારું. પણ પોતાનો પરિવાર છોડી એકલા રહેવાનું મુશ્કેલ લાગતું. છોકરાઓ અને એમના કુટુંબોમાં વાત નીકળતી તો એમનાથી જવાબ આપી શકાતો નહિ. એ બધાનું કહેવું એમ હતું કે એ ઘર આપણે છોડી દો. જો રહેવું જ નથી તો એને રાખવાનો મમત શા માટે?

પણ શાથી રહેવું નથી એ વાત આવતી ત્યારે જાણે એ ઘરમાં આપણી દુનિયાની ખોડો નીકળતી. એક રસ્તા ઉપરથી શરૂ થતું હોવાથી એને આંગણું જ નથી. ચોક તો એટલો મોટો છે કે બને છેડે ઊભા હોય તેને વાત કરતાંયે ફાવે નહિ. ઓરડામાં છેક ઊંચે જાળિયાં મૂકેલાં છે પણ તેમાંથી નથી આવતો ઉજાસ કે નથી દેખાતું આકાશ. ઉપર જવા માટે ત્રણચાર દાદરા મૂકેલા તો છે, પણ તેથી તો ઉપરનો અને નીચેનો એકેય ઓરડો સ્વતંત્ર રહ્યો નથી. એની અંદર અવરજવર આવી જાય છે

અને ઓરડો સારો હોય તોયે કપાઇ જાય છે. એકેય ઓરડાને જરૂરી બારીઓ નથી, જે છે તેના ઉપર લોખંડી જાળીઓ ભરેલી છે અને એ બધામાં ધૂળ જામેલી રહે છે. ઝરૂખા છે પણ સાંકડા, કમાનો કાઢેલી છે પણ કલાયુક્ત ન ગણાય. ઓરડાના ખૂણામાંજ ચોકડી મૂકેલી છે, ત્યાં બારી શેનીજ હોય. આવડા મોટા ઘરમાં સંડાસની અગવડ તો ખરીજ ને! બાથરૂમ કયાંથી કાઢવા? અને જમવાની તો રૂમજ ના મળે. રસોડામાં જવું એટલે જાણે સજા થઇ સમજી લ્યો. અંદર કોણ બેઠું છે તે ધારીને જુઓ તોજ સમજ પડે, નહિ તો દેખાય ધુમાડો ને અંધારું બેજ.

છોકરાઓ હસતાં હસતાં કહેતા કે આ તે ઘર છે કે સંતાઈ રહેવાની જગ્યા! બહારથી મોટા કિલ્લા જેવું, અંદરથી ગુફા જેવું, સ્વભાવને જડ અને શરીરને આળસુ બનાવનારું, ગમગીની ભરેલું, આ તે ઘર છે કે ગોદામ!

ગોરધનભાઇએ યોજના કરી, એ દાદર કાઢી નાખીએ, એ બાથરૂમ બનાવીએ, ડઝનેક બારીઓ મૂકાવીએ તો! ગામવાળા કહે, 'મોટા, જોજો એવી ભૂલ કરતા. ઘરને કાચાવશો નહિ. એ તો બંધાવનાર બંધાવી ગયા, હવે કોણ કરે છે આવું? છોકરાંઓ કહે, 'તમે એ પીડાજ છોડી દો. એનો ઘાટ હવે બદલાઇ રહ્યો! એમાં એંશી સુધારા કરો તોયે એનો અસલ સ્વભાવ છૂટવાનો નથી. એ કરતાં તો પધરાવી દો ને—કોઇ મળે તો.'

ગોરધનભાઇએ વાત વહેતી મૂકી કોઇ નીકળે તો ઘર આપી દઉં. 'મારે કશી ભીડ નથી, પણ વાપરુ નહિ ને વાપરવા દઉંયે નહિ એ ખોટું. મને તો બધાને ચેન પડે એવું જ કરવું છે.' ત્યારથી જે લોકો જોવા આવતા થયા તેમની નજર બદલાઇ ગયેલી દેખાતી. કન્યાને પસંદ કરવા જાય અને જેટલી ચોકસાઇ કરવી પડે તેનાથી વધારે દરકાર લોકોએ બતાવવા માંડી. અને નીચે ઉપરી અંદર અંદર ઘૂસપૂસ કરી લેતા કે 'અસ્યા, રહ્યું સાર્થક થાય એવું ઘર છે એની ના નહિ. જાણે હજુ એને બંધાવ્યાને પૂરો દાયકોયે વીત્યો નથી એવું આબાદ છે.' ભાવમાં ફેર ઘણો રહી જતો અને મકાન હજુ ગોરધનભાઇનુંજ રહ્યું હતું. વસતિમાં, એમાં બે ડોશીઓજ, રહેતી, એટલે ઘર સાવ નિર્જન લાગતું. ચોમાસાની મેઘલી રાતે કોડિયું સંકોરતી ડોશીઓને કોઇ કશું પૂછવા આવે તો ભીંતો ઉપરના મોટા પડછાયા જોઇ લોકો ચોંકી ઊઠતા. 'અહીં માણસો એકલાંજ હશે કે બીજું કોઇ પણ સાથે ભરાઇ બેઠું હશે!'

એક વાત સ્પષ્ટ કરવાની જરૂર છે. ગોરધનભાઈને કુટુંબના સુખમાં પોતાનું સુખ જડે છે. એમણે બીજાનાં મન કોચવાને એજ ઘરમાં પડયા રહેવાની હદ નથી કરી. એમને બીજા ઉપર આગ્રહ કરવો નથી કારણ કે એ જાણે છે કે આગ્રહવશાત્ થોડો વખત ગાડું ગબડશે, પણ માર્ગ કાપવામાં પ્રગતિ નહિ થાય. એમનાં પુત્ર પુત્રીઓનું એવું માનવું હતુ કે જિંદગીમાં અગવડો નોતરવાની કે નિભાવી લેવાની વૃત્તિ રાખવી એ ઘણું અગત્યનું નથી. આ રીતે રહેવા-જીવવાથી ખડતલપણુ નથી આવતુ, પણ પ્રમાદ આવે છે જ્યાં પ્રવૃત્તિ ના હોય ત્યા ગમે તેટલી શાંતિ હોય તોયે શા કામની? આપણે તો કામ જોઇએ, આશા જોઈએ, નવીનતા જોઇએ કેટલી ઝડપથી દુનિયા આગળ ધપી રહી છે એ જાણ્યા પછીયે આપણે બંધ-બારણે શાંતિ અને સંરક્ષણ માગીએ તે વાજબી ના ગણાય. અને જેને અનુગતુ માન્યું તેમા ગળાબૂડ પડયા રહેવું પડે તેના જેવી બીજી અધમ લાચારી શી હોય?

ઘરના દાદરા, બારીઓ, ચોકડીઓ સામે એમણે ધાર્યું હોત તો વિશેષ કરી શકત ગોરધનભાઇની શક્તિ પહોચતી હતી અને ધાર્યા ફેરફાર કરાવી આપવામા કશુ મુશ્કેલ ન હતુ. પરંતુ પરિવારે ગોરધનભાઈને એમ કરતા અટકાવ્યા અને ગોરધનભાઇ માની ગયા એમા એક રહસ્ય હતુ. એટએટલા ફેરફારો વચ્ચે જૂનુ ઘર ન તો પોતાની અસલ લાક્ષણિકતા રાખી શકશે કે ન તો એને એવી નવીનતા મળી જશે જેથી એમા ઉલ્લાસ ને ચેતન ભરેલા દેખાય. પછી તો મેળ કે ઢંગ વિનાનુ એ ઘર વખત છે ને વધારે અળખામણું લાગે. ઊંડે ઊંડે ગોરધનભાઈના મનમા ઘર તરફ મમતા હતી એ બધા જાણતા હતા. એક રીતે એ ઘરની આબરૂ બંધાયેલી હતી. પરિવારના સંપજંપનુ એ ઘર મુખ્ય કારણ છે એમ પણ કેટલીક વાર બોલાતુ. કોક ધમકી પણ આપતા, 'એ ઘર છે તો બધુ છે. જવા દો એક વાર ને પછી જોઇ લેજો કે આટલા પરિવારમા કોણ કોનું છે તે સમજાશેજ નહિ. બધુ વેરવિખેર થઇ જશે' પ્રતિષ્ઠા ને નાણાની તુલામા ઘર જોખવાને બદલે ગોરધનભાઇએ કુટુંબના સંપજંપ માટેજ આગ્રહ રાખ્યો હતો અને હજુ સુધી કશો નિર્ણય લેવાયો ન હતો પણ, એમ કયા સુધી ચાલી શકે?



આ ગોરધનભાઇના ઘર જેવી લગભગ આપણા સમાજની સ્થિતિ છે, એની યાદ આપવા ભાગ્યેજ જરૂર હશે

લોખંડવાળાનો બંગલો,
અઠવા લાઇન્સ,
સુરત, ૧૫મી જૂન ૧૯૪૯.

પ્રિય ભાઇશ્રી,

સહેજ પણ સીધા પરિચય વિના આ પત્ર લખવાની હિંમત કે ધૃષ્ટતા જે કહો એ કરી શક્યો છું એનાં બે કારણો છે—આપનાં કેટલાંક પુસ્તકોના વાચન પછી હું આપનો પ્રશંસક બન્યો છું તેથી ને પુસ્તકો વાંચ્યા પછી ઊઠેલા કેટલાક પ્રશ્નોના ઉત્તર આપને જ પૂછવાની ઇચ્છાથી.

છેલ્લા બે-ત્રણ દિવસોમાં જ મેં આપનાં 'ધરતીનો અવતાર', 'જનમટીપ' ને 'ગ્રામચિત્રો' વાંચ્યાં. જો કે આ પહેલાં પણ આપની મેં ઘણી પ્રશંસા સાંભળી હતી પણ આ વાચનથી એ પ્રશંસા સાચી પુરવાર થઇ ને હું આપનો પ્રશંસક બની ચૂક્યો છું. 'ધરતીનો અવતાર' મને ખૂબ ગમી. થોડાં જ પાત્રો ને સાવ સાદું ને સાચું વસ્તુ લઇને, સાદી ભાષામાં આપે ગ્રામજીવનનું જે ચિત્ર દોર્યું છે એ મને સુરેખ, તાદૃશ ને ઝીણવટભર્યું લાગ્યું છે. ગ્રામજીવનમાંથી દોરાયેલી એક કથા કહેવા ઉપરાંત આ નવલકથા એક અતિ અગત્યનું કાર્ય કરે છે—ને તે ગ્રામજીવન ને ગામડાંનો 'શહેરી' પ્રજાને પરિચય કરાવવાનું. ગ્રામજનોનું જીવન એની ઉચ્ચતા ને નાનમ, વીરતા ને નબળાઇઓ, આનંદ ને શોકસહ, જેવું છે એવું આપે રજૂ કર્યું છે. ગામડાંઓ ને ખાસ કરીને આપની કથા ગુજરાતનાં જે ગામડાંઓમાં વહે છે તે વિષે હું ઝાઝું નથી જાણતો. પુસ્તકો સંતોષી શકે એટલી હદે, ગામડાંઓ વિષે વધારે જાણવાનું મારું ઔત્સુક્ય આપનાં પુસ્તકોએ સંતોષ્યું છે ને તેથી જ તો એ પુસ્તકો મારે માટે વધારે મૂલ્યવાન બની રહ્યાં છે. આપની કલમે ઉપજાવેલાં કેટલાંક પાત્રોએ મને ખૂબ આકર્ષ્યો છે. આકળા-અધીરા ને તેવા જ પ્રેમાળ છીતાબાવા, સુંદર બાંધાવાળો રૂપાળીનો ગેમલ ને ચંદાનો ભીમો, રવજી મોટાની દીકરી, સાંઢને નાથનારી બનજરમાન ચંદા, રાયસંગની સદાય જુવાન નંદુ ને બાધરની ઉજમ બધાંયે મને આકર્ષ્યો છે. આપનાં પુસ્તકોનું બીજું આકર્ષણ મને એનાં પાત્રો વચ્ચેની વાતચીતમાં રહેલું લાગ્યું છે. સાદી ને ઘરગથ્થુ ભાષામાં મૂકાયેલી, ને

તેથી જ ગ્રામજનોના મુખમાં સાહજિક લાગતી ને સાદાઈના આપે ખડા કરેલા વાતાવરણમાં દીપી ઊઠતી એ વાતચીત ખૂબ અસરકારક બની રહી છે. મુનશીજીના ભારે શબ્દોવાળી ને પ્રતિભા ઝગતા સંવાદો મને ઓછા અમ-કાન્ક લાગતા હતા પણ સંવાદો આ રીતે ઓછા—સાદા પ્રકાર પણ એટલો જ અસરકર્તા બની શકે છે એમ આપના પુસ્તકો પછી હું માનવા લાગ્યો છું. અનુભવે ને ઉંમરે દૃઢ છીતામાવાની શ્રદ્ધાથી રણકતી અનુભવ-વાણી હજુ મારા કાનમાં ગુંજે છે—

"અસ્ત્રી એના જેવું બીજું કોઈ નથી પણ ધરતીનો અવતાર છે . . . ધણી જો એને હેત ગણીને કેળવે તો એ કદી દગો ન દે"

"અસ્ત્રીના રૂપ જોવાના હોય જ નહીં વહુ! મા! તમે તો ધરતીનો અવતાર છો" વધતા બુદ્ધિવાદને જોઈને કકળતી છીતામાવાની આંતરડીનો સાદ માત્ર માધવે જ નહીં પણ બધાય બુદ્ધિવાદીઓએ કાન દઈને સાંભળવા જેવો છે—"તારામાં બુદ્ધિ ભલે રહી પણ ધરતી બુદ્ધિ કરતા હૈયાની વધુ ભૂખી છે." 'ધરતીનો અવતાર'નો આપે આણેલો સુખદ અંત મને ગમ્યો, એ વાચકને પાસ લગાડી જાય છે અને રૂપાળીને રેવાના પ્રેમની અધિકારી બનતી ને પ્રેમના પ્રતીક બાળકની માતા બનતી બતાવીને આપે જાણે છીતામાવાની શ્રદ્ધા મૂર્તિમંત કરી છે. દુખી અંતના વિરોધાભાસમાં કથાનું હાર્દ ને રૂપાળીની તપશ્ચર્યા જાણે દીપી ઊઠે છે . . . ઝાઝું લખીને હું વધારે લાંબું નહીં કરું, મને શું ગમ્યું તે વધારે લંબાણથી વર્ણવવા બેસું તો હું કદાચ આપની ધીરજને કસોટીએ ચડાવી દઉં. એટલે વિનતિ કે જે લખાયું છે તે આપની કૃતિઓના વિવેચનરૂપે નહીં પણ મારા જેવા પ્રશંસકોની પ્રશંસા શેના પર નિર્ભર છે તે સમજાવવાના પ્રયત્નરૂપે સમજશો.

આપ ઉત્તર આપવા સમય કાઢશો એવી શ્રદ્ધાસહ હું મારા પ્રશ્નો પૂછી લઉં.

(૧) આપના પાત્રો બુદ્ધિવાદ પ્રત્યે જેવો અણગમો બતાવે છે તેવો જ અણગમો આપ પોતે પણ ધરાવો છો?

(૨) આપના પુસ્તકોમાં કોઈક ઠેકાણે વિજ્ઞાન ને એનાં સાધનો પ્રત્યે, ખાસ કરીને પાશ્ચાત્ય ઢબના ડૉક્ટરો વિષે અશ્રદ્ધાનો સૂર ઊઠે છે. આપ પોતે પણ વિજ્ઞાન પ્રત્યે અશ્રદ્ધા સેવો છો?

(૩) ખેતરો, ધરતી, ઢોરઢાંખર ને ઝાડમાં અમીસ ને ઊંડી આસ્થા ધરાવતા, 'સંસ્કૃત' માનવોને બાલિશ લાગે એવી શ્રદ્ધા ધરાવતા છીતામાવા જેવા પાત્રો હજુ પણ ગ્રામજીવનમાં જોવા મળે છે? એમની શ્રદ્ધા ગામડાઓને ટકાવી રાખે છે, એમ હું માનું છું.

(૪) 'જનમટીપ'માં વર્ણવાયલી ચંદા, જેવાં કાસ્તો ને જાજરમાન સ્ત્રીપાત્રો ગામડામાં હોય છે? જો સાચેજ એવી સ્ત્રીઓ પાકે તો ધન્ય છે ગામડાંને. 'જનમટીપ'ની શરૂઆતમાંજ ભીમાને ચંદાનું આપે વર્ણવેલ તોફાન ગામડાના ખેતરમાં થાય એ વાસ્તવિક છે?

(૫) જેહરા ને વારેચા કુટુંબ વચ્ચે આપે વર્ણવી છે તેવી વેરની પરંપરા હજુ પણ જોવા મળે? આપે વર્ણવ્યું છે એવું ખમીર હજુ પણ એટલા જ પ્રમાણમાં જળવાઈ રહ્યું છે? એ ખમીર વિષે આપની શી માન્યતા છે?

આ પ્રશ્નો મારી ઉત્સુકતા આપને હાથે પૂરી પડાવવાના એકમાત્ર હેતુથી પુછાયા છે.

પત્ર પૂરો કરતા પહેલાં મારી ઓળખાણ આપું તો અસ્થાને ન ગણાય-હું ૧૯ વર્ષનો છું, ન ગામડું ન શહેર એવા સુરતનો વતની છું, અભ્યાસર્થે મુંબઈ-રહું છું.

ગુજરાત આપની પાસેથી હજુ ઘણી ઘણી આશા રાખે છે ને તે પૂરી પાડવા ઈશ્વર આપની કલમમાં વધુ ને વધુ કૌવત પૂરતો રહે એમ પ્રાર્થું છું.

લિ. જવાહર શાહના સ્નેહ વંદન



તા. ૨૨-૬-'૪૯

જુવાન મિત્ર જવાહર,

તમારો પત્ર મળ્યો છે. તમારો પત્ર વાંચતાં, પોતાની કૃતિનાં વખાણ વાંચી કયા લેખકને હર્ષ ન થાય? માને એના બાળકના વખાણથી જેટલો હર્ષ થાય છે તેટલો લેખકને થાય છે. અને એ રીતે મને પણ આનંદ થયો. મારી કૃતિઓ વિવેચકોએ વખાણી છે, મિત્રોએ પણ પ્રશંસા કરી છે, પરંતુ અમૃત પીતાં કોઈ ધરાતું નથી તેમ એનાં વખાણ સાંભળતાં લેખક નથી ધરાતો. તેમાં તમારા જેવા સાવ અજાણ્યા યુવક તરફથી એ કારણેજ પત્ર આવે, એવા પ્રસંગો અવારનવાર બન્યા કરે છે, ત્યારે સાચેજ અતિ આનંદ થાય છે. પત્ર વાંચતાં, તમે વાર્તાને જે રીતે સમજ્યાં છો, એ જોતાં તમારી ઉમર ૧૯ વર્ષની હશે તેમ કલ્પના જ ન આવે. મોટી ઉમરના, અભ્યાસી વાચક તરીકે તમારી છાપ પડેલી, પરંતુ આટલી નાની ઉમરમાં તમારામાં આ દષ્ટિ છે તો ભવિષ્યમાં સારા વિવેચક થાઓ તો નવાઈ નહિ પામું. વાર્તા લેખક સફળ બનો તો તો વળી ઓર આનંદ. પણ તમે કોણ

કે તે જાણતો નથી, અડવા લાદન ઉપર રહો કે એટલે શ્રીમંત વેપારીના પુત્રને તો, સાહિત્યમાં પાડવાની મારી ઇચ્છા વેપારી પિતાને શાપ જેવીજ લાગે! *

તમને 'ધરતીનો અવતાર' ખૂબ ગમી છે ત્યારે બીજા વાચકોને બીજી ગમી છે–પ્રમાણમાં. અને એ રીતે મારા જોવાને દરેક કૃતિનાં વખાણ જુદા જુદા વાચકો પાસેથી સાંભળવાનાં મળતા સંતોષ થાય છે કે મારાં બધાં સંતાનો સારાં છે!

હવે તમારા પ્રશ્નો ઉપર આવું. (૧) મારી નવલકથા–'કળિયુગ' વાંચી હોત તો તમને આનો જવાબ મળી રહેત. એમાં રામરાય, કપિલાબહેન જેવાં બુદ્ધિશાળી વ્યક્તિઓ કેટલી સારી છે તે જોઈ શકાય છે. હાલ મારી ત્રણ લાંબી વાર્તાઓ છપાય છે—'કાશીનું કરવત' પુસ્તકનું નામ છે. એકાદ મહિનામાં બહાર પડશે. તેમાં બીજી વાર્તા–અકળલીલા–છે. તેમાં બધાં પાત્રો બુદ્ધિવાદી છે અને સારાં છે. એટલે મને બુદ્ધિવાદ પ્રત્યે અણગમો છે એવું કંઈ નથી. મને માણસાઈ પ્રત્યે માન છે અને એ હું અભણ અને બુદ્ધિશાળી બંનેમાં જ્યાં જોઉં છું ત્યાં માથું નમાવું છું. માણસાઈ વગરની બુદ્ધિ મારે મન ફૂટી બદામ જેવી છે. આશા છે કે આટલાથી તમને સંતોષ થશે.

(૨) વિજ્ઞાન પ્રત્યે મને અશ્રદ્ધા નથી. તેમ પાશ્ચાત્ય ઢબના ડૉક્ટરો પ્રત્યે પણ નથી. પરંતુ આપણા વૈદકમાં શક્તિ નથી એમ એકતરફી વલણ ન હોવું જોઈએ એવો મારા પુસ્તકોનો સૂર હશે. વળી જો એ ઉપર સાવ અશ્રદ્ધા બતાવી હોય તો તે એ ઢબે ઉછરેલા પાત્રે બતાવી હશે–દાખલા તરીકે છીતાબાવા જેવા અને એમાં લેખક સંમત છે એમ માનવું ન જોઈએ.

(૩) મારા પુસ્તકોમાં આવતા પાત્રોના લગભગ ૯૦ ટકાને મેં નજરે જોયેલાં–અનુભવેલાં છે. એમાં વાર્તાકારની કલ્પના પુરાય તે ખરું. છીતાબાવા ચાર માસ ઉપર ગુજરી ગયા. એમના ભાઈ (જેસંગ)ને હાર્ટ ફેઈલ થયું–વિમાન આવ્યું એમ મેં વાર્તામાં લખ્યું છે, તે મારું કથન પ્રભુએ સાચું પાડવું હોય તેમ બન્યું ૭ માસ ઉપર તે હાર્ટ ફેઈલ થતાં ગુજરી ગયા! મેં તો એમનું ભલું જીવન જોઈને એ કલ્પના કરી હતી જે પ્રભુએ સત્ય બનાવી! એટલે આજે પણ છીતાબાવા જેવાં પાત્રો છે.

---

* ભાઈ જવાહરે બીજા પત્રમાં લખ્યું છે—'મારા પિતાશ્રી વેપારી નથી. છેલ્લાં ૨૦ વર્ષથી શિક્ષણના ક્ષેત્રમાં છે. ત્રણ વર્ષથી નયી તાલીમ અને વર્ધા યોજના અનુસાર 'જીવન ભારતી' શાળા શરૂ કરી છે.' એમનું નામ શ્રી ચંદ્રવદન શાહ. 'નૂતન શિક્ષણ' નામના કેળવણી માસિકના તંત્રી છે.

(૪) ચંદા જેવાં પાત્રો હોય છે, પરંતુ એમાં વર્ણવેલા બધા ગુણો કોઇ એક પાત્રમાં શોધવા નીકળનારને એવું પાત્ર શોધતાં મુશ્કેલી પડે. વાર્તાકાર જ્યારે આવું પાત્ર સર્જે છે ત્યારે એણે જોયેલાં શક્તિશાળી જુદાં જુદાં પાત્રોમાંથી જુદી જુદી માટી લેઇ તે એક કલ્પનામૂર્તિ—ચંદા જેવી—ખડી કરે છે. મેં જ્યારે એક ગામડામાં શિક્ષક તરીકે જતાં પ્રથમ ચંદાને જોઇ ત્યારે એનો પતિ અને સસરો જન્મટીપમાં હતા. વડોદરા રાજ્યમાં હમણાં લોકરાજ થતાં એ લોકોને જેલમુક્તિ થઇ છે. એ પાત્રોને મેં હજુ સગી આંખે જોયાં નથી. એ ગામડે જઈને જોવાની ઝંખના છે અને તે જોયા પછી તૃપ્તિ થશે.

ખેતરના તોફાનની વાતમાં એટલું સમજવાનું છે કે આ વર્ગને માબાપ—વડીલની મર્યાદાને લીધે ખેતરમાં છૂટ મળે છે. અને એ છૂટનો ઉપયોગ જુદાં જુદાં પાત્રો પોતાની બુદ્ધિશક્તિ પ્રમાણે કરે છે. આવાં તોફાન કેવળ કલ્પના નથી. જો કે વાસ્તવિકતામાં રંગ-છે ખરો. અને વાર્તા કેવળ-વાસ્તવિકતામાંથી નથી બનતી, એમાં કલ્પનાએ રંગો પૂરવા રહ્યા.

(૫) એ વેર પરંપરાને લીધે ભીમો અને એનો બાપ ખૂન કરીને જન્મટીપમાં ગયા હતા એટલે એ પરંપરા હજુ પણ ચાલુ જ ગણાય. ભવિષ્ય તો આજે શી રીતે ભાખી શકું? એ ખમીર વિષે બે મત છે. જો આ પ્રજાને કેળવણી મળે તો આ ખમીર જતું રહેશે એમ એક રીતે લાગે છે. બીજો મત એવો છે કે આ ખમીર નિરર્થક વહી જતા પાણીના ધોધ જેવું છે. ધોધનો ઉપયોગ કરી વીજળી ઉત્પન્ન કરવામાં આવે તો એ કેટલું ફળદાયી છે તે સૌ જાણે છે. એ રીતે આ પ્રજાની શક્તિનો કેળવણી આપી પ્રજાવિકાસમાં ઉપયોગ કરવામાં આવે તો દેશને ફાયદો છે. પછાત વર્ગમાં આવું ખમીર ઓછેવત્તે અંશે જોવા મળે છે. આજની કેળવણી માણસને જાતમહેનતથી દૂર ભગાડી, સહીસલામતવાળી અને સામા ઉપર જીવવાની વૃત્તિ તરફ ધકેલે છે એ દોષને લીધે પહેલો મત સાચો પડે તો ના ન કહેવાય. પરંતુ કેળવણીમાં ક્રાન્તિ લાવી, સ્વાશ્રયી અને જાતમહેનતને ગૌરવ આપતી કેળવણી દાખલ કરાય તો બીજો મત સાચો પડે.

પત્ર ધાર્યા કરતાં વધુ લાંબો થયો છે. પરંતુ એથી તમારી ઉત્સુકતા મારા હાથે સંતોષાવાની જે ઇચ્છા તમે રાખી છે તે પૂરી પડશે એ દૃષ્ટિએ લંબાણ કર્યું છે. તમને એથી સંતોષ થશે તો એ લંબાણ સાર્થક થયું માનીશ. એજ.

ઈશ્વર પેટલીકરના વંદન.

ખિસ્સામાંથી ક્રાફ્ટની ચોકલેટ નીકળી. ખાવા ખરીદેલી. ચોકલેટ જોતાં પોલીસને ગુસ્સો ચઢ્યો. એણે બંનેને થાણે આવવાનો હુકમ કર્યો. પોતે શો ગુનો કર્યો છે તે બંનેમાંથી કોઈને સમજ પડી ન હતી. વોરંટ જેવું કશું ન હતું, છતાં બંને જણ ચૂપચાપ પોલીસ સાથે થાણા ભણી ચાલ્યા. થાણે જતાં એમની મુસ્કેલી ઓછી થવાની હતી એ પણ નક્કી હતું. પોલીસ ઇન્સ્પેક્ટર શ્રી દલાલને ઘેર બંને જણ ગઈ કાલે જમવા ગયા હતા. એ અમલદાર બંનેને ઓળખતો હતો. કારણ કે એનો દીકરો શ્રી લક્ષ્મીનારાયણ દલાલ શાન્તિનિકેતનમાં એમની સાથે ભણતો હતો અને એના આમંત્રણથી બંને ગઈ કાલે એને ઘેર જમવા ગયા હતા.

પરંતુ બંને યુવકો થાણે જવા ચાલતા હતા છતાં પોલીસનો ગુસ્સો શમ્યો નહિ. ત્રીસેક ડગલાં ચાલ્યા હશે ત્યાં પોલીસે બંનેને જોરથી લાત મારી અને કહ્યું — ઝડપથી ચલો !

આમ પોલીસે પ્રથમ જ્યાં હુમલો કર્યો કે માણસોનું જે ટોળું સાથે હતું તે પણ બંને ઉપર તૂટી પડ્યું! બંને યુવકો પાસે કોઈ હથિયાર ન હતું એટલે બચાવ કરી શકાય તેમ ન હતો. લાતો, ગુમ્મા, લાકડીના ફટકા અને ઘરના છાપરાં ઉપરથી સ્ત્રી પથરા પણ ફેંકતી હતી! આટલાથી સંતોષ ન થયો હોય તેમ રસ્તે એક ભૂતિયા (ભૂતાનનો વતની) મોચીની દુકાન આવી એટલે બંનેને દુકાનમાં લઈ ગયા અને ત્યાં હથોડી, બૂટ, ચંપલ અને મોચીનાં બીજાં જે હથિયાર હાથ આવ્યાં તે વડે ખૂબ માર માર્યો. હરરાયનાં ચશ્મા ભાગી ગયાં. લોહીથી આખું મોઢું રંગાઈ ગયું. કપડાં ભીંજાયાં. ધડ ઉપર કચ્ચર માર પડ્યો. મૂળજીભાઇને લાંબા વાળ હતા એટલે એ તાણીને અધુગડા પાડ્યા અને હથોડીથી માથા ઉપર, ખોપરી ઉપર, ગરદન ઉપર ઘા કર્યા.

બનાવ શરુ થયો દસમા માઈલથી. થાણું હતું નવમા માઇલે. મોચીની દુકાન હતી ૯½મા માઇલે. હજુ પોણો માઈલ જવાનું હતું અને આ રીતે ટોળાનો માર ખાતા હતા. એટલા અંતરમાં બંને યુવકોને શું વીત્યું હશે તેની કલ્પના વાચકોએ કરી લેવા રહી. રસ્તે જતા હતા અને આર્ટ ક્રાફ્ટ ઇન્ડસ્ટ્રીના હેડ માસ્તરનું ઘર રસ્તામાં આવ્યું. એ તેના ઘરમાંથી બહાર નીકળીને 'જય ગુરખાલી' કહીને હરરાયને બરડામાં જોરથી ખીલવાળા બૂટની લાત મારી. અને થોડી શાન્ત પડેલી પબ્લિક વળી તૂટી પડી. મૂળજીભાઇને નાકમાંથી ને મોઢામાંથી લોહી નીકળવા માંડ્યું હતું. બંનેમાં, મૂળજીભાઇને વધુ માર પડ્યો હતો. તે સમયે એક ટેક્ષી જેમાં પોલીસ અમલદાર અને દાક્તર બેઠેલા

હતા તે પસાર થઇ પણ અનેમાંથી કોઇએ ધોળીને વચ્ચે પડવાની પોતાની ફરજ ન માની ! થાડે દૂર માઇલ દૂર હશે અને એક બૂનિયા ૧૩ા ફૂટનો લગો છરો લઇને માગવા માટે નેડતો આવી પહોચ્યો પન્તુ મનનુ આયુષ્ય મળવાન હશે તે એટલામા બીજો પોલીસ અમલદાર ત્યા આવી પહોચ્યો એ અમનાગ બનિયાને વળગી પડ્યો અને તેને હુમના કરતો રોક્યો ગાળ અનેના તા રામ ન્ગી ગયા હાત ! આમ હુમલો ખાળવામા એ પોલીસ અમલદારને પણ વાગ્યુ હતુ પછી એક બીજો બુતિયો જાડો ડડો લઇને આવ્યો અને એણે હરનાવના જમણા કાનમા જોરથી લગાવી દીધો થાડે નજીક આવી પહોચ્યુ હતુ હરનાથ દોડીને તેમા પેસી ગયા થોડી વારે મગળજીભાઇ આવ્યા તે તો બેહોશ જેવા થઇ ગયા હતા રોગુ પગ પાછળ ત્યા આવી પહોચ્યુ હતુ

પોલીસ સ્ટેશન આવતા ઈન્સ્પેક્ટર શ્રી હકાસ મનને ઓળખ્યા એ તરત બોલી ઊઠ્યા — અરે આ શુ બન્યુ ! આ મન તો શાન્તિનિકેતનના વિદ્યાર્થીઓ ૬ માગ દીકરાના મિત્રો કે ગઈ કાલે મારે ત્યા જમવા આવ્યા હતા

લોકોનુ ટોળુ વિમાસણમા પડી ગયુ હવે મારનારનુ શુ થશે તેની ફીકર બધાને થવા લાગી અને ખસી જવાની પેરવી શરૂ થઇ તરતજ મનને મગળી ડોક્ટરની મટરમા હોસ્પિટલમા ખસેડવામા આવ્યા અને તે સાથે આખા કરુણ પ્રસગની જાણ શહેરમા થઇ ગઈ

આ પ્રસગના મૂળમા મે કારણ કહેવાય છે સવારે એક નાની છોકરી શહેરમાંથી ખોવાઇ હતી બીજુ અમ કહેવાય કે સવારે બાર વાગે ૧૧ માઇલ ઉપર એક નાની છોકરી રડતી હતી તેના હાથમા મિઠાઈ હતી મતલબ કે બાળકો ઉપાડી જનાર કોઇ ટોળી મિઠાઇ આપીને એ બાળકીને ઉપાડી જવા તી પેરવીમા હશે પરતુ પકડાઇ જવાની બીકે તેને રડતી મૂકીને આ લોકો નાસી ગયા હોવા જોઇએ આમ સાચેજ કોઇ છોકરી બજાર-માંથી ખોવાઇ ગઇ હતી કે કેમ તેનો નિર્ણય થઇ શકયો નથી, પરતુ છોકરા ઉપાડી જનાર ટોળાના માણસ તરીકે આ મને યુવકો ઉપર હુમલો થયો એમા બઇ શક્યતા છે નન્ખુ કે કોઇ મારણ સિવાય લોકોનુ ટોળુ આમ ઉશ્કેરાય નહિ

તેમા મુળ અમદાવાદના ખિસ્સામાથી બાળકોને લલચાવી શકાય તેવી ચોક લેટ પીપરમીટ એટલે પોલીસને વહેમ પડ્યો સાથે એમના લાગા વાળ જોઈ કોઇ ઉઠાવગીર હોવો જોઇએ તેમ અનુમાન થયુ આપણે અહી પણ અમુક જાતના પહેરવેશ પ્રત્યે લાકોને સૂગ ? ગરદન સુધીના લાબા વાળ રાખનાર

માટે આપણે ત્યાં પણ માનની દૃષ્ટિ હોય તેમ માનવાનું કારણ નથી. લાંબી મૂછો અને પટ્ટાળી વાળ રાખનારને ગુંડામાં આપણે ત્યાં પણ ગણી કાઢવામાં આવે છે. આમ એ સૂગને લીધે લોકોને પણ વહેમ આવ્યો. અને એના ભોગ બંને થયા. મૂળજીભાઈને વધુ માર પડ્યો તેનું કારણ તેમની પાસેથી મળેલી ચોકલેટ અને લાંબા વાળ હતાં.

પરંતુ આ યુવકો નિર્દોષ છે એમ લોકોને જાણ થતાં વાતાવરણ બદલાઈ ગયું. એમને દવાખાને જોવા આવવા માટે લોકો ઉભરાઈ જવા લાગ્યા. ધર્મજના શ્રી રમણભાઈ પટેલની ત્યાં ગરમ કાપડની દુકાન છે. એમના ભાગીદાર શ્રી મહેન્દ્રભાઈ મારવાડી છે. પ્રથમ મહેન્દ્રભાઈને ખબર પડતાં એ આવી પહોંચ્યા. અશક્તિ આવી ગઈ હોય અને લોહી આપવાની જરૂર પડે તો પોતે આપશે તેમ ડૉકટરને જણાવ્યું. ખબર પડતાં રમણભાઈ પણ આવી પહોંચ્યા. ગુજરાતીના હકદાવે પોતાને ત્યાંથી ભોજન આવશે તેમ એમણે કહ્યું અને નિયમિત આવવા લાગ્યું. લોહી આપવાની એમણે પણ તૈયારી બતાવી હતી.

મેટ્રિકમાં અભ્યાસ કરતો ૨૦ વર્ષનો વિદ્યાર્થી શ્રી રતનબહાદુર મુખીઆ ઘરનું સ્વજન દવાખાને હોય તેમ સવારથી સાંજ સુધી દવાખાને રહેતો. પ્રસંગ એના ઘર આગળથી શરૂ થયો હતો. પરંતુ તે બહાર ગામ હતો અને રાતે આવ્યો અને ખબર પડી એટલે સવારથી એ દવાખાને હાજર થઈ ગયો હતો. એના પિતા દાર્જીલીંગમાં ડૉકટર છે અને એ પોતે મેટ્રિક પાસ થઈ સંગીતકાર થવા શાંતિનિકેતન જવાનાં સ્વપ્ન સેવતો હતો. આમ પિતાના ધંધાનો સેવાભાવ અને કલાકાર હોવાની લાગણીને લીધે શાન્તિનિકેતનના વિદ્યાર્થીઓને સગા ભાઈ માનીને સેવા કરતો હોય તેમ માનવા મન થાય છે. એ સાથે એ એમનો કુટુંબજન પણ બની ગયો હોય તેમ નડિયાદ શ્રી બાપુભાઈને પત્રવ્યવહાર કરી હકીકત જણાવતો રહેતો હતો.

બીજા વિદ્યાર્થીઓ પણ પાછા પડ્યા નથી. નેપાળી વિદ્યાર્થીઓએ પણ લોહી આપવાની તૈયારી બતાવી હતી. દેવદર્શને લોકો જાય અને ભેટ ધરવાની ચીજો લેતા જાય તેમ ખબર જોવા આવનાર શહેરના લોકો પોતાની સાથે જુદી જુદી ચીજો લેતા આવતા હતા. બિસ્કિટ, મધ, દૂધ, ફળો વગેરે જરૂર કરતાં વધી પડતાં અને તેનો દવાખાનાનાં બીજાં ગરીબ દર્દીને આપીને સદ્વ્યય થતો હતો.

સ્ત્રીઓ ખબર જોવા આવતી અને રડી પડતી. કોઈના લાડકવાયાને સ્થાને એ માતાઓને પોતાનો લાડકવાયો આમ પડ્યો હોય તો, એમ વિચાર આવતાં સ્વાભાવિક રડવું આવે. અને પોતાને આંગણે પડેલા કોઈના લાડકવાયા માટે એ સ્ત્રીઓ પ્રભુને પ્રાર્થના કરતી કે એમને જલદી સાજા કરી દે!

આમ કાલીંગપોંગની જનતાએ ગેર પણ કર્યો અને પ્રેમ પણ કર્યો જ્યારે જેનો પ્રેમ કરવાનો ધર્મ છે તે એક્ષ રે ખાતાના ડૉકટરે નિર્દયતા બતાવી એમ કહેવાય તો ખોટું નથી. મૂળજીભાઇ બૂમ પાડતા હતા કે મને નાકે ખૂબ દર્દ થાય છે એક્ષ રેથી તપાસ કરો પણ ડૉકટરે તે તરત ધ્યાનમા લીધુ નહિ છેવટ આઠ દિવસ પછી એક્ષ રેથી જોવાની તસ્દી લીધી ત્યારેય એનુ નામ કંઇ નહિ—નાકના હાડકાને કંઇ થયુ નથી. ફક્ત એક વખત વધીને પછી એગી જને ૧૩ દિવસ ત્યાંના દવાખાનામાં રહ્યા પછી કલકત્તા આવ્યા અને ત્યા ડૉકટરને બતાવ્યુ ત્યારે એણે કહ્યું કે નાકનું હાડકુ તૂટી ગયુ છે। આ અમતાચરણ પાછળ એ પણ કારણ હોય કે ફોજદારીમા વધુ વાગેલાનુ સર્ટિફિકેટ જવ તા પોલીસ અને બીજાઓને વધુ શિક્ષા થાય એટલે એણે તે કહ્યું ન હોય કારણ કે આ પ્રશ્ન પશ્ચિમ બંગાળની સરકારે તરત હાથમા લીધો હતો

કવિવર રવીન્દ્રનાથ ટાગોરના પુત્ર શ્રી. રથીન્દ્રનાથ ટાગોરનુ કાલીંગપોંગમા મકાન છે એ મકાનના દરવાને આ બનાવ બન્યો કે તરત વિશ્વભારતીમા એમને ખબર આપી કે અહીં શાન્તિનિકેતનના બે વિદ્યાર્થીઓને માર પડ્યો છે અને દવાખાનામા છે. શ્રી રથીન્દ્રનાથ વિશ્વભારતીના મુખ્ય સચીવ છે એમણે તરત બંગાળની સરકારને લખ્યુ બંગાળની સરકારે દાર્જીલીંગના પોલીસ અમલદારને તે અંગે પગલા લેવા જણાવ્યુ અને તેની જાતતપાસ કરવા કલકત્તાથી મેજિસ્ટ્રેટ શ્રી કારને કાલીંગપોંગ મોકલ્યા. પોલીસે આ ગુના અંગે ૭૦ માણસોને પકડ્યાં એમા ત્રણ સ્ત્રીઓનો પણ સમાવેશ થતો હતો

ચોથી જૂને કાલીંગપોંગના નાગરિકોની ટાઉન હોલમા સભા થઇ સભાએ પોતાની પ્રજા તરફથી જે બની ગયુ તે બદલ ખેદ વ્યકત કર્યો હરગાય અને મૂળજીભાઇએ એ ગુનાની પ્રજાને માફી આપી અને મેજિસ્ટ્રેટ શ્રી. કારે સમાધાનીમા એનો એ રીતે અંત આણ્યો

તેર દિવસ એ હૉસ્પિટલમા રહ્યા પછી બંનેએ સાત દિવસ કલકત્તામા સારવાર લીધી અને પછી વતન આવ્યા. હરગાયને સંપૂર્ણ આરામ થઈ ગયો છે અને તે તા ૧૪મી જુલાઇએ શાન્તિનિકેતન વિદાય થઇ ગયા છે, મૂળજીભાઇને હજુ પુરતો આરામ થયો નથી પાસળીઓમા દુખે છે. ડૉકટરની ગણતરી પ્રમાણે હજુ એકાદ માસ આરામ લેવો પડશે એમને વહેલો આરામ થઇ એ પણ શાન્તિનિકેતનમા જઇ પોતાના અભ્યાસમા લાગી જાય તેમ આપણે ઇચ્છીએ

ગયા અંકે પ્રસંગકથામાં જે અનામી બહેનનો ઉલ્લેખ છે તે અગ્રગણ્ય શ્રીમંત માબાપની વિધવા દીકરી અહીં પોતાનું હૈયું ખોલે છે.

# ન કહેવાય ન સહેવાય

[ એક બહેન ]

માબાપ ભલે શ્રીમંત હોય, બહારગામ રહી મોટાં ગણાય, તેમની રહેણી-કરણી ઉજ્જવળ દેખાતી હોય પણ તેમનાં મન અને વિચારો મોટાં હોતાં જ નથી. એ પક્ષપાત અને ભેદભાવવાળાં હોય છે. દીકરીઓ પાછળ ખર્ચો કરવાનો થાય ત્યારે માબાપને દીકરી દુશ્મન દેખાય છે. દીકરાઓને કરોડોની મિલકત સોંપાય છે. દીકરીને મિલકતમાં કાંઇ જ હક્ક નથી! માબાપ અગર ભાઈઓ કરોડપતિ હોય અને ત્યાં વિધવાબહેનો માટે આવી વર્તણૂક ધરાવે તો પછી ગરીબ માબાપોને ત્યાં કેવી દશા હોતી હશે? સ્ત્રી વિધવા થાય એટલે તેની પૂરી દુર્દશા થાય છે. એક તો બિચારી આંતરિક દુઃખથી બળતી હોય ત્યાં સમાજના તેમ જ કુટુંબના દુસહ્ય આક્ષેપોથી બળવાનું થાય.

શ્રીમંતોને ઘરે દીકરી વિધવા થઇ એટલે જાણે કેટલા બધા સુખમાં રહેવા મળતું હશે એમ બધાની માન્યતા હોય છે. પરંતુ અંદરખાનેથી તેમના પ્રત્યે કેવું વર્તન રખાય છે તે કોણ જાણી શકે! ગાલ ઉપર તમાચ મારી બહાર ઉજ્જવળ બતાવવાનું હોય છે. તેમને માટે એક પૈસાનું ખર્ચ થાય તો મરવા જેટલું લાગે. તેના જીવનનિર્વાહ માટે પણ વ્યવસ્થા ના હોય. પુત્ર અને પુત્રવધૂઓ માટે મિલકતની ખુવારી થઈ જાય તેનો હિસાબ નથી હોતો, જ્યારે વિધવા દીકરી માટે માબાપ પ્રેમ અને લાગણીથી હીન હોય છે. એ તુચ્છભરી આંખોથી જોતાં હોય ત્યાં પછી ભાઈઓભાભી તરફથી એવી રીતનું વર્તન હોય એમાં શી નવાઈ? વિધવાબહેનો માટે સાસરીમાં પણ એ જ રીતનું વર્તન રહે છે. આમ વિધવાબહેન માટે એક પણ રસ્તો સુગમભર્યો હોતો નથી.

વિધવા દીકરીને કોઈ પણ જગાએ જવાઆવવાની છૂટ હોતી નથી. નોકરડીની માફક ઘરમાં રહી જીવન પૂરું કરવાનું હોય છે. સગાંસંબંધીને ત્યાં પણ જવા માટે રજાઓ મેળવવી પડે છે. સરકાર જેમ મનાઈહુકમો કાઢે છે તેવી જ રીતના મનાઈહુકમો ઘરમાં છૂટતા હોય છે! બહેનો કેવટે કંટાળે અને પૂછે જ નહિ અને મરજી મુજબ વર્તે ત્યારે ગમે તેમના અપમાન-જનક શબ્દો સાંભળવા પડે—એ તો નફ્ફટ છે! આઝાદ થઈ ગયાં છે! જમાદારપણું કરે છે!

સંજોગોવશાત્ માંદગી આવે તો ઘરના જાણે જાણતા જ ન હોય તેમ કોઇ પૂછનાર પણ નહિ કે શું થયું છે! એક બાજુ, બિચારી માંદીને બિછાને પડી પડી આંસુ સારતી હોય અને ઉપરથી કોઇ પૂછે તો એમ જ સાંભળવું પડે કે એની તો રોજની માંદગી છે! જો પુત્ર કે પુત્રવધૂને સહેજ માંદગી આવે તો મોટા રૂપમાં મનાવાય, તેમને માટે ઉપરાઉપરી ડૉક્ટરો બોલાવાય, તેમને માટે હવાફેર મોકલવાની તૈયારી થઇ ચૂકે! એક જ માબાપની પ્રજા હોવા છતાં આવો ભેદભાવ રખાય તે શું બતાવે છે?

ખરેખર દીકરી વિધવા થાય એટલે એણે ગુનો કર્યો. બહેનોને માથે અને કાનૂન લાગુ કરી સુકોમળ વયની દીકરીને ઘરમાં મહેણાં રૂપી શબ્દોના ઘા છાતીમાં ઝીલવા પડે છે. બિચારીથી ના સારું પહેરાય કે ફરી શકાય. કોઇ સગાસ્નેહીને ઘેર જાય કે તેની સાથે બેસીને વાત કરે તો પૂરું થયું. તેને માટે ખોટા આક્ષેપો મૂકાય છે. વહેમભરી દૃષ્ટિથી તેની સામે ચોકી પહેરો ભરાય, રખેને નાસી જશે કે પુનર્લગ્ન કરશે! જ્યારે એ જ બહેનના સગા ભાઇઓ પત્ની ઘરમાં હોવા છતાં રખડે, ઉઘાડેછોગે બીજી સ્ત્રીઓ સાથે ફરે એમાં આબરૂનો સવાલ કે લાંછન નથી લાગતું! માબાપ જાણે છે છતાં દીકરાઓને કંઇ કહી પણ શકાતું નથી!

જેમ જેમ અનુભવ થતો જાય છે તેમ તેમ થાય છે કે આવી રીતની પરતંત્ર અને ગુલામી જિંદગી વ્યતીત કરવી તેના કરતાં પુનર્લગ્ન કરવું શ્રેય છે. પાટીદાર કોમની વિધવા બહેનોએ જરૂર સુધારો કરી માબાપની તેમ જ સમાજની આંખો ખુલ્લી કરવા આગળ ધપવું જોઇએ. જરૂર બેડીઓ તોડવી જોઇએ. આબરૂનો સવાલ માની બેસી રહી ભવિષ્ય બગાડવું જોઇએ નહિ.

આવી રીતનું વર્તન વિધવા માટે બન્ને પક્ષ (પિયર–સાસરી)નું હોય છે. એટલે બહેનોથી ના કહેવાય કે ના સહેવાય. રખેને વધુ હેરાનગતિ પહોંચશે એમ માનીને બહેનો સહન કરી રહી છે.

# કાનમના યુવાનોની વેદના

મગનભાઈ ખુશાલભાઈ પટેલ

કનુભાઈ કાનમમાં એક પાટીદાર કુટુંબમાં જન્મ્યા હતા. ગામમાં ઘરની સ્થિતિ સાધારણ ગણાતી. કનુભાઈના પિતા ખેતીવાડી કરતા હતા. તેમને એક પુત્ર અને ત્રણ પુત્રીઓ એમ ચાર સંતાનો હતાં. કનુભાઈ સૌથી મોટા દીકરા હતા અને રમા સૌથી નાની દીકરી હતી. કનુભાઈના પિતા પાસે પાંચછ હજાર રૂપીઆ હાથ પર હતા અને પચીસત્રીસ વીઘાં જમીન હતી. તેમની પાસે જે રોકડ રકમ હતી તે ખર્ચીને તેમણે મોટી દીકરી સમાજમાં સારૂ દેખાડવાના ખોટા મોહમાં પડી ચરોતરમાં પરણાવી. ત્યારે કનુભાઈની ઉંમર ૨૦ વર્ષની હતી. કનુભાઈને વિદ્યાર્થીજીવનમાં સમાજની આ બેહુદી પ્રથાનો સંપૂર્ણ ખ્યાલ ન હતો. પરંતુ જ્યારે તેમની બીજી બહેનનાં લગ્નની વાતચીત ચાલતી હતી ત્યારે હવે તો કનુભાઈ સામાજિક બાબતોમાં ખૂબ રસ લેતા હતા. તેઓ ચરોતરમાં બહેનને પરણાવવા તૈયાર ન હતા. પરંતુ પિતાના જડ સ્વભાવને લીધે લાચાર બની ગયા હતા.

સમાજના જૂઠા અને જરા પણ વિચાર કે સમજ વગરના લોકોનો મોહ એટલો વિચિત્ર છે કે, ફક્ત ચરોતરમાં દીકરી પરણાવવી એજ એક કુળવાન અને મોટાઈની નિશાની છે. કનુભાઈ આવા વિચારોના લોકોને ખૂબ સમજાવવાની કોશિષ કરતા. છતાં પણ ચરોતર જેને 'જડ પાટીદારો' માને છે. તે કાનમનો પાટીદારસમાજ સમજવા તૈયાર ન હતો. કન્યાવિક્રય અને વરવિક્રયના બનાવોના વાદવિવાદો થતા પરંતુ તેના મૂળમાં રહેલો ભયંકર સડો શું છે તે હજુ લોકો જાણતા ન હતા. કન્યાવિક્રયનો આખો આધાર જાતિના બંધારણ પર છે. અને તેને માટે કન્યાનો પિતા ગુનેગાર છે એમ કહેનારની ભૂલ છે. બનતા સુધી કાનમમાં કન્યાવિક્રય કરનાર લોકોની એવી ખરાબ સ્થિતિ હોય છે કે તેઓના ચાર ચાર અને પાંચ પાંચ છોકરાઓ કુંવારા હોય છે. એ છોકરાઓને પરણાવવા માટેજ લોક દીકરીના રૂપીઆ માગે છે.

ચરોતરના લોકો જેમ દીકરી પરણાવવાનું બહાનું કાઢી છોકરાની પરઠણ માગે છે; તેવીજ રીતે કાનમના લોકો છોકરો પરણાવવાના બહાના નીચે છોકરીના રૂપીઆ માગે છે. આવા સંજોગોમાં કાનમ એ એક એવો સમાજ બની ગયો છે કે ત્યાં કોઈ જાતનું બંધારણ નથી.

કનુભાઈનો વિરોધ છતાં પણ તેમની બહેનનાં લગ્ન ચરોતરમાં થઈ ગયાં. તેમના પિતાએ પરઠણ ભરવા માટે ઘર ગીરે મૂકી દીધું. એ રીતે કનુભાઈની બને બહેનો ચરોતરમાં અપાઈ. ગામના ઘણાખરા લોકો કનુભાઈના પિતાને

કહેતા કે, "ભાઈ, કનુ હવે નાનો નથી. છોકરીઓ ચોતરમાં પરણાવે ને ત્યારે છોકરાને તો પરણાવ." ત્યારે કનુભાઈના પિતા કહેતા, "એ તો એના નસીબમાં હશે તો પરણશે, નહિ તો એની કરી ખાશે. પણ છોકરીને ગળી મૂકાય કે?"

વર વગરના કનુભાઈ જેમ તેમ કરીને મેટ્રિક સુધી ભણ્યા છતાં પણ કોઈ કન્યા આપવા તૈયાર ન હતું. અને લોકો કહેતા એને તો ઘર પણ નથી. છોકરીઓની પાછળ કરેલા મોટા ખર્ચાઓથી છોકરાનું જીવન ધૂળમય બન્યું. ગામે અત્યાચાર કર્યો. કનુભાઈ બેકાર લાગતા હતા. તેમને હવે જીવન નિરસ લાગતું હતું. છેવટે તેઓ એક વીમા કંપનીમાં નોકરીએ જોડાઈ ગયા. વીમા કંપનીમાં કામ કરતા કનુભાઈને ચાર વર્ષ થઈ ગયાં છે. માતાપિતા તેમને છોડી ચાલ્યા ગયા છે. માત્ર તેમની નાની બહેન રમા ૧૮ વર્ષની તેમની સાથે શહેરમાં રહે છે. કનુભાઈની ઉંમર અઠ્ઠાવીસ વર્ષની થઈ છતાં પણ લગ્નસુખ તેમણે જોયું નથી. શહેરમાં રહેતા કનુભાઈને હવે ઘરમાં પત્નીની જ આવશ્યકતા જણાતી હતી પરંતુ લાચાર હતા. રમા માટે તેમણે કાનમનો જ એક છોકરો જોઈ રાખ્યો હતો.

કનુભાઈ એક વખત કન્યાવિક્રયના કટ્ટર વિરોધી હતા અને તેમણે 'પાટીદાર મંડળ'ના સભ્ય તરીકે કન્યાવિક્રયના લગ્નમાં ભાગ ન લેવો એવી પ્રતિજ્ઞા પણ લીધી હતી. એ કનુભાઈ જેના વગર જિંદગી ન જ છૂટી શકાય એ પત્ની ખરીદવા માટે આજે કન્યાવિક્રય કરવા તૈયાર હતા!

લગ્ન માટે કન્યાની વાત અંગે એક મિત્ર કનુભાઈની પાસે આવ્યો અને કહેવા લાગ્યો, 'ભાઈ વાત એમ છે કે, છોકરીનો બાપ પાંચ હજાર માગે છે. હું ધારું છું કે ઓછામાં પતશે. પણ છોકરી ૧૪ વર્ષની છે. પછી તમારો વિચાર.' છોકરીની ઉંમર સાંભળીને કનુભાઈને દુઃખ થયું. તેમણે કહ્યું, 'હું જોઈશ.' તેમનું મન ચગડોળે ચઢ્યું. ચક્કર આવતા હોય એમ તેમને થવા લાગ્યું. તેમનાથી બોલી જવાયું 'શું કરુણ જિંદગી છે. આના કરતાં તો મરી જવું વધારે સારું!'

ઉપરના પ્રસંગથી કનુભાઈ આજે ગંભીર હતા. રમા ચા લઈને આવી ત્યારે તેમણે રમાનો ચહેરો ઉતરેલો જોયો. કનુભાઈને થયું કે મારા લીધે જ રમાનો ચહેરો ઉતરી ગયો છે. એટલે તેમણે રમાને ગમ્મતમાં કહ્યું, 'તું શું કરવા ચિંતા કરે છે? મારું જરા માથું દુઃખે છે એટલે હું વધારે બોલતો નથી. બાકી તારે માટે તો હું ભાભી લાવવાનો છું.' કહી કનુભાઈ હસ્યા. એ હાસ્ય નીચે ખરી રીતે તો કાનમના યુવાનોની વેદના છુપાયેલી હતી.

# અનાજ વધુ ક્યારે પાકે?

લલ્લુભાઇ કિશોરભાઇ પટેલ

ખૂટતા અનાજની ખોટ પુરવા સરકાર યોજનાઓ કરે છે પણ તેમાં સફળતા મળી નથી. અનાજની ખોટ વધતી જ જાય છે તેનાં ઘણાં કારણો છે તે પૈકી મુખ્ય કારણ તો એ છે કે ખેડૂતને ન પોષાય તેવા ઓછા ભાવ સરકાર ઠરાવે છે. પરિણામે અનાજની ખેતી ફાયદાકારક રહેતી નથી ખેડૂતોએ આ માટે ઘણાં પોકારો કર્યા પણ સરકારને તે પોકાર સાંભળવા નથી એવા દેખાવ થાય છે.

મુંબાઈ પ્રાંતના ખેતીવાડી પ્રધાન માનનીય પાટીલે થોડા દિવસ ઉપર વડોદરામાં પરિષદ સમક્ષ વધુ અનાજ પેદા કરવાની ઝુંબેશ ઉપાડવા હાકલ કરી હતી. ખેડૂતને પોષાય એવા અનાજના ભાવ ઠરાવવા તે પ્રસંગે સૂચન થયું હતું. પણ માનનીય પાટીલે ખેડૂતોની કાર્યક્ષમતાની ખામી દર્શાવી એ વાતને અશક્ય ગણાવી. બીજા કરતાં ખેડૂતો માટે જુદાં ધોરણો કેમ ચાલે?

દરેક ધંધા માટે મૂડી રોકાણ, મજૂરી તથા થતો ખર્ચ વગેરે ગણીને પડતર ભાવ નક્કી કરવામાં આવે છે. અને તે ઉપરાંત વ્યાજબી નફો ચઢાવી કિંમત ઠરાવવામાં આવે છે. ખેડૂતોને સંવત ૧૯૭૪ના દિવસો યાદ છે. તે વખતે રૂના ભાવ રૂ. ૧૦૦૦થી ૧૧૦૦ જેટલા હતા છતાં ધોતીજોટો રૂ. ૪ની આસપાસની કિંમતથી મળતો. હાલ અસહ્ય મોંઘવારી છતાં રૂના ભાવ ઘણા નીચા એટલે રૂ. ૬૦૦ની આસપાસ રાખવામાં આવે છે છતાં ધોતીજોટો રૂ. ૧૩ની કિંમતે ખેડૂતને ખરીદવા પડે છે. ખેડૂતને જોઈતી ચીજોના ભાવ અનહદ વધી ગયા છે. તે ભાવે પણ ખેડૂતને જોઇતી વસ્તુ મળતી નથી. આવી અનહદ મોંઘવારીમાં ખેડૂતોને અનાજના ભાવ પોષાય તેવા આપવામાં ન આવે તો ખેડૂત આર્થિક બાબતમાં નબળો પડતો જાય એ સ્વાભાવિક છે. ખેડૂતોની આર્થિક સ્થિતિ આવાં કારણોને લીધે નબળી પડી છે. ગામડાંમાં ખેડૂતો પાસે પૈસો બિલકુલ નથી. ઉપરાંત દુષ્કાળ આવ્યો. ત્રણ ત્રણ વખત વાવવા છતાં કંઇ ન પાક્યું. મોંઘી કિંમતે ઘાસ લઇ બળદને ટકાવ્યા. પણ તે એવા દુબળા પડ્યા કે જોઇતું કામ આપી શકતા નથી. ખેડૂતો મોટા ભાગના બેકાર બન્યા છે. તેમની પાસેથી ન પોષાય તેવા નીચા ભાવે અનાજ લેવાની નીતિ અયોગ્ય છે. આ નીતિથી ખેડૂતોની આર્થિક સ્થિતિ વધારે નબળી પડશે. તે સુધારવા બીજા ઉપાય કામ નહિ આવે.

વડોદરા ખાતેની ખોરાક માટેની પરિષદમાં ખેડૂતોને બોલાવ્યા જણાતા

નથી. તેનું શું કારણ? ખેડૂતો આવે તો મુશ્કેલીઓ રજૂ કરે તે સ્થિતિ નિવારવા ખેડૂતોને છેટા રાખ્યા જણાય છે. એમ કરવાથી વધારે અનાજ પેદા ન થાય. બીન ખેડૂતોને ભેગા કરી માત્ર ઝુંબેશની વાતો કરવાથી વધારે અનાજ પેદા ન થાય. વધારે અનાજ પેદા કરવું હોય તો ખેડૂતોને વિશ્વાસમાં લેવા જોઈએ. ખેડૂતોના આગેવાનો સાથે સીધો સંપર્ક રાખી ખેડૂતોની અડચણોને વ્યાજબી ન્યાય આપવો જોઈએ. અનાજ પકવવાનું ખેડૂતોને અને વાતો કરી બીજાને એ કેમ ચાલે!

ખેડૂતોને જોઈતી ચીજો પૂરી પાડવા ઘટતું કરવા વડોદરાની પરિષદમાં માનનીય ખેતીપ્રધાને આશ્વાસનની વાત કરી. એવા આશ્વાસન તો ઘણાય અપાયા પણ ખેડૂતોને જોઈતી ચીજો માટે કાળા બજારનો આશ્રય લેવો પડે છે.

ખેડૂતોની આર્થિક સ્થિતિ ખરાબ છે એ વાત કેટલાક સત્તાધીશોને તો ગળે ઉતરતી નથી. ખેડૂતોની સ્થિતિ જાણવા ખેડૂતોના મહાલ્લાઓમાં અને ખેડૂતોનાં ઘરોમાં જવાથી ખ્યાલ આવે. ભાગોળેથી મોટરમાં પસાર થવાથી ખરો ખ્યાલ ન આવે

ખેડૂતો અકળાય છે કે તેમની મુશ્કેલીઓ સાંભળવામાં આવતી નથી. મુશ્કેલી કહેવા જતા ઉપરથી ઉતારા અપાય છે. એકલો પ્રચાર તો અસંતોષમાં વધારો કરશે.

માનનીય ખેતીવાડી પ્રધાન કહે છે કે મંદી તો હવે ડોકિયાં કરી રહી છે. ખેડૂતો પણ જાણે છે કે થોડા વખતમાં ન રોકી શકાય તેવી મંદી આવશે. મંદી વખતે ખેડૂતને કાંઈ સારો ભાવ આપવાનો નથી. થોડાક વર્ષો ઉપરની વાત છે. ખેડૂતોની જુવાર ખપતી નહોતી મણના રૂ. ૧ાના ભાવથી કોઈ ઘરાક નહોતું ત્યારે સરકારે અગર બીજાએ વધારે ભાવ આપીને જુવાર નથી ખરીદી. મંદી વખતે ખેડૂતોને ખોટમાં ખેતી કરવાની અને તેજી વખતે (મોંઘવારી પ્રસંગે) પણ ખેડૂતોને વ્યાજબી ભાવ મળવા ન દેવાય આમ બન્ને પ્રસંગે ખેડૂતને ખેતીનો ધંધો ફાયદાકારક ન નીવડે એ સ્થિતિ ખેડૂતો માટે અસહ્ય છે. ઉપરાંત અનેક બીજા અંકુશોથી ખેડૂત કંટાળેલો છે

વધારે અનાજ પેદા કરવા ખેડૂતોને પોષાય એવા વ્યાજબી ભાવ આપવા જોઈએ. ભાવ ઠરાવવામાં ખેતીના ધંધામાં રોકાયેલ મૂડીનું વ્યાજ, ખેતી અંગે મજૂરીનો તથા બીજો થતો તમામ ખર્ચ ગણવો જોઈએ ને સાથે આપત્તિકાળ પ્રસંગના અમુક ટકા ગણવા જોઈએ ઉપરાંત ખેડૂતનો વ્યાજબી નફો ચઢાવવો જોઈએ. ખેડૂતોને જોઈતી તમામ ચીજો વ્યાજબી કિંમતે મળવી જોઈએ અને એની માટે જોઈતાં નાણાં સસ્તા દરે ખેડૂતને મળે તેવી વ્યવસ્થા કરવી જોઈએ તો જ ખેડૂતો સંતોષથી વધારે અનાજ પેદા કરશે

# 'પાટીદાર'ના સ્નેહીઓને ટહેલ

પ્રિય મિત્રો,

આપ સૌની આગળ અંતરની અભિલાષા મૂકું છું.

'પાટીદાર'ના આ વરસના હવે બે અંક બાકી છે. તે પછી એ નવા વરસમાં પ્રવેશશે. નવા વરસથી એના કદમાં વધારો થાય, લેખનસામગ્રીમાં નવાં અંગો ઉમેરી શકાય, એ વિષે આપ સૌની સાથે આ પત્ર દ્વારા હું વાત કરવા માગું છું.

સ્વ. નરસિંહકાકા પાસેથી પાંચ વર્ષ ઉપર મેં 'પાટીદાર'ની જવાબદારી લીધી ત્યારે આ ક્ષેત્રનો મને કંઇ અનુભવ ન હતો. પરંતુ આપ સૌએ 'પાટીદાર'ને આજ સુધી જેમ મદદ કરી છે તેમ કરવી ચાલુ રાખશો તેવી શ્રદ્ધા સાથે મેં તે હાથમાં લીધું હતું. પાંચ વર્ષના અનુભવ પછી મને જણાવતાં આનંદ થાય છે કે આપના તરફથી મેં ધારી હતી તેથી વિશેષ મદદ મળી છે. અને તેજ કારણે, મોંઘવારીના સમયમાં, જ્યાં ખર્ચના ભાવ ચારપાંચ ગણા વધી ગયા છે છતાં લવાજમમાં ફક્ત દોઢો વધારો કરવા માત્રથી ખર્ચને પહોંચી વળાયું છે. જો આપના તરફથી આવો સહકાર મળ્યો ન હોત-તો આટલા લવાજમમાં વગર ખોટે માસિક ચલાવી શકાયું ન હોત. અને એ અંગે હું આપ સૌનો આભારી છું.

રૂબરૂમાં વાત કરનાર મિત્રોએ એવી ઇચ્છા બતાવી છે કે 'પાટીદાર'નું કદ મોટું થાય, એનાં પાન વધે, વિવિધ વિષયોનું વાચન મળે તેવું માસિકનું નવું કલેવર બને તો ઘણું સારું. એવી ઇચ્છા જો 'પાટીદાર'ના સ્નેહીઓ રાખતા હોય તો-એના સંચાલકમાં એથી પણ વિશે અભિલાષા હોય એ સ્વાભાવિક છે. પરંતુ એ અભિલાષા પૂરી કરતાં મુશ્કેલી નડે છે આર્થિક.

ગુજરાતમાં ખોટ વેઠ્યા વિના માસિકો ચલાવવાં દોહ્યલાં છે. આપણી વાચનભૂખ દિવસે દિવસે વધતી જાય છે એ શુભ નિશાની છે. પરંતુ વાચન માટે પૈસા ખર્ચવાની વૃત્તિ એટલી વિકસી નથી. પરિણામે લાયબ્રેરીમાંથી, કોઇ-પાડોસી પાસેથી મેળવી લેઇને આપણે વાચનભૂખ સંતોષીએ છીએ. એ રીતે ભૂખ સંતોષવી એ ખોટું નથી. પરંતુ જો આપણને માસિકનું વાચન ગમતું હોય, અને એનું લવાજમ ભરવાની શક્તિ આપણી હોય તો એના ગ્રાહક બની તેને મદદ કરવાની આપણી ફરજ થઇ પડે છે.

આ કારણે 'પાટીદાર'ના સ્નેહી વાચકો એમ કહે કે તો લવાજમમાં વધારો કર્યા વગર માસિકનું કદ વધારી તેમાં વિવિધ વિષયો મૂકી શકાય. લવાજમ વધારવું એટલે જે ખર્ચ વેઠે છે તેમના ઉપર બોજો વધારવો. આ રીત કરતાં, જે ગ્રાહક થઈ રૂપિયા પણ લવાજમ ભરી શકે તેમ ન[illegible] તે બીજાનું માસિક વાંચવાની વૃત્તિ જતી કરી જાતે ગ્રાહક બને એ રસ્તો ઉત્તમ છે. એથી લવાજમમાં વધારો ન કરવા પડે અને માસિકનો વિકાસ થાય. વળી ત્રણ રૂપિયા એ આજની મોંઘવારીમાં એવી મોટી રકમ નથી કે વર્ષે દહાડે કુટુંબ તે ન ખર્ચી શકે.

એટલે લવાજમમાં વધારો ન કરતાં તેના ગ્રાહકો વધારીને માસિકને નવા વરસથી મોટું બનાવવું એવી અભિલાષા છે. વચ્ચે બે એક [illegible] બાકી છે. તે ગાળામાં માસિકના સ્નેહીઓ 'ગ્રાહક વધારો' એ ટહેલના જવાબમાં સારા પ્રમાણમાં નવા નામ ગ્રાહક તરીકે મોકલી આપશે તેવી આશા છે.

વિના – ઓછા – લવાજમમાં જે ભાઈબહેનોને માસિક જાય છે તેમણે પણ આ બાબતમાં વિચારવા જેવું છે. એક વખત વિના લવાજમે આવે છે માટે ફરીથી લવાજમ આપવું પોષાય તેવી સ્થિતિ થાય ત્યારે એનો લાભ ન લેતાં પૂરું લવાજમ મોકલી આપવું જોઈએ. મફત મળે છે માટે શું કામ પૈસા ભરવા તેવી વૃત્તિ ન રાખવી જોઈએ. એમ કરવાથી એનો લાભ બીજાને મળી શકે છે અગર દાન કરનારાઓ ઉપર એટલો બોજો ઓછો થાય છે. એટલે જે ભાઈબહેનોને વિના–ઓછા–લવાજમમાં માસિક જાય છે તેમાંથી જેમની સ્થિતિ ત્રણ રૂપિયા આપે તેવી હોય તે નવા વરસથી લવાજમ ભરીને મદદ કરે.

ગ્રાહક સંખ્યા વધારવા ઉપરાંત જાહેર ખબર આપીને પણ માસિકને મદદ થઈ શકે તેમ છે. પશ્ચિમમાં વર્તમાનપત્રો સમૃદ્ધ છે તેમાં જાહેર ખબરનો હિસ્સો નાનોસૂનો નથી. 'પાટીદાર'ના વાચકોમાં વેપારી વર્ગનો સમૂહ સારી સંખ્યામાં છે. એ દરેકને જાહેર ખબર આપવાનું પોષાય તેવું ન હોય એમ બને તે સમજી શકાય તેવું છે. પરંતુ માસિકને પંદર-વીસ પાન જાહેર ખબર મળી શકે તેટલા મોટા વેપારીઓ ન હોય તેમ માનવાનું કારણ નથી જ નથી. આફ્રિકામાં પણ માસિકની સારી નકલો જાય છે. એટલે આફ્રિકાવાસી વેપારીઓ મદદ કરવાની વૃત્તિથી પ્રેરાઈને જાહેર ખબર આપે એવી ટહેલ એમની સમક્ષ નાખવાનો માસિકને હક છે. એ દિશામાં પ્રયત્ન કરવા નડિયાદના શ્રી રણછોડભાઈ

જેઠાભાઈ દેસાઈએ સ્વીકાર્યું પણ છે. તા. ૧૨મીના રોજ તે નાઈરોબી માટે દેશથી ઉપડી ગયા છે. આફ્રિકાના વેપારી મિત્રો શ્રી. રણછોડભાઈના પ્રયત્નમાં જા. ખ. આપી માસિકને મદદ કરશે તેવી વિનંતિ છે.

આ ટહેલના જવાબમાં દરેક સ્નેહી જો એવો પ્રમાદ રાખશે કે, 'હું એકલો મદદ નહિ કરું તેથી ઓછું અટકી પડવાનું છે–બીજા બધા મદદ કરનાર છે ને,' તો આખી જ ટહેલની ઝોળી ખાલી રહી જાય. એટલે બીજા શું કરશે તેનો વિચાર ન કરતાં દરેક પોતા તરફથી એક નવા ગ્રાહકનું નામ મોકલી આપી પોતાની ફરજ પૂરી કર્યાનો સંતોષ માને એવી વિનંતિ છે. હજુ નવું વરસ શરૂ થવાની વાર છે માની દરેક છેલ્લી ઘડીએ નવું નામ મોકલવાની ઇચ્છા રાખે તો ટહેલનો જવાબ કેવો મળશે તે જાણવાનું કાર્યાલયને કોઈ સાધન ન હોવાથી તે નવી તૈયારી શી રીતે કરી શકે ? માટે દરેકે તરત નવું નામ મોકલી આપવું. લખવું — **ગ્રાહક વધારો ટહેલમાં.** એટલે તે દરેકને નવા વરસથી માસિક શરૂ થશે.

## 'પાટીદાર'ના દરેક સ્નેહી પોતાની જાતને સવાલ પૂછે

(૧) માસિકના પોતે ગ્રાહક છે ? જવાબ હા હોય તો એમની ફરજ એક નવા ગ્રાહકનું નામ મોકલી આપવાની છે. નવા ગ્રાહકનું જે નામ સૂચવો તેનું લવાજમ મ. ઓ. થી મોકલો અગર એ ભાઈની સંમતિ લેઈ વી. પી. થી મોકલવાની સૂચના લખશો તો તે પ્રમાણે તે અંક તેમને મોકલાશે.

(૨) માસિકના પોતે ગ્રાહક છે ? જવાબ ના હોય તો પોતાનું નામ ગ્રાહક તરીકે નોંધાવવાની એ સ્નેહીની પહેલી ફરજ છે. અને એ કામ એટલું સહેલું છે કે એનો તરત અમલ થઈ શકે તેમ છે. ત્રણ રૂપિયાનું લવાજમ ભારે પડે તેવું છે જ નહિ.

(૩) તમે વેપારી છો ? જવાબ હકારમાં હોય તો આર્થિક રીતે મદદ કરવાનું પોષાય એમ હોય તો નાનીમોટી જા. ખ. આપીને માસિકને મદદ કરો.

આશા છે કે આપ સૌ આ ટહેલનો સારો એવો જવાબ આપીને માસિકનો વિકાસ કરવામાં મદદ કરશો. બીજા મદદ કરશે એવું વિચારીને મૂંગા ન બેસી રહેતાં દરેક પોતે મદદ કરવાની વૃત્તિ બતાવી આ ટહેલનો ધાર્યા કરતાં સારો જવાબ આપે તેવી સૌ સ્નેહીઓને આગ્રહભરી વિનંતિ છે.

આણંદ,
તા. ૧૪-૭-'૪૯

ઈશ્વર પેટલીકર
તંત્રી, 'પાટીદાર'ના જયહિંદ

# ગ્રંથસ્વીકાર

**સાચાં સમણાં :** લેખક—પન્નાલાલ પટેલ, પ્રાપ્તિસ્થાન—ભારતી સાહિત્ય સંઘ લિ., અમદાવાદ, મુંબઈ, રૂ. ૩ા.

આ સંગ્રહમાં ચાર વાર્તાઓ છે. પ્રથમ વાર્તા 'સાચાં સમણાં' ૮૦ પાનની લાંબી છે અને બીજી અગિયાર ટૂંકી વાર્તાઓ છે. સાત નવલકથાઓ અને સાત વાર્તાસંગ્રહો જેટલાં પુસ્તકો અત્યાર સુધીમાં શ્રી પન્નાલાલની કલમે લખાયાં છે. એમની કલમ એટલી જાણીતી છે કે એમના વાર્તાસંગ્રહ માટે ભલામણ કરવાની હોય નહિ. લેખક ગ્રામજીવનના ઊંડા અભ્યાસી, અનુભવી છે અને એ વિષય આલેખતાં એમની કલમ મોજે ચઢ્યામાં ખીલે છે. આ સંગ્રહ વાચનારને એનો અનુભવ જરૂર થશે.

**બોધકથાઓ :** લેખક—ધૂમકેતુ, પ્રાપ્તિસ્થાન ઉપર પ્રમાણે, રૂ. ૧

નામ પ્રમાણે આ પુસ્તિકામાં બોધપ્રધાન પ્રસંગો છે. લેખકે લોકસંસ્કારની દૃષ્ટિએ આ અગાઉ 'જ્ઞાન ગોષ્ઠિ,' 'વડને છાંયડે' પુસ્તિકાઓ આપી છે. 'બોધકથાઓ' એ માળાનો ત્રીજો મણકો છે. પ્રૌઢશિક્ષણમાં ઉપયોગી નીવડે તેવી આ પુસ્તિકાઓ છે. કિશોરો પણ હોંસે હોંસે વાંચશે.

**કરુણાદેવી :** લેખક—સાને ગુરુજી, અનુ.—જયન્ત પરમાર. પ્રાપ્તિસ્થાન ઉપર પ્રમાણે, રૂ. ૧

શ્રી સાને ગુરુજી મહારાષ્ટ્રના લોકસેવક છે. ગુજરાતમાં પૂ. રવિશંકર મહારાજનું જે સ્થાન છે તેવું મહારાષ્ટ્રમાં એમનું છે. એ સારા લેખક પણ છે. 'કરુણાદેવી' ૮૦ પાનની વાર્તા છે. એમાં કૌટુંબિક ગુણો ઉપર ખાસ ભાર મૂકવામાં આવ્યો છે. બોધ અને વાર્તારસ, એમ બેઉ તત્ત્વો આ વાર્તામાં છે.

**સ્ટાલિનગ્રાડ :** લેખક—થિયોડોર પ્લીવીઅર, અનુ.—જયંતિ દલાલ, પ્રકાશક—ગતિ પ્રકાશન લિ., અમદાવાદ, રૂ. ૧

શ્રી દલાલ પશ્ચિમના સાહિત્યના અચ્છા અભ્યાસી છે. અભ્યાસીઓ ગુજરાતમાં બીજા પણ છે, પરંતુ શ્રી દલાલ પાસે કલમ છે એટલે પોતાના વાચનમાંથી ચાખતા, ગુજરાત આગળ મૂકવા જેવું લાગે તે અનુવાદ કરીને મૂકવાની થોડા વખતથી એમણે શુભ શરૂઆત કરી છે. 'મિસ્તર આદમ' 'મોતી' પછી 'સ્ટાલિનગ્રાડ'નો અનુવાદ એમણે આપણને આપ્યો છે. બીજા વિશ્વયુદ્ધને પરિણામે એ વિષયને લઈને જે વાર્તાઓ લખાઈ છે તેમાં આ વાર્તાનું સ્થાન મોખરે છે.

# પ્ર * સં * ગ * ક * થા

### એક અનામી ભાઇનો પત્ર

એક ભાઇએ નામઠામ આપ્યા વગર નીચે પ્રમાણે કાર્ડ લખ્યો છે. 'આપ 'પાટીદાર' માસિક દ્વારા પાટીદાર સમાજની સેવાઓ કરી રહ્યા છો. જાણવા મળ્યું છે તે મુજબ અમુક પ્રસંગોમાં જાતે પણ જહેમત ઊઠાવી સમાજમાં બનતા અને બની ગયેલા કિસ્સાઓમાં રસ ધરાવી ઘટતો ઘડો કરી આપો છો. એ સમજથી આપને નીચેની ઘટના એક કન્યાના હિતાર્થે યથાયોગ્ય કરશો માની લખું છું—

'......(છ ગામ)ના ......ની દીકરી ......ને બળજબરીથી બીક અને ધમકીઓથી એક મોટી ઉમરના માણસ સાથે તેના વાલીઓએ પરણાવી દીધી છે. સદર કન્યા તે લગ્નને ઇન્કારે છે. સાંભળવા મળ્યું છે તે મુજબ આપઘાતનો પણ પ્રયત્ન કરી છૂટી છે. સમાચાર મુજબ અત્યારે તે બંદિવાન સ્થિતિમાં હશે. કન્યાની ઉમર ૧૫થી ૧૬ની હશે. એ કન્યાને એનાં માબાપ પાળવા અશક્ત હોય તો તેને કોઇના રક્ષણ તળે અગર કોઇ સંસ્થામાં ખસેડી અથવા અમદાવાદ વિકાસગૃહમાં ખસેડી એ છોકરીની જેલનો અંત આવશે? અથવા એ કન્યાને પોતાની ઇચ્છાનું જીવન જીવવા મળશે?'

### આવા લગ્નનું કારણ

દિવસે દિવસે કજોડાં લગ્ન ઓછાં થતાં જાય છે. છતાં કોઇ કોઈ કિસ્સા બનતા હોય છે. પહેલાં એવા કિસ્સા આર્થિક કારણે બનતા. હવે કોઇ કોઇ ચારિત્ર્યના કારણે પણ બને છે. હવે છોકરીઓનાં મોટી ઉમરે લગ્ન થતાં હોઇ કોઈ બહેન ભૂલ કરી બેસે કે શંકા-કુશંકાને કારણે વગોવાઇ જાય ત્યારે એવી બહેનને પરણાવવાનું કામ મુશ્કેલ બને છે. એવી મુશ્કેલી ટાળવા ખાતર વાલીઓ કન્યા લેવા ગરજવાન હોય તેવા મોટી ઉમરના વર સાથે એને પરણાવી દે છે. પત્ર લખનાર ભાઇને જણાવવાનું કે આ બહેન અંગે પણ એવા સાચાખોટા માની લીધેલા કારણે કજોડા લગ્ન થયું છે એમ માલમ પડયું છે. એનો અર્થ એ બહેન ઉપર હું ચારિત્ર્યનો આક્ષેપ કરું છું એમ નથી. પરંતુ આજે છોકરાછોકરીઓ એકબીજાના પરિચયમાં આવે છે, લગ્ન કરવાના પ્રશ્ન ઊભા થાય છે. વડીલો રૂઢિને લીધે એ લગ્ન થાય તેમ ઇચ્છતાં હોતાં નથી અને તેથી પોતાની ઇચ્છા પ્રમાણે લગ્ન પતાવી દે છે. આવાં કારણોસર આ બહેનનું

એપ્રિલ મહિનામાં એક ભાઈ તરફથી પત્ર આવ્યો કે અમુક કેળવાયેલા ભાઇ એક ઉપર બીજી પત્ની કરવા તૈયાર થયા છે તો એ લગ્ન અટકાવો. એ જાતનું લગ્ન કરવા તૈયાર થનાર ભાઇ અને શોકય ઉપર દીકરી આપવા તૈયાર થનાર ભાઇ ગાયકવાડી રાજ્યના હતા એટલે એમને મુંબઈ ઇલાકાનો એક-પત્નીવ્રતનો કાયદો લાગુ પડતો ન હતો. ગાયકવાડી કાયદો એવો છે કે એવા સંજોગોમાં એ લગ્ન અટકાવવા માટે પ્રથમ પત્ની ફરિયાદ કરે તો બને. એટલે એ ભાઇનાં પ્રથમ પત્નીને હું મળવા ગયો. એ બ્હેન ૨૦ વર્ષનાં, ૭ અંગ્રેજી ભણેલાં, તંદુરસ્ત અને દેખાવડાં હતાં. એમને જોતાંજ વિચાર આવે કે આવા પત્ની હોવા છતાં એ ભાઇ કેમ ફરી પરણવા ઊભા થયા હશે?

## બ્હેનની ઇચ્છા વિરુદ્ધ થયેલું લગ્ન

ચાર વર્ષ પહેલાં એ બ્હેન ૧૬ વર્ષની ઉમરનાં હતાં ત્યારે એમનાં લગ્ન થયાં હતાં. એ ભાઇ તે વખતે લગભગ ૩૬ વર્ષના હતા. આમ એ બંને વચ્ચે ઉમરનો મોટો તફાવત હતો એ દષ્ટિએ પણ એ બ્હેન પરણવા તૈયાર ન થાય એમ સમજાય છે. ઉપરાંત એ બ્હેન એક યુવકના પરિચયમાં આવ્યાં હતાં. તેમની ઇચ્છા એ યુવક સાથે લગ્ન કરવાની હતી. બંને ૭ ગામનાં હતાં. પરંતુ કન્યાના કુટુંબનો એ યુવકના કુટુંબમા ઉતાર ન હતો. એટલે એક ગોળનાં બંને હોવા છતાં ઊંચનીચના ભેદને લીધે આ લગ્ન મોટે ભાગે ન થયું એમ કહેવાય. જ્યારે ૩૬ વર્ષના યુવક ઊંચા કુળવાન હતા એટલે એ લગ્ન થયું. પરંતુ લગ્ન થવાથી આ પ્રશ્નનો અંત ન આવ્યો. એ બ્હેનની ઇચ્છા વિરુદ્ધ લગ્ન થયું હતું એટલે એમના દિલમાં દુઃખ હશે જ, તેમાં પરણનાર ભાઇને એ બ્હેનની ઇચ્છા જાણમાં આવી એટલે એમને પત્ની પ્રત્યે શંકાની દષ્ટિ રહેવા લાગી હશે. જે યુવક સાથે એ બ્હેનને પરણવાની ઇચ્છા હતી તે ભાઈ પછી બીજે પરણી ગયા હતા. વળી કોઇને અમુક સાથે લગ્નની ઇચ્છા હતી એટલા માટે એના ચારિત્ર્યની શંકા કરવી તે પણ ખોટું છે. છતાં મનુષ્યના સ્વભાવ પ્રમાણે પતિમાં પત્નીના ચારિત્ર્ય અંગે શંકાઆશંકા રહ્યા કરી હોવી-જોઇએ. પરિણામે બંનેનો મનમેળ ચાર વર્ષ સુધી ન થયો. ઊલટ બંને વચ્ચેનું અંતર દિવસે દિવસે વધતું આવ્યું. અને ચાર વર્ષને અંતે છેલ્લી ઘડી એવી આવી પહોંચી કે એ બ્હેને, પોતે આ ઘરમાં ફરી આવશે નહિ અને પતિએ ફરી પરણવું હોય તો પરણવાની પોતા તરફથી સંમતિ છે, એ મતલબનું લખી આપીને પતિનું ઘર છોડયું.

## છાતી જડાઇ જાય તેવો જવાબ

એ બહેનને મેં સવાલ કર્યો કે, આજે તમારામાં આટલી હિંમત છે, આટલા સુધીનું પગલું ભરવા તૈયાર પણ છો ત્યારે લગ્ન વખતે આટલી હિંમત કેમ ન બતાવી? કેમ સખત વિરોધ ન કર્યો? એ બહેને મને આપેલો જવાબ મારી છાતીમાં જડાઇ ગયો. એ બહેનની કલ્પનામૂર્તિ મારી સન્મુખ આવે છે ત્યારે એ ચિત્ર સાથે એમણે આપેલો જવાબ જડાઇ ગયો હોય તેમ સાથે વંચાય છે. એ બહેને કહ્યું હતું કે, સોળ વર્ષની છોકરી જે જાતનો વિરોધ કરી શકે તેટલો મેં તે વખતે વિરોધ કર્યો હતો. એથી વિશેષ એ ઉંમરે તમે મારી પાસે આશા પણ શી રાખો? વડીલોએ મારા એ વિરોધને ન ગણકાર્યો, પિતાએ અપમાનનું શરણું લીધું અને લગ્ન થયું. આજે મને વીસ વર્ષ થયાં છે. ચાર વર્ષમાં મને જે અનુભવ થયો તે ઉપરથી મેં નિર્ણય કર્યો કે મારે એ લગ્નસંબંધ છોડવો રહ્યો અને મેં છોડ્યો. પછી તે ફરી લગ્ન કરે એમાં મારે શું કામ વાંધો લેવો જોઇએ? ભલે એ પરણે. મેં બીજો સવાલ કર્યો કે, હવે તમે શું કરવા માગો છો? એમણે કહ્યું, હાલ તો હું અભ્યાસ છોડ્યો છે ત્યાંથી શરૂ કરીશ.

## માબાપની બન્ને બાજુઓ

જે માબાપોએ આમ રૂઢિવશ થઇને દીકરીની ઇચ્છા વિરુદ્ધ લગ્ન કર્યું તે બાકી પણ કેળવાયેલા હતા. સારાસારને સમજતા હતા. પરંતુ માણસ સામાજિક પ્રાણી હોઇ જાણ્યેઅજાણ્યે સમાજની રૂઢિને વળગી રહેવા પ્રયત્ન કરે છે. અને મોટે ભાગે જ્યાં સુધી વિરોધનો પ્રબળ સામનો ન કરવો પડે ત્યાં સુધી એ ચીલો કાપતા નથી. દીકરીનું એ રીતે લગ્ન કરવા તૈયાર થનાર માબાપની એ જેમ એક બાજુ છે તેમ આ સંજોગોમાં દીકરીને પોતાને ઘેર આશ્રય આપી, છૂટાછેડા જેવા સાવ રૂઢિના સામે છેડાના પગલા સુધી તૈયારી બતાવી દીકરીને ફેરલગ્નની સગવડ આપવા તૈયાર થવાની હિંમત બતાવવાની બીજી બાજુ પણ છે. ચાર વર્ષ પહેલાં, ગોળની અંદર, પણ ઉતરતાચડતાના નજીવા ડાઘ ન ચડી શકનાર માબાપ, છૂટાછેડા જેવો તદ્દન ઊંચો ડાઘ ચડવા તૈયાર થયા તેનું કારણ દીકરી તરફથી આવેલો પ્રબળ વિરોધ. એ વિરોધ લગ્ન વખતે થયો હોત તો તે વખતે પણ એ નજીવો ડાઘ ચડી ગયો હોત. પરંતુ એ બહેનનું કહેવું પણ એમનું સાચું છે કે સોળ વર્ષની છોકરી કરી કરીને કેટલો વિરોધ કરે? આમ આ પક્ષ તરફથી છૂટાછેડા આપવાની સગવડ હોવા છતાં પેલા ભાઇ તો પગલું ભર્યા વગર ફરી લગ્ન કરવા તૈયાર થયા. થોડા દિવસ ચાલનાર ગાયકવાડી અમલનો લાભ લેઇ લગ્ન પતાવી દેવા તૈયાર થયા. પરંતુ કેટલી વડીએ ગોઠવ ઉપર કન્યા

આપવા તૈયાર થનાર વડીલ ફરી ગયાં. શરત મૂકી કે, પ્રથમ છૂટાછેડા લ્યો. તે પછી અમે કન્યા પરણાવીએ. અને એ લગ્ન હાલ પુરતું તો અટકી ગયું છે.

**આ હકીકત કહેવાનો ભાવાર્થ**

આ કિસ્સો અહીં એટલા માટે ટાંક્યો છે કે, સમાજના નવા પ્રવાહ કયી બાજુએ વહી રહ્યા છે. જે વડીલોએ આજે સોળ વર્ષની દીકરીને માની લીધેલી આબરૂ માટે મોટી ઉમરના પુરુષ સાથે પરણાવી દેઈને જતી આબરૂ બચાવી લીધાનો સંતોષ માન્યો છે તેમને એટલું જ કહેવાનું કે આ નવા પ્રવાહમાં એથી છોકરીયો શુદ્ધ છૂટી જવાવાનો નથી. જો આ બહેનની સ્થિતિ સાચેજ બંદિવાન જેવી હશે તો એથી એનું મન નહિ માબાપો છૂટી શકે કે નહિ પતિ છૂટી શકે. આજે એની ઉમર પ્રબળ વિરોધ કરી શકે એવી નથી એટલે થોડો વખત સહી લેઇને પુખ્ત ઉમરની થતાં જે બહેનનો કિસ્સો ટાંક્યો છે તેમ વિરોધ કરે તો નવાઈ નહિ. એટલે એ નવા પ્રવાહને ઓળખી ડાહ્યાં માબાપે દીકરીની ઇચ્છા વિરુદ્ધ લગ્ન ફગી નાખવા પ્રયત્ન કરવો જોઇએ નહિ. ગઈ પેઢીમાં એવાં લગ્ન નભી ગયાં માટે આ પેઢીમાં નભી જશે એમ માની જે માબાપો આવું કરશે તેમને આગળ જતાં કડવો ઘૂંટડો ગળવા પડશે. સમાજના પ્રવાહ જમાને જમાને બદલાતા હોય છે, એ પ્રવાહને ઓળખીને વર્તવું, અને રૂઢિવશ ન થવું એ જ કહેવાનો ભાવાર્થ છે.

**'ન કહેવાય ન સહેવાય'**

ગયા અંકની પ્રસંગકથામાં 'નનામો વિધવાબહેનનો પત્ર' એ હકીકતનો ઉલ્લેખ છે. તે પછી એ બહેને પોતાનું દિલ દુઃખ વ્યક્ત કરતો લેખ મોકલ્યો તે આ અંકમાં ઉપરના મથાળાથી છાપેલો છે. આ બહેન અગ્રગણ્ય શ્રીમંત માબાપની વિધવા દીકરી તરીકે પોતાને શું દુઃખ છે તે જણાવે છે. શ્રીમંતોને ઘેર પણ વિધવા દીકરીને સગવડ મળતી નથી એ સાચે જ કરુણ છે. પરંતુ પૈસાથી ખરીદાતી સગવડો માની લેઇએ કે કોઇ વિધવા દીકરીને મળતી હોય તો પણ ફરજિયાત વૈધવ્ય એ સ્થિતિ જ અતિ કરુણ છે. સ્ત્રીપુરુષ પરણે છે તે કેવળ પૈસાથી ખરીદાતી સગવડ માટે નહિ, જો એવું જ હોત તો પૈસાદારની દીકરીઓને પરણાવવાની ક્યાં જરૂર રહેત? સ્ત્રીપુરુષ પરણે છે—લગ્નજીવન ભોગવવા. લગ્નજીવન એટલે કેવળ વાસના એવો સંકુચિત અર્થ કરવાનો નથી. લગ્નજીવનમાં વાસના પણ છે, સાથે મૈત્રી છે, કૌટુંબિક ભાવ છે, એકબીજાનાં પૂરક થઇ રહેવાનો સાથ છે. આવા લગ્નજીવનથી વંચિત રહેવું એ સાચેજ, શું પુરુષને માટે કે શું સ્ત્રીને માટે, ન કહેવાય ન સહેવાય તેવી સ્થિતિ છે. અને તે પ્રકૃતિ વિરુદ્ધ પણ છે.

## અવિવાહિત કરતાં દુઃખી લગ્નજીવન સારું!

ડીનમધુ ઑન્જ, જે સ્વેચ્છાએ અવિવાહિત રહેલા અને જેમણે ઠેઠ સુધી સાધુજીવન જીવેલા તેવા પુરુષોને પણ એ જીવન કેવુ લાગ્યુ છે તે એમના શબ્દોમાં જ જોઈએ—'હુ એમ જરૂર માનુ છુ કે વિવાહ નહિ કરીને મે મારા જીવનને અને પ્રકૃતિને પૂર્ણપણે વિકસવા દીધા નથી. અવિવાહિત સ્ત્રીપુરુષો સ્વાભાવિક અને સામાન્ય જીવન જીવવાને બદલે અકુદરતી અને અસામાન્ય જીવન જીવવાને વલખા મારે છે.' જગતભરમા જાણીતી અમેરિકાની લેખિકા પર્લબક એક વાર્તાના પાત્રને મોઢે કહેવડાવે છે, 'લગ્ન એ એવો ગંભીર અનુભવ છે કે ભાગ્યે જ કોઈક જેમને મળતી ગાંઠ નથી હોતી એવા બે જણ વચ્ચે પણ લગ્નસંબંધ યથાર્થ છે. છતા અવિવાહિત જીવન કરતા દુઃખી લગ્નજીવનને હુ વધારે પસંદ કરુ છુ.' મતલબ કે આજે વિધવાબહેનો વિચારતી થઈ છે. પુનર્લગ્ન કરવાના મનમા તરંગો સેવે છે પરંતુ એ બે રીતે રોકાય છે, એક માબાપોનો વિરોધ અને આ સંજોગોમા ભાવિ લગ્નજીવન સુખરૂપ ન નીવડ્યુ તો! આ બહેનોને કહેવાનુ કે માબાપનો વિરોધ વહોરીને પણ તમારે પગલુ ભરવુ રહ્યુ. માબાપના વિરોધ, પુનર્લગ્ન એ ખોટુ પગલુ છે તેનુ માનીને નથી હોતો પરંતુ પરંપરાગત ચાલી આવેલી રૂઢિની વિરુદ્ધ જવાની એમનામા હિંમત નથી તેનો હોય છે. આ અંકમા શ્રી પુષ્પાબહેનના એક બહેનના લગ્નની હકીકત 'મારુ લગ્ન–૨' છે. એમના પિતા કેળવાયેલા અને અમલદાર છે, શુ એ નથી સમજે એવા કે દીકરીએ આમા કંઈ ખોટુ કર્યું નથી? પરંતુ રૂઢિની વિરુદ્ધ જવાની એમની હિંમત નથી માટે એમણે આજે દીકરી સાથેનો સંબંધ છોડ્યો છે. એક દિવસ એવો પણ આવવાનો છે કે એ તૂટેલા સંબંધ સંધાશે. એ અંગે શ્રી ગટુભાઈ ધ્રુવે જે સલાહ આપી છે તે પુખ્ત ઉંમરની અને વિચારશીલ કુમારી તેમજ વિધવાબહેનોએ ધ્યાનમા લેવા જેવી છે. જે 'મારુ લગ્ન–૨' એ લેખને છેડે મૂકવામા આવી છે.

## લગ્નજીવન દુઃખી નીવડે તો?

એટલે આ સંજોગોમા માબાપની વિરુદ્ધ જઈને પગલુ ભરવાનો બહેનોને હક છે. હવે રહ્યો બીજો મુદ્દો—આવી સ્થિતિમા પગલુ ભરીએ અને લગ્નજીવન દુઃખી નીવડ્યુ તો? આપણા સમાજમા પરિચય પછી લગ્ન કરવાનુ વાતાવરણ તૈયાર થયુ નથી એટલે બહારથી અમુક જાતની બને

તેટલી વિગત ભેગી કરીને અનુકૂળ આવે તો લગ્ન ગોઠવવાની પદ્ધતિ છે. આજના સંજોગોમાં એથી વિશેષ, અપવાદરૂપ દાખલા બાદ કરતાં, બીજું બને તેમ નથી. એટલે લગ્નજીવન દુઃખી નીવડશે એવો ભય સેવીને બેસી રહેવું તે કેવળ દુઃખ વેઠવા જેવું છે. એ કરતાં બને તેટલી ચોકસાઇ કરી લગ્નનું પગલું ભરવું એ સારો રસ્તો છે. આજે એ રીતે કુંવારી કન્યાનાં લગ્ન ગોઠવાય છે એટલે વિધવાબહેનોને માટે એથી સારો રસ્તો, પરિચય પછી લગ્ન શી રીતે શક્ય હોય? વળી ફરજિયાત વૈધવ્ય કરતાં દુઃખી લગ્નજીવન સારું છે એ પર્લબક જેવી એક વિચારશીલ સ્ત્રીની વાત સ્વીકારીને પણ વિધવાબહેનોએ હિંમત કરી પગલું ભરવા જેવું છે.

**અનામી વિધવાબહેનને વિનંતિ**

બહેન! 'ન સહેવાય ન કહેવાય' એ સ્થિતિનો તમે જાતે અનુભવ કર્યો છે અને તેથી તમે પોતે 'આવી રીતની પરતંત્ર અને ગુલામી જિંદગી વ્યતીત કરવી તેના કરતાં પુનર્લગ્ન કરવું શ્રેષ્ઠ છે,' એમ માની તમે બહેનોને પુનર્લગ્ન કરવાની સલાહ આપો છો. તો એ પગલું તમે જાતે ભરી બીજાને માર્ગદર્શન થઇ પડો, એમ હું વિનંતિ કરું છું. ગયે અંકે ૭ ગામના યુવકોને વિધવાલગ્ન અંગે જે ટહેલ નાખી હતી તેના જવાબમાં અત્યાર સુધીમાં ત્રણ ભાઇઓએ પોતાની સંમતિ દર્શાવતા પત્રો લખ્યા છે તે સાથે જ યુવકોને પણ ધન્યવાદ છે. એક વાત સ્પષ્ટ કરી લઉં, આવાં લગ્ન માટે 'પાટીદાર' કાર્યાલય તરફથી જે આંદોલન શરૂ કર્યું છે તે કેવળ લગ્નો કરાવી નાખવાના મોહને વશ થઇને નથી કર્યું. લગ્નથી જોડાનાર બંને સુખી થાય એ રીતે લગ્ન કરાવવાં તેવી દૃષ્ટિ છે. અને એ રીતે આવા પ્રશ્નોમાં પુરતી ચોકસાઇ થાય છે. એટલે અજાણી કોઇ બહેન, આ પ્રશ્ન અંગે વિચાર કરતી હોય તે એમ માની ઉપેક્ષા ન કરે કે આ લોકો જ્યાં ત્યાં લગ્ન કરાવી નાખે છે. આટલી વિનંતિ અને સ્પષ્ટતા પછી અનામી બહેનને કહેવાનું કે વધુ કંઇ સ્પષ્ટતા કે પૂછવાની ઇચ્છા હોય તો નિઃસંકોચ જણાવશો.

## સમાચાર

- ઓડના શ્રી ઇન્દુકુમાર અંબાલાલ પટેલ અને શ્રી ઇન્દુકુમાર ગગનભાઇ પટેલ ફોટોગ્રાફી અને સીને મોટોગ્રાફી અંગેના ધંધાનો અભ્યાસ કરવા અમેરિકા ઉપડી ગયા છે.
- વડોદરાના જાણીતા શ્રીમંત પાટીદાર કુટુંબના શ્રી ચિમનલાલ પાદશાહની પુત્રી શ્રી હસુમતીબહેને કોર્ટે જઇને એમના પતિ શ્રી સુબોધચંદ્ર ડૉક્ટરથી છૂટાછેડા લીધા છે.

સ્તોત્રસંગ્રહ—ભક્તિ ને વેદાંત-સ્તોત્રો અર્થ સાથે ... ૦-૧૨
સર્વવેદાંત-સિદ્ધાંત-સારસંગ્રહ—સરળ ભાષાંતર સાથે ... ૧-૪
વિવેકચૂડામણિ—સરળ અનુવાદ સાથે ... ... ૦-૧૨
મહાવાક્ય-રત્નાવલિ—૧૦૮ ઉપનિષદોના સારરૂપ સંગ્રહ ... ૦-૧૨
વિદુરનીતિ—સરળ અનુવાદ સાથે ... ... ... ૦-૧૨
આત્મસાક્ષાત્કારની કસોટી—સ્વામી સ્વયંજ્યોતિતીર્થ ... ૧-૪
અવધૂત ગીતા—સુધારાવધારા સાથે ૨જી આવૃત્તિ ... ૧-૨
અષ્ટાવક્ર ગીતા—મૂળ સાથે સરળ ભાષાંતર ... ... ૦-૮
ગીતા-પુરુષાર્થબોધિની—એ ગ્રંથમાં, મૂળ શ્લોકો, પદચ્છેદ,
અર્થ અને પંડિત માતવલેકરજીની વિસ્તૃત ટીકા સાથે ૧૨-૮
જ્ઞાનસત્ર ગીતા—મૂળ શ્લોકો (ગુજરાતી લિપિમાં) ... ૧-૪
મોક્ષમાળા—શ્રીમદ્ રાજચંદ્રકૃત ... ... ... ૧-૪
શ્રીરામકૃષ્ણ વાર્તાલાપ—ભાગ ૨જો—ઉપદેશો તથા કથાપ્રસંગો ૨-૦
પ્રભુમય જીવનનું રહસ્ય—સદુપદેશ, ભજનો ઇ. સાથે ... ૧-૦
વિચારસાગર—શ્રીનિશ્ચળદાસજીકૃત વેદાંતનો મહાન ગ્રંથ .. ૩-૦
સૂર્યકાંત—મુમુક્ષુઓ માટે અત્યંત ઉપયોગી ગ્રંથ .. ૨-૦
બાળસદ્બોધ— ,, વાર્તાઓરૂપે ધાર્મિક શિક્ષણ ... ૦-૮
ઓખાહરણ—મહાકવિ પ્રેમાનંદકૃત મોટા અક્ષરોમાં ... ૦-૮
નળાખ્યાન—મહાકવિ પ્રેમાનંદકૃત મોટા અક્ષરોમાં ... ૧-૦
શ્રી રમણ મહર્ષિ—(ચરિત્ર) સુધારાવધારા સાથે ૨જી આવૃત્તિ ૨-૦
શ્રીશારદામણિદેવી—(ચરિત્ર) લે. આનંદચૈતન્ય ... ... ૦-૮
ગ્રામરચના—(સચિત્ર) શ્રી. રવિશંકર મહારાજ ... ... ૧-૪
ગીતાપોથી—ભગવદ્ગીતાની બાળપોથી—કર્મયોગના ૧૨૫ શ્લોકો ૦-૬
ગીતાસંકલન—સંપાદક: શ્રી રમણ મહર્ષિ ... ... ૦-૩
નારદનાં ભક્તિસૂત્રો—મૂળ સૂત્રો, અર્થ તથા વિવેચન સાથે ... ૦-૩
વિચારસૂર્યોદય—(આવૃત્તિ ૨જી) લે. સ્વામીશ્રી માધવતીર્થજી ... ૦-૩
નીતિશતક—(શ્રી ભર્તૃહરિકૃત) સરળ અનુવાદ સાથે ... ૦-૩
વૈરાગ્ય શતક—(શ્રી ભર્તૃહરિકૃત) સરળ અનુવાદ સાથે ... ૦-૪
સર્વોદય યોજન ૧લું—] (ગાંધીજીના પોતાના શબ્દોમાં) ... ૦-૩
,, ,, ૨જું—] સંપાદક: શ્રી. વાલજી ગો. દેસાઈ ૦-૪
સમ્રાટ શ્રેણિક અને દેવી નંદા—જૈન સંસ્કૃતિની બે નાટિકાઓ ૦-૩
સુદામાચરિત્ર—(કાવ્ય) મહાકવિ પ્રેમાનંદકૃત ... ... ૦-૨

બીજાં વધુ પુસ્તકોની વિગત માટે લખો:

## સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય

'Patidar' Anand Reg. No. B. 1785

# પાટીદાર

સ્થાપક સ્વ. નરસિંહભાઈ ઈશ્વરભાઈ પટેલ

તંત્રી

ઈશ્વર પેટલીકર

ભાદરવો – ૨૦૦૫

આ અંકની વિવિધ લેખનસામગ્રી



| | | |
|---|---|---|
| દિવસ અને રાત | નારાયણ | ૧ |
| અચલાયતનની આરતી | રવીન્દ્રનાથ ઠાકુર | ૨ |
| જનમનો ભેરુ (વાર્તા) | પેટલીકર | ૮ |
| 'ઘરનો મોભ' | પેટલીકર | ૧૫ |
| પૂરો આનંદ | ભાનુભાઈ દવે | ૨૨ |
| કણશાકના બાગો | લલ્લુભાઈ પટેલ | ૨૫ |
| અમેરિકન નારી | મણિભાઈ પટેલ | ૨૮ |
| અંગસ્વીકાર | . . . | ૩૧ |
| 'પાટીદાર'-[illegible] | | ૩૪ |
| વલ્લભ સંવેદના | | ૩૬ |
| પ્રસંગકથા | . . . | ૩૭ |
| સમાચાર | . . . | ૪૪ |



વાર્ષિક લવાજમ દેશમાં રૂ. ૩, વિદેશમાં શિ. ૬.
માસિક દર મહિનાની તા. ૨૫ મીએ પ્રગટ થાય છે.
'પાટીદાર' કાર્યાલય, આણંદ



# બાલવિનોદનાં પ્રકાશનો

## બાલસાહિત્ય, કિશોરસાહિત્ય
## કુ મા ર સા હિ ત્ય
## ને પ્રૌ ઢ સા હિ ત્ય

માં સર્વોત્તમ છે

## બાલવિનોદનો બાબાસૅટ

બે થી પાંચ રંગમાં છાપેલી અઢીસો મનોહર ચિત્રોવાળી ત્રણ ચોપડીઓ, અક્ષરમાળા, શબ્દમાળા અને અક્ષરલેખન, બાળકોને રમત વાતમાં કક્કો, બારાખડી, આંક ને વાંચન શીખવે છે. બાહોશમાં બાહોશ શિક્ષક જે ન કરી શકે તે આ સૅટ કરી બતાવે છે.
સૅટનો સવા રૂપિયો ☆ વી. પી. ખર્ચ ૭ આના

## બાલવિનોદ ગ્રંથાવલિ

બે રંગમાં પાને પાને સુંદર ચિત્રો સાથે મોટા અક્ષરે છાપેલાં ૭ થી સાત વર્ષનાં બાળકો માટે તૈયાર કરેલાં દસ મનોહર પુસ્તકો : ત્રણસો ચિત્રો સાથેનું ત્રણસો પાનનું રસિક વાચન ☆ સૅટના ચાર રૂપિયા ☆ વી. પી. ખર્ચ બાર આના

## બા લ વિ નો દ મા ળા

બારેબાર ચિત્રોવાળા, રસ ગળે ને કટકા પડે એવા સરસ, સાત થી દસ વર્ષનાં બાળકો માટેના એકએકથી ચઢિયાતા તેત્રીસ પુસ્તકો. એક હજાર ચિત્રો સાથે સવા બે હજાર પાનનું સુંદર વાચન, ત્રણ મનોહર સૅટમાં : દરેક સૅટના રૂ. ૫-૧૨. ત્રણ સૅટના રૂ. ૧૭-૪ ☆ વી. પી. ખર્ચ બે રૂપિયા

## અશોક બાલપુસ્તકમાળા

ગુજરાતના જાણીતા લેખકોએ તૈયાર કરેલા, સુંદર ચિત્રોવાળાં, વિવિધ પ્રકારનાં દશ થી પંદર વર્ષના બાળકો માટેના અત્યંત રસિક ૯૯ પુસ્તકો. અગિયારસો ચિત્રો સાથે સાડાચાર હજાર પાનનું રસિક વાચન : એકંદર દસ સૅટમાં. દરેક સૅટના રૂ. ૬-૮ ☆ દસ સૅટના રૂ. ૬૫-૦ ☆ વી. પી. ખર્ચ ત્રણ રૂપિયા

## ર મૂ જ મા ળા

બાલકો હોસેહોસે વાંચે એવી હાસ્યરસની છોળો ઊડાવતી રસિક વાર્તાઓનાં પાંચ પુસ્તકો. સવાસો ચિત્રો સાથે ચારસો પાનનું સુંદર વાચન. દરેક પુસ્તકના બાર આના પાંચ પુસ્તકોના રૂ. ૩-૧૨ ☆ વી. પી. ખર્ચ આઠ આના

## મઝેદાર કહાણીમાળા

પુષ્કળ ચિત્રો સાથે કિશોરજગતના અવનવા પરાક્રમો રજૂ કરતી અજોડ ગ્રંથાવલિ. પાકી બાઈન્ડીંગના સોહામણા જૅકેટવાળા ૭ પુસ્તકો. એકંદર હજાર પાનનું વાંચન દરેકના અઢી રૂપિયા ☆ ૭ પુસ્તકોના રૂ. ૧૫-૦ ☆ વી. પી. ખર્ચ દોઢ રૂપિયો

## સા હ સ ક થા વ લિ

સાહસ, શૌર્ય, ભેદ, બુદ્ધિચાતુર્ય અને ગુન્હાશોધનના અવનવા પરાક્રમોને લગતુ પ્રેરણાદાયી વાચન આપતી અભિનવ ગ્રંથાવલિ પાકી બાઈન્ડીંગના સોહામણા જૅકેટવાળા સોળ પુસ્તકો. એકંદર સોળસો પાનનુ વાચન ચાર સૅટમાં. સૅટના રૂ. ૫-૦ ☆ ચાર સૅટના રૂ. ૨૦-૦ ☆ વી. પી. ખર્ચ બે રૂપિયા

બાલવિનોદ કાર્યાલય • ૧૪૯, પ્રિન્સેસ સ્ટ્રીટ • મુંબઇ • ૨

ખાંડીદાર

જનસમાજને વિચારપ્રેરક વાચન પિરસવાના અભિલાષ સેવતું માસિકપત્ર

ભાદરવો,
સં. ૨૦૦૫

ઑગસ્ટ–'૪૯

વર્ષ • ૨૬
અંક • ૧૧

# દિવસ અને રાત

પાંચ વર્ષ ઉપર મારા એક મિત્ર મોટાભાઈના બોલાવવાથી દેશનો પોતાનો ધંધો બંધ કરી આફ્રિકા ગયા હતા. મોટાભાઈની દુકાન હતી. વેપાર સારો હતો. એમણે આગ્રહ કર્યો એટલે નાનાભાઈ ગયા આજે પાંચ વર્ષને અંતે જે પરિણામ આવ્યું તે નીચેના પત્રમાં લખે છે.

"મારા પત્રની આપે ઘણી રાહ જોઈ હશે. મેં પણ આળસની રેકર્ડ તોડી છે. મારું જીવન પલટાઈ ગયું છે છતાં હું તો એનો એ છું. કદાચ મારા સસરા અથવા સાળા તરફથી મારા સાંસારિક જીવનની નિષ્ફળતા જાણી હશે. મોટાભાઈએ જે દગો દીધો છે તે ઇરાદાપૂર્વક કરેલું છે, છતાં જૂઠી જૂઠી વાતો બધાંને સમજાવીને તેમનું ગાડું ચલાવ્યા કરે છે. પાંચ વર્ષ હું એમને ઘેર ખાધા પેટે નોકર રહ્યો હોઉં તેમ માની મને હવે જાકારો દીધો છે. મેં પણ કોઈ જાતના વિરોધ સિવાય પરિણામનો સ્વીકાર કરી લીધો છે. ન્યાયાન્યાય જે થોડા સમજે છે તે એમ માની દૂર રહે છે કે બીજાના ઝગડામાં પડી આપણે કોઈના ભૂંડા થવાનું શું કારણ?

"એક મિત્રે મદદ કરી છે જેથી ધંધાની શરૂઆત થઈ શકી છે. અત્યારે મેં ખેતી શરૂ કરી છે. સાથે સાથે દુકાન પણ ચાલુ છે. નદીનું પાણી બારે માસ જમીનમાં ફરે છે તથા ખાતર નજીકમાં છે. જમીન સારી છે, જેથી સફળ થવાની આશા છે."

જીવનમાં દગો દીધાના પ્રસંગો અવારનવાર બનતા હોય છે. તેમાં આ લડાઇએ નીતિઅનીતિનો ભેદ ભૂંસી નાખ્યો હોય તેવી દશા મોટે ભાગે કરી મૂકી છે. છતા જ્યારે સગો ભાઇ, કાકો કે સસરો–સાળો દગો કરે છે ત્યારે આપણને સૌને નવાઇ લાગે છે. એમ કરતાં કોઇનો જીવ ચાલતો કેમ હશે?

માણસ જ્યારે- નીતિઅનીતિનો વિચાર છોડી લક્ષ્મી પાછળ દોડે ત્યારે સમજવું કે એ કાળ એના જીવનનો અંધકારમય કાળ છે. એ કાળમાં એ સગા ભાઇનું ગળું કાપતાં અચકાતો નથી. આ રીતે જોઇએ તો સમાજમાં રાત્રિનો અંધકાર છવાયેલો દેખાય છે.

પરંતુ સૃષ્ટિના એક ભાગ ઉપર જ્યારે રાત્રિ હોય છે ત્યારે એ ક્ષણે બીજા ભાગ ઉપર દિવસ પણ હોય છે. સમાજમાં પણ એવું છે. મોટાભાઇએ જ્યારે રાત્રિનું રૂપ ધારણ કર્યું ત્યારે એના જેવા ન થઇને, લડાઇટંટો ઊભો કર્યા વગર નાનાભાઇએ જીવનની નવેસરથી શરૂઆત કરી દિવસનુ રૂપ ધારણ કર્યું. મોટો ભાઇ જ્યાં દગો દે છે એ જ ભૂમિમાં એક મિત્ર મદદ કરે છે, એ પણ દિવસનું રૂપ કે બીજું?

એટલે માણસ જ્યારે દગાનો ભોગ થઇ પડે ત્યારે એણે નિરાશ ન થવું માની લેવું કે સમાજમાં રાત્રિ અને દિવસ સાથે જ છેઃ ઘડી અંધકાર પોતા ઉપર છવાઇ જાય તો એને સાંસારિક જીવનની નિષ્ફળતા ન માની લેવી. સાંસારિક જીવનમાં પૈસો જરૂરી છે ખરો, પણ નીતિનિયમ છોડી મેળવેલો પૈસો વૈભવ ખરીદી શકશે પણ એથી શાંતિ નહિ મળે. સુખ એટલે અંતરની શાંતિ. અને તે ત્યારે જ મળે માણસ દિવસના જેવાં ઉજળાં કર્મ કરે.

આથી એ મિત્રને, તેમ જ એવી પરિસ્થિતિમાં મુકાયેલા બીજા ભાઇઓને એટલું જ કહેવાનું કે પૈસા મેળવવામાં આમ નિષ્ફળ નીવડો ત્યારે હતાશ ન થાઓ પૈસો જે નથી આપી શકતો તે મિત્રોનો પ્રેમ, પડોસીની સહાનુભૂતિ, સ્નેહીઓની ભલી લાગણી સીધા અને નીતિમાન માણસને મળતી રહે છે. અને એ પુણ્યે લક્ષાધિપતિ ભલે ન થવાય પણ જીવનમાં શાંતિ – આનંદ – મળે તેટલી આર્થિક કમાણી પણ થયા વગર રહેતી નથી.

नारायण

# અચલાયતનની બારી

## રવીન્દ્રનાથ ઠાકુર

ગુરુદેવ ટાગોરે 'અચલાયતન' નામના એમના નાટકમાં સનાતન ધર્મ ઉપર જબરો કટાક્ષ કર્યો છે. અચલાયતન એ મઠ છે. એમાં આચાર્ય, ઉપાચાર્ય, અધ્યાપકો અને શિષ્યો રહેતા હોય છે. ત્યાં જ્ઞાન કરતાં રૂઢિનું જ પ્રાબલ્ય છે. એ મઠની ઉત્તર દિશાની બારી ન ઉઘાડવી એવો આદેશ છે. વર્ષોથી એ બારી કોઈએ ઉઘાડી નથી. ઉઘાડે તો શું થાય એવો સ્વતંત્ર વિચાર પણ કોઈ કરતું નથી. એ સ્થિતિમાં પંચક નામનો શિષ્ય સ્વતંત્ર વિચારનો આવે છે અને તે મઠનાં રૂઢિ-નિયમોને તાબે થતો નથી. તેમાં એક ભોળો અને ભાવિક સુભદ્ર નામનો શિષ્ય કુતૂહલને વશ થઈ ઉત્તરની બારી ઉઘાડીને બહાર ડોકિયું કરી જુએ છે અને પોતે પાપ કર્યું તેમ માની રડે છે ત્યાંથી એ નાટકમાંનો ભાગ નીચે ઉતાર્યો છે. એ અચલાયતનની બારી ન ઉઘાડાય એમ મઠના લોકોની રૂઢિચુસ્તતા હતી તેવી જ સ્થિતિ આજે આપણા સમાજમાં જુદી જુદી રૂઢિઓ વિષે છે એમ દેખાઈ આવશે.—**તંત્રી**



પંચક—જરાયે બીશ નહીં ભાઈ, જરાયે બીશ નહીં, મને કહે જોઈએ, ને શું થયું છે.

સુભદ્ર—મેં પાપ કર્યું છે!

પંચક—પાપ કર્યું છે? શું પાપ?

સુભદ્ર—એ હું નહીં કહી શકું. બહુ ભયંકર છે. મારું હવે શું થશે?

પંચક—તારું બધું પાપ હું ઉપાડી લઈશ. તું મને કહે.

સુભદ્ર—મારાથી આપણા આયતનની ઉત્તર દિશાની...

પંચક—ઉત્તર દિશાની?

સુભદ્ર—હા, ઉત્તર દિશાની બારી ઉઘાડીને—

પંચક—બારી ઉઘાડીને શું કર્યું?

સુભદ્ર—બહાર જોઈ લીધું!

પંચક—બહાર જોઈ લીધું? સાંભળીને મારું યે મન લલચાય છે તો.

સુભદ્ર—હા, પંચકભાઈ, પણ ઝાઝી વાર નહીં હો! એક જ વાર જોયું ન જોયું ને ઝટ બારી બંધ કરી નાખી. કયું પ્રાયશ્ચિત્ત કરું તો મારું પાપ ધોવાય?

પંચક—મને યાદ નથી, ભાઈ. પ્રાયશ્ચિત્ત તો વીસપચીસ હજાર જાતનાં

કે હું જો આ આયતનમાં ન આવ્યો હોત તો તેનાથી બાર આની તે કેવળ પોથીમાં ને પોથીમાં જ રહી જાત. હું આવ્યો ત્યાર પછી લગભગ તે જમાનો ખતમ મેં ચાલુ કર્યો. પણ વાત કોઈએ કરી નથી.

[બાળકોનું ટોળું પ્રવેશ કરે છે]

પહેલો બાળક—આ રહ્યો સુભદ્ર અહીં આવ્યો છે.

બીજો બાળક—તમને ખબર છે પંચકભાઈ, સુભદ્રે કેવું ભયાનક પાપ કર્યું છે તે?

પંચક—ચૂપ, ચૂપ, ધીરે નહીં સુભદ્ર રડે છે શું કામ ભાઈ? પ્રાયશ્ચિત્ત કરવું પડે તો કરી નાખજે. પ્રાયશ્ચિત્ત કરવામાં તો ભારે મઝા છે હો. અહીં તો રોજ એક ને એક ઘરેડમાં આખો દિન વહી જાય છે. પ્રાયશ્ચિત્ત કરવાનું જો ન હોત તો માણસ અહીં ટકી જ ન શકત.

પહેલો બાળક—(છાનોમાનો) ખબર છે પંચકભાઈ, સુભદ્રે ઉત્તર દિશાની બારી...

પંચક—ઠીક ઠીક છે. તમારા કોઈનામાં સુભદ્રના જેટલી હિંમત?

બીજો બાળક—પણ આપણા આયતનની ઉત્તર દિશા તો એકજટા દેવીની છે, તે નથી જાણતા?

ત્રીજો બાળક—એ દિશાની સહેજ પણ હવા જો આપણા આયતનમાં પેસે તો...

પંચક—તો શું?

ત્રીજો બાળક—કેટલું ભયંકર!

પંચક—શું ભયંકર? કહે તો ખરો.

ત્રીજો બાળક—શું એ તો નથી ખબર, પણ બહુ ભયંકર!

સુભદ્ર—પંચકભાઈ, હવે કોઈ દિવસ નહીં ઉઘાડું! પંચકભાઈ, મારું હવે શું થશે!

પંચક—જો સુભદ્ર, હું કહું છું તે સાંભળ. શું કરવાથી શું પરિણામ આવે છે એ હું કંઈ જાણતો નથી. પણ જે થવાનું હોય તે ભલે થાય, મને એની જરાયે બીક નથી.

સુભદ્ર—બીક નથી લાગતી?

બધા બાળકો—બીક નથી લાગતી?

પંચક—ના. મને તો ઊલટું એમ થાય છે કે ચાલોને જોઈએ તો ખરા શું થાય છે.

પહેલો બાળક—ના પંચકભાઈ, તમને હાથ જોડીને વીનવું છું પંચકભાઈ, તમે...

પંચક—કેમ ભાઈ? તને એમાં શો ડર લાગે છે!

બીજો બાળક—એ તો બહુ ભયંકર છે.

પંચક—ભયંકર ન હોય તો એમાં મઝા શાની!

ત્રીજો બાળક—પણ એ તો ભયંકર પાપ છે.

પહેલો બાળક—મહાપંચકભાઈએ અમને કહી રાખેલું છે કે એ બારી ઉઘાડે તેને માતૃહત્યાનું પાપ બેસે છે, કારણ ઉત્તર દિશા એકજટાદેવીની છે.

પંચક—માતૃહત્યા ન કરવા છતાં તેનું પાપ કેવી રીતે બેસતું હશે એ જાણવાની તો ઓર મઝા હશે. એ મઝા જોવા હું ભારે ઉત્સુક છું.

પહેલો બાળક—તમને બીક નહીં લાગે!

પંચક—જરાયે નહીં. સુભદ્ર, તેં બારીમાંથી શું જોયેલું, કહે જોઇએ!

બીજો બાળક—ના, ના, અલ્યા, નહીં કહેતો.

ત્રીજો બાળક—ના, એ અમે નહીં સાંભળી શકીએ. કેટલું ભયંકર!

પહેલો બાળક—ઠીક, જો, પણ જરાક જ—આટલુંક જ • • •

સુભદ્ર—મેં ત્યાં એક ટેકરી જોઇ, અને ટેકરીની તળેટીમાં ગાયો ચરતી હતી.

બધા બાળકો—(કાનમાં આંગળાં ભરાવીને) ઓ બાપ રે! અમારે નથી સાંભળવું. ભાઇ સુભદ્ર, હવે વધારે નહીં બોલતો. ઓ પેલા ઉપાધ્યાય મહાશય આવે. ચાલ ચાલ, હવે બસ થયું.

ઉપાધ્યાય—શું છે સુભદ્ર? તારે જે કહેવું હોય તે જલદી કહે.

સુભદ્ર—મેં ઘોર પાપ કર્યું છે.

ઉપાધ્યાય—પાપ કર્યું છે? ઠીક બહુ સારું. બેસ ત્યારે, હવે સાંભળી લઇએ.

સુભદ્ર—મેં આયતનની ઉત્તર દિશાની • • •

ઉપાધ્યાય—બોલ બોલ, ઉત્તર દિશાની ભીંતમાં લિસોટો પાડ્યો?

સુભદ્ર—ના. મે ઉત્તર દિશાની બારી • • •

ઉપાધ્યાય—સમજ્યો, બારી ખખડાવી આવ્યો? એમ હોય તો હવે એ દિશામાં આપણાં જેટલાં વાસણનાં પાત્રો હશે તે બધાંય ફેંકી દેવાં પડશે. સાત માસની વાછડી પાસે એ બારી ચટાડાવીએ નહીં ત્યાં સુધી પાપનું શોધન થવાનું નથી.

સુભદ્ર—મેં તો બારી ઉઘાડીને બહાર જોઇ લીધું છે!

ઉપાધ્યાય—(પડી જઇને) સત્યાનાશ વાળ્યું છોકરા! આજ ત્રણસો ને પિસ્તાલીસ વરસ થયાં આ બારી કોઇએ ઉઘાડી નથી એ ખબર છે?

સુભદ્ર—મારું શું થશે?

પંચક—(સુભદ્રને આલિંગન કરીને) તારો જયજયકાર થશે, સુભદ્ર! ત્રણુસો ને પિસ્તાલીસ વરસની સાંકળ તેં તોડી છે! જો તો ખરો, તારું આ અસામાન્ય પરાક્રમ જોઇને ઉપાધ્યાય મહારાજ મોંમાંથી શબ્દ પણ કાઢી શકતા નથી! [સુભદ્રને ખેંચીને ચાલ્યો જાય છે.]

ઉપાચાર્ય—કોને ખબર, શો કેર થવા બેઠો છે! ઉત્તરની અધિષ્ઠાત્રી છે એકજટાદેવી. છોકરાની બંને આંખો એ પળેજ ધગ કેમ થઈ ન ગઈ એનીજ નવાઇ લાગે છે. ચાલ, જઇને આચાર્યદેવને જણાવું. [જાય છે.]

આચાર્ય—ઉપાધ્યાય, કેમ કંઈ સમાચાર છે?

ઉપાધ્યાય—બહુ માઠા સમાચાર છે!

આચાર્ય—ત્યારે તો તરતજ બોલી નાખો એ જ ઠીક.

ઉપાધ્યાય—આચાર્યદેવ, સુભદ્રે આપણા આયતનની ઉત્તર દિશાની બારી ઉઘાડીને બહાર દષ્ટિપાત કર્યો છે.

આચાર્ય—ઉત્તર દિશા તો એકજટાદેવીની, ખરી!

ઉપાધ્યાય—વિચારો તો ખરા! આપણા આયતનના મંત્રપૂત રૂદ્ધ વાયુને એ બારીમાંથી ઘૂસી આવેલી હવાએ કેટલો બધો બગાડી નાખ્યો છે એની શી વાત કહું?

ઉપાચાર્ય—હવે વાત એ છે કે આ પાપનું પ્રાયશ્ચિત્ત શું?

આચાર્ય—મને તો કંઈ યાદ આવતું નથી. મને લાગે છે ઉપાધ્યાય…

ઉપાધ્યાય—ના ભાઈ, મને પણ કંઈ સાંભરતું નથી. આજ ત્રણસો વરસ થયાં આવી જાતના પ્રાયશ્ચિત્તનો પ્રસંગ આવ્યો નથી; બધું ભુલાઈ ગયું છે. એ પેલા મહાપંચક આવે—જો કોઇને ખબર હોય તો તે તેમનેજ

[મહાપંચકનો પ્રવેશ]

ઉપાધ્યાય—મહાપંચક, બધું સાંભળ્યું તો હશેજ.

મહાપંચક—એટલા માટે તો આવ્યો છું. આપણે અત્યારે સર્વ અપવિત્ર છીએ; બહારની હવા આપણા આયતનમાં દાખલ થઈ છે.

ઉપાચાર્ય—એનું પ્રાયશ્ચિત્ત શું? અમને કોઈને સ્મરણ નથી. તમે જ કહી શકો.

મહાપંચક—ક્રિયાકલ્પતરુમાં આનો કશો ઉલ્લેખ મળતો નથી—કેવળ એક ભગવાન્ જ્વલનાનન્ત કૃત આધિકમિક વર્ષાયણમાં લખ્યું છે કે અપરાધીએ છ માસ મહાતામસ સાધના કરવી.

ઉપાચાર્ય—મહાતામસ!

મહાપંચક—હા, અજવાળાનું એક કિરણ પણ તેના દેખવામાં આવવું ન જોઈએ. એનું કારણ છે: અજવાળાને લીધે જે અપરાધ થયો હોય તેનું અંધકાર વડે જ ક્ષાલન થઈ શકે.

ઉપાચાર્ય—એમ જ હોય તો મહાપંચક, બધો ભાર હવે તમારેજ શિર છે.

ઉપાધ્યાય—ચાલો, હું પણ તમારી જોડેજ આવું. એટલામાં સુભદ્રને દિગ્મર્દન કૂંડામાં સ્નાન કરાવીને લેતા આવો.

[બહુ જવા લાગે છે એટલામાં]

આચાર્ય—સાંભળો, કંઇ પ્રયોજન નથી.

ઉપાધ્યાય—શાનું પ્રયોજન નથી?

આચાર્ય—પ્રાયશ્ચિત્તનું.

મહાપંચક—પ્રયોજન નથી કહો છો? આધિદૈમિક વર્ષાયણ ઉઘાડીને હું હાલ બતાવી આપું...

આચાર્ય—કંઇ ફિકર નહીં. સુભદ્રને કંઇ પ્રાયશ્ચિત્ત કરવાનું નથી. હું આશીર્વાદ આપીને તેનું...

મહાપંચક—એમ તે કોઇ દહાડો બનતું હશે! જે વાત કોઇ શાસ્ત્રોમાં નથી તે શું તમે...

આચાર્ય—નહીં, એવું હું થવા નહીં દઉં. જો એમાં કંઇ અપરાધ થશે તો તે મારે માથે. તમને એમાં કોઇ જાતનો ભય નથી.

ઉપાધ્યાય—આવી દુર્બળતા તો તમારામાં કોઇ વાર જોઇ નહોતી: હમણાં જ અષ્ટાંગશુદ્ધિ ઉપવાસની ત્રીજી રાત્રે બાળક કુશલશીલ પાણી પાણી કરતો તરસનો માર્યો દેહ છોડી ગયો તો પણ તેના મોંમાં કોઇએ પાણીનું ટીપું સરખું ય મૂક્યું નહોતું. એ વખતે તો આપ કંઇ જ બોલ્યા નહોતા. તુચ્છ માણસનો પ્રાણ તો આજ છે ને કાલ નથી, કિન્તુ સનાતન ધર્મવિધિ એ તો કાયમની ટકવાવાળી છે.

[સુભદ્રને લઇને પંચક પ્રવેશે છે.]

પંચક—ડર નહીં, સુભદ્ર, તારે કશી વાતનો ભય નથી. (આચાર્યને) આ બાળકને અભયદાન આપો; પ્રભુ!

આચાર્ય—બેટા, તેં કંઈ પાપ કર્યું નથી, બાપુ. જેઓ વગર અપરાધે પોતાનાં હજાર હજાર વરસ બતાવી મોં વાંકું કરીને તને ડરાવે છે તેમણે જ ખરું પાપ તો કર્યું છે.

# જનમનો ખેડૂ

ઈશ્વર પેટલીકર

કિશોરભાઈ પચ્ચીસ વર્ષથી શહેરમાં રહેતા હતા. ખેતી સાથેનો સંગ છૂટી ગયો હતો, છતાં કિશોરવયમાં ખેતર ખૂંદેલાં એટલે ધરતી સાથેની પ્રીત તૂટી હોય તેમ લાગતું ન હતું. સ્ટેશનથી ઊતરી એ નોકર સાથે રસ્તો કાપતા હતા ત્યારે એમની નજર આજુબાજુ આવેલાં ખેતર તરફ મંડાયેલી રહેતી.

લગભગ દસ વીઘા જેવડો મોટો પ્લૉટ પડતર પડ્યો હતો. વાડે જ્યાં ત્યાં છીંડાં પડ્યાં હતાં, ખેતરમાં કચરું ઊગેલું તે ચરવા ઢોર પેસી ગયેલાં, તેથી ખેતર ખૂંદાઈ ગયું હોય તેમ ચોખ્ખું દેખાતું હતું. જાણે માણેકચોકની વચ્ચે દુકાન ખાલી પડી રહી હોય? અને વેપારીનું મન ધ્રૂજી ઊઠે તેમ કિશોરભાઈનું લોહી ધ્રૂજી ઊઠ્યું—અણીપૂણી પાકે એવા સારા વરસમાં આખો દસ વીઘાંનો નંબર કોણે અકર્મીએ આમ પડતર મૂક્યો હશે? અને ઉતાવળે જતો મુસાફર વચ્ચે કોઈને ઘાયલ થયેલો જોતાં એને મદદ કરવા ઊભો રહે તેમ, કિશોરભાઈ છીંડામાં થઈ ખેતરમાં પ્રવેશ્યા. બોલ્યા: 'મગન, કાળજું ફાટી જાય તેવું છે ને! આવા સારા વરસમાં, ઉંવટ કશું ના થાય તો બાજરી એ ખેડ કરીને વાવી મૂકી હોય તોય ૧૫૦–૨૦૦ મણથી ઓછી ના થાય.'

મગનને પણ અંદર પેસતાં વિચાર આવ્યો 'સાહેબ! કદાચ તકરારિયું હોય અને બેઉ પક્ષે મારામારી કરી હોય, કોર્ટમાં કેસ ચાલતો હોય તેથી પડી રહ્યું હોય તોય કોને ખબર?'

કિશોરભાઈ સંમત થતાં બોલ્યા: 'એવું ય હોય.'

સામે છેડેથી કોઈને ખેતરમાં પ્રવેશતા જોઈ મગન બોલ્યો: 'તપાસ કરવી હોય તો સામે છેડે કોઈ આદમી હમણાં આવ્યો'

કિશોરભાઈએ એ બાજુ નજર કરી. માથે ફાળિયું બાંધેલો, ખભે ધારિયું મૂકેલો, શરીરે કેડિયું પહેરેલો, ધોતિયાના બે છેડા ઊંચા ખોસી ઢીંચણ સુધીના પગ ઉઘાડા રાખેલો એ પુરુષ ખેડૂત હોય તેમ એનો દેખાવ કહી આપતો હતો.

કિશોરભાઈએ એ અંગે પૂછપરછ કરવા ઊંચો હાથ કરી એને પોતાની પાસે બોલાવવા બૂમ પાડી: 'એ પટેલ, જરા આમ આવજો!'

પેલા ખેડૂતે આ બાજુ આવવાને બદલે સામી બૂમ પાડી હાથવતી પોતાની પાસે બોલાવતાં કહ્યું: 'અહીં આવો'

કિશોરભાઈ કંઈ બોલ્યા વગર એ બાજુ ચાલ્યા. મગન પાછળ પાછળ ચાલ્યો. અને થોડું અંતર રહ્યું એટલે કિશોરભાઈએ પૂછ્યું. 'પટેલ! આ કોનું ખેતર છે?'

ખેડૂતે માથું ધુણાવતાં કહ્યું: 'મારું.'

મગન વચ્ચે બોલ્યો: 'આમ પડિયાણ કેમ રાખ્યું છે? એની તકરાર-બકરાર ચાલે છે?'

ખેડૂતે તડૂકીને જવાબ આપ્યો: 'તકરાર મારી હાહરનો કોણ કરનાર છે? મારા ખેતરમાં પેસે એને ઊભો ને ઊભો ટચકાવી નાખું.'

કિશોરભાઈએ પૂછ્યું: 'તકરાર નથી ત્યારે આ ખેતર પડતર કેમ રાખ્યું છે?'

ખેડૂત: 'છોકરો અકર્મી પાકયો એટલે. શાસ્તરમાં કહ્યું છે ને કે સારો પાક પાકે તો દીકરો, નહીં તો છો-કરો. કર્યાકારવ્યા ઉપર છો (પ્લાસ્ટર) કરે. મારી ચાલીસ વીઘાં જમીન પર છોકરો અકર્મી પાકયો તે છો-કરી. ખેતર પડતર રાખીને તવા જેવું કરી મૂક્યું.'

કિશોરભાઈના મોંમાંથી આશ્ચર્ય અને દુઃખનો ભેગો ઉદ્‌ગાર નીકળી ગયો: 'ચાલીસ વીઘાં જમીન આમ પડતર છે!'

ખેડૂતની આંખમાં પણ દુઃખની કરુણા ચોખ્ખી વર્તાઈ આવતી હતી. મોં ઉપર પણ ખેડૂતી વેદના વરતાતી હતી. ગળગળે અવાજે એણે કહ્યું: 'તમને રસ્તે જનારને આટલું દુઃખ થાય છે તો પરસેવો પાડી મેં જમીન લીધેલી અને કાળા મજૂરી કરી પાડાની ખાંધ જેવી બનાવેલી જમીન આમ પડતર રહે તે મારું કાળજું ફાટી ગયા વગર રહે?'

મગન: 'અત્યાર સુધી કોણ ખેડતું હતું?'

ખેડૂત: 'હું, પણ વૈશાખ મહિને હું માંદો પડયો અને મારા પગ ભાંગ્યા એટલે અકર્મી છોકરાએ ખેતી ભેલાડી દીધી. હાથીના બચ્ચા જેવા બળદ હતા તે વેચી દીધા. પથારીમાં પડયાં પડયાં મારી આંખમાંથી બોર-બોર જેવડાં આંસુ નીકળી ગયાં. હળીલાકડું હતું તેય વેડફી માર્યું. મેં બહુએ ય કહ્યું કે છોકરી ઓર્યું આવા ધંધા માંડયા છે તે ધાનપાણી નહિ મળે ધાનપાણી. પણ છોકરાને અંગ્રેજી ભણાવી ઘરમાં ગોઢયમ ઘાલ્યું હતું એટલે હાથનાં કર્યાં હૈયે વાગ્યાં!'

કિશોરભાઈએ પૂછ્યું: 'છોકરો શો ધંધો કરે છે?'

ખેડૂતે ખીજમાં કહ્યું: 'વેશ્યાનો.'

કિશોરભાઈ અને મગનનાં મોં મલકાયા વગર ના રહી શકયાં.

ખેડૂતે કહ્યું: 'હસવાની વાત નથી. વૈદ્ય, વકીલ અને વેશ્યાનો એકજ ધંધો.'

કિશોરભાઈ: 'છોકરો ડૉકટર છે?'

ખેડુતે નિસાસો નાખતાં જણાવ્યું : 'દાક્તર હોત તો કોક ગરીજને મટાડીને આશિષેય મેળવત; પણ વેશ્યા કરતાંય ભૂંડો વકીલનો ધંધો લઈ બેઠો છે.'

કિશોરભાઈ : 'ક્યાં વકીલ છે?'

ખેડુત : 'ઠેઠ હજમાં! અહીં નજીક હોત તો કોક દહાડો ખેતરમાં અમસ્તો આંટો મારી જાત તો ધરતીને સંતોષ થાત કે મારો ધણી આવ્યો, પણ ઠેઠ મુંબઈ રહે એટલે આ ભણી જોવા જ કોણ આવનાર છે!'

કિશોરભાઈએ મનમાં ગાંઠ વાળી. ખેડૂત સાવ મૂરખ લાગે છે. દીકરો મુંબઈમાં વકીલાત કરતો હોય પછી એને ચાલીશ વીઘાંની શી પડી હોય? એ ખેતી કરેય શી રીતે? પછી બળદ અને હળલાકડું વેચી ના દે તો કરે શું?

એટલે એ વાતને વધુ ન લંબાવતાં કિશોરભાઈએ પૂછ્યું : 'પણ ખેતી ભાગે આપી દેવી હતી ને?'

ખેડુત દાંત કચકચાવી બોલ્યો : 'ભાગે ખેડનાર તો જોઈએ એટલા ઊભા થાય પણ એ આપણને અણીપૂણી ગતાવે નહિ. પાક તૈયાર થાય ને પહેલાં અર્ધું તો લૂંટી ખાય અને નાતરાની બૈરીને કંઈ ધણીની લાગણી હોય? એના જેવું ભાગિયાને. પાડાની ખાધ જેવાં મારાં ખેતર બગાડી નાખે.'

કિશોરભાઈ : 'એ ખરું, પણ તમારાથી ના બને એટલે બીજું શું થાય!...'

વચ્ચે ખેડુત બોલી ઊઠ્યો : 'ના કેમ બને? માણસને મંદવાડ કંઈ આખી જિંદગી રહેતો હશે? આ પાછો જમ જેવો થયો છું કે નહિ? આવતી સાલ પાછી એવી ને એવી ખેતી ના કરું તો જોજો ને.'

મોહન : 'આ સાલ, એક વરસ બીજાને ખેડવા દીધું હોત તો એમાં શું જમીન બગડી જવાની હતી?'

ખેડૂત : 'એક વરસમાં બગડી તો કશું ના જાય, પણ કોંગરેસ સરકારનો કાયદો નડે છે ને? એક વરસ ખેડવા આપીએ એટલે એના બાપનો હક થઈ જાય. પાછી સોંપે નહિ'

મગન : 'સાહેબ, આપણે ચાલીએ. મોડું થાય છે.'

કિશોરભાઈ : 'હા,' અને ખેડૂતને પૂછ્યું : 'તમારું નામ શું પટેલ?'

'મારું નામ નાથાભાઈ.'

'દીકરાનું નામ?'

'રમણભાઈ.'

કિશોરભાઈ નવાઈ પામતાં બોલ્યા : 'આ ગામના રમણભાઈ નાથાભાઈ મુંબઈમાં એડ્વોકેટ છે તે તમારા જ દીકરા?'

ખેડૂતે માથું ધુણાવી હા પાડી.

છૂટા પડીને બેઉ જણ ખેતર બહાર આવ્યા એટલે કિશોરભાઈ બોલ્યાઃ 'શો અકર્મી માણસ છે! રમણભાઈ નાથાભાઇ મુંબઈમાં ઘણો જાણીતો એડ્વોકેટ છે. મેં જોયા તો નથી પણ સાંભળ્યું છે ઘણું. પણ એનો બાપ આવો જડ હશે એ તો આજે જાણ્યું. પાડાની બાંધ જેવી જમીન હોય કે હાથીની બાંધ જેવી હોય, એવા વકીલને એની શી પડી છે? અને પડતર રહે તોય એને શું અડવાનું હતું?'

હજુ એક ગાઉ દૂર કિશોરભાઈનું ગામ હતું. વચ્ચે નાથાભાઇનું ગામ આવ્યું એટલે કિશોરભાઇ પોતાના ઓળખીતા રામભાઇને ઘેર પાણી પીવા રોકાયા. કારણસર ઓચિંતું આવવાનું થયું એટલે સામું વાહન મંગાવ્યું ને હતું તેમ સાથે જણાવ્યું. રામભાઇએ ચા મૂકાવી. બીજી વાતચીત સાથે કિશોરભાઇએ પૂછ્યુંઃ 'રમણભાઈ જેવા એડ્વોકેટનો બાપ સાવ જડ હશે તેમ આજે એની સાથે વાતચીત થઇ ત્યારે જ ખબર પડી. કોલસામાં રતન પાક્યા જેવો ઘાટ થયો કહેવાય.'

કિશોરભાઇની એ વાતમાં રામભાઇએ કંઇ ટેકો ન આપ્યો કે એ અંગે બીજું કંઇ ન કહ્યું. એટલે થોડી ક્ષણ રાહ જોયા પછી એમણે પૂછ્યુંઃ 'કેમ કંઈ બોલ્યા નહિ? નાથાભાઇ જેવો અકર્મી માણસ મેં બીજો આજ સુધીમાં જોયો નથી. ખરું કે નહિ?'

છતાં રામભાઈ કંઇ ન બોલ્યા.

કિશોરભાઇને વહેમ પડ્યો. એમણે પૂછ્યુંઃ 'કેમ તમે કંઇ બોલતા નથી? એમાં કંઇ ભેદ છે કે શું?'

રામભાઇઃ 'તમે બહારગામ રહો છો એટલે કશું જાણતા નથી એટલું જ. બાકી અહીં તો ફરતાં બધાં ગામ જાણે છે.'

કિશોરભાઇઃ 'શું જાણે છે?'

રામભાઇઃ 'કહું તો બીશો તો નહિ ને?'

'એમાં બીવાનું શું હતું?'

'બીવા જેવું છે માટે.'

'પણ એવું શું છે?'

'કાળજું કઠણ હોય તો કહું.'

'વેપારી થયો છું પણ કાળજું હજુ ખેડૂનું છે. બાપદાદાનું ખેડૂ લોહી નસોમાં વહે છે એવું ના હોત તો ખેતર પડતર રહ્યું તેની ચિંતા કરવાની

ભાજગઢ ન ફગત જે હોય તે કહો' છતાં જો કે કિશોરભાઇની છાતી જોરથી ધડકારા લેતી હતી

મગન કયારનો સાંભળી રહ્યો હતો તે બોલી ઊઠયો 'હુ સમજી ગયો ખરુ પૂછો તો મને તે પછી વહેમ તો પડયો હતો પણ...'

કિશોરભાઇ 'શો વહેમ પડયો હતો?'

મગન ગમભાઈ સામે જોઇ બોલ્યો 'એ નાથાભાઈ ન હતા, ખરુ ને?'

ગમભાઈએ બોલ્યા વગર માથુ હલાવી હા પાડી

કિશોરભાઇ 'ત્યારે કોણ હતુ?'

મગન 'નાથાભાઇનુ ભૂત!'

કિશોરભાઈ આચકો અનુભવતા બોલ્યા 'હુ?'

ગમભાઈ 'સાચી વાત છે!'

ઘડીભર કોઈ કઇ ન બોલ્યુ ત્યા ચા આવી એટલે એને પીતા પીતા ગમભાઇએ વાત શરૂ કરી 'તમે એમના ખેતરમા પેઠા હશો એટલે એમણે તમને દેખા દીધી હશે'

મગને કહ્યુ 'હા'

ગમભાઇ 'એમનામા એટલુ છે કે રસ્તે જનારને એ દેખા દેતા નથી એમના ખેતરમાં કોઇ ગયો, ખેડૂત જો ખેડવા ગયો હોય તો સામા થાય અને તમારા જેવો અજાણ્યો કુતૂહલ ખાતર પેસે તો એની સાથે નિરાંતે વાતો કરે'

કિશોરભાઇ 'અમારી સાથે એવી નિરાંતે વાત કરી કે અમને વહેમ પણ ન પડયો મને એટલુજ લાગ્યુ કે મૂરખ છે'

મગન 'મને રસ્તામા ચાલતા વહેમ આવેલો પણ મેં એને સાચો માનેલો નહિ'

ગમભાઈ 'તમારા જેવા દરેકને એ એકજ વાત કરે છે કે ઠાકરો અક્ર્મી પાક્યો અને ખેતી રખડી ગઇ'

કિશોરભાઇ 'બસ એજ પણ એમનો જીવ આમ અવગતે જવાનુ શુ કારણ? એમના દીકરા જેવો દીકરો જેને હોય તેને જીવતા દુઃખ થાય અને મરતા નિરાંતે જીવ જાય તેને બદલે એમનો જીવ માટીના ઢેફામાં શુ કામ રહી ગયો?'

ગમભાઈ 'એ તો એમની મરતી વખતેજ અમને બીક રહેતી હતી કે ભનુ હશે તો એમનો જીવ ખેતરમા રહી જશે'

કિશોરભાઇ 'શાથી?'

રામભાઈ: 'મર્યા એ પહેલાંનું છેલ્લું આખું અડવાડિયું એમણે ખેતરાંની જ લવરી કરી છે. આંબલિયાંવાળા ખેતરમાંની લીંબોઇમાંથી લોકો લીંબુ તોડી જાય છે એમ બૂમો પાડતા. ગગજીવાળાના આંબા ઉપરથી લોકો કેરીઓ વેડી જાય છે. નાયવાળામાં ભરવાડે ઘેટાં-બકરાં ઘાલી વાડ તોડીને ખેદાનમેદાન કરી નાખી. પસલાને ખેડવા આપશો તો કબજો નહિ છોડે એ. બકોર કશું બતાવશે નહિ-ચોરી જશે. મથુરની ખેતીમાં કશી બરકત નથી-ખેતર પડિયાણ જેવું કરી મૂકશે. બસ, છેલ્લું આખું અડવાડિયું આનું આજ ભજન!'

કિશોરભાઇ: 'આખી જિંદગી જે કર્યું હોય તેજ માણસની આગળ છેલ્લી ઘડીએ આવીને ઊભું રહે.'

રામભાઈ: 'ખેતી તો બધા કરે છે, પણ નાથાકાકાથી બધા હેડ. એમણે તો દસબાર વર્ષના થયા હશે ત્યારથી એજ ધંધો શરૂ કર્યો તે મરતાં લગી. ના કંઇ વ્યાવહારિક જ્ઞાન. ના કોઇની ભાંજગડ કે ના ધર્મમાં પણ ચિત્ત. એક જ ઇન્દ્રિયનું જ્ઞાન. એ ભલા અને એમની ખેતી ભલી. આખી જિંદગી કાળી મજૂરી કરી અને જે પેદા કર્યું તેની જમીન લીધા કરી. મૂળ પંદર વીઘાં જમીન હતી તેમાંથી આજે ચાલીસ વીઘાં છે, અને તે ય દસ દસ વીઘાંના પાડાની ખાંધ જેવા ચાર નંબર.' સહેજ અટકીને એમણે કહ્યું: 'એમની ઉમેદ એકનો એક છોકરો એટલે પોતાની સાથે ખેતીમાં પલોટવાની. પણ દીકરો અંગ્રેજી ભણ્યો. એ ભણવામાં પાછો હોશિયાર એટલે કૉલેજમાં ગયા પછી પોતાનું ખર્ચ એણે ઘેર પડવા ના દીધું અને આપબળે વકીલ થઇ મુંબઇમાં ધંધે વળગ્યો.'

કિશોરભાઇ: 'પછી તો નાથાભાઇને સંતોષ થવો જોઇએ ને?'

રામભાઈ: 'સંતોષ તો પૂરેપૂરો થયેલો. છોકરો હોશિયાર પાક્યો તેનો ગર્વ પણ લેતા. પુત્રના કરમમાંથી કાળી માટી ઉથામવાનું ટળ્યું એટલે રાજી પણ થતા. પણ મરતી વખતે જીવ જમીનમાં રહ્યો. તેમાં ગણોતધારો આવ્યો. એક ખેડૂત પાસેથી જમીન લઇને બીજાને આપી ન શકાય તે એમણે જાણ્યું એટલે મનમાં એની એ ધખના રહી કે લોક મારી જમીન બગાડી નાખશે.'

રામભાઈ અટક્યા એટલે ઉત્સુકતાને વશ થઇ કિશોરભાઇએ પૂછ્યું: 'પછી?'

રામભાઈ: 'જમીન રમણભાઇએ ચાર ખેડૂતોને ભાગે આપી દીધી હતી, પણ કોની માએ સવાશેર સૂંઠ ખાધી છે કે ખેતરમાં પેસે?'

કિશોરભાઇ: 'એટલે?'

રામભાઈ: 'હળ લઈને ખેડૂત ખેતરમાં પેસવા જાય એટલે લાગલા એ બળદની નાય ઝાલીને એને ઊભા રાખે. આગળ ડગ ભરવા ન દે.'

કિશોરભાઈ: 'આ તો અજબ વાત કહેવાય. ધરતી સાથેની આ તો અજબ પ્રીત!'

રામભાઈ: 'પ્રીત કે ઘેલછા? ચાલીસ વીધાં જમીન સાવ પડતર પડી રહી તેમાં કેટલું નુકસાન!'

કિશોરભાઈ: 'પછી કોઈએ ખેતરમાં પેસવા પ્રયત્ન કર્યો જ નહિ!'

રામભાઈ: 'બળદેય ભૂતથી બીના હોય તેમ ગમે તેટલું હાંકે પણ આગળ ડગ જ ન દે. છતાં રણછોડ ભારે હિંમતવાળો. એ ધાર્યું–કોદાળી લઈને ખેતરમાં જાતે કામ કરવા ગયેલ. પણ એમાંય એનો ગજ ન વાગ્યો.'

મગન: 'તે વખતે શું થયું?'

રામભાઈ: 'ખેતરમાં એને પેસવા તો દીધો. પણ કામ બિલકુલ કરવા ન દે. એ ધાર્યું કે કોદાળી બે હાથમાં ઝાલી જેવો ઉગામે કે નાચાકાકા અદ્ધર પકડી લે'

કિશોરભાઈ અને મગનનાં મો મલકી ગયાં. બંને સાથે બોલ્યા: 'આ તો ભારે ગજબ કહેવાય!'

રામભાઈ: 'આમ ગજબ છે, પણ બીજી રીતે નિરાંત છે. ખેતરમાં ખેડવા જાય એને આમ રોકે છે એટલું જ, બાકી અમસ્તો કોઈ જાય એનું નામ દેવાનું નહિ. ખેતરમા જાય એને મનમાં આવે તો દેખાવ દે, ન ય દે. બાકી ખેતરની બહાર કોઈને દેખાવ દીધો હોય એવું બિલકુલ બન્યું નથી. એટલે એ રસ્તો ભેંકાર નથી બની ગયો. સ્વભાવથી જાણે એ ભલા માણસ હતા એટલે કોઈને રંજાડ ન કરે તે સમજાય તેવું છે.'

કિશોરભાઈ: 'પણ તેનો કંઈ રસ્તો તો કરવો પડશે ને?'

રામભાઈ: 'રમણભાઈ તો વકીલ માણસ. અંગ્રેજી ભણેલા અને મુંબઈમાં રહે એટલે એમણે જાણ્યું ત્યારે એમના માન્યામાં વાત ન આવી. પણ એવું ખોટું કોઈ લખે નહિ એટલે કાગળ પહોંચ્યો એટલે ઘેર આવ્યા. નજરોનજર અનુભવ કર્યો. અમે કહ્યું, 'ભૂવાને બતાવી આનો રસ્તો કરો.' પણ એ વાત એમને ગળે ન ઊતરી. કહ્યું, 'ભલે ખેતર પડતર રહે. પુખ્ત વિચાર કરીને હું યોગ્ય લાગશે તે કરીશ અને એનો વિચાર કરીને ગઈ કાલે જ પાછા મુંબઈથી આવ્યા છે.'

નવાઈ પામતાં કિશોરભાઈ બોલ્યા: 'શું કહો છો? શો વિચાર કર્યો છે?'

રામભાઈ: 'હું એમને હજુ મળ્યો નથી. એ બાજુ જવાનો વિચાર કરતો હતો ત્યાં તમે આવ્યા. વાત તો એવી સાંભળી છે, કે એ જાતે ખેતી કરશે.'

કિશોરભાઈએ વધુ નવાઈ પામતાં કહ્યું: 'આ તો બધું ન માન્યા જેવું જ કહેવાય. રમણભાઈ જેવા ઍડ્વોકેટ એટલા માટે આખી જિંદગી ખેતી કરે એ સૌથી અજબ વાત.'

રામભાઈ: 'એમની શી યોજના છે એ તો એમને મળીએ ત્યારે પૂરેપૂરી ખબર પડે. તમારે જાણવું હોય તો ચાલો સાથે જઈએ.'

કિશોરભાઈએ મગન સામે નજર કરી. મગન બોલ્યો: 'હવે તો આ ભેદ સાંભળીને જ જવું. અર્ધો કલાક મોડું થશે તો છો થતું.'

રમણભાઈએ પોતે જે વિચાર્યું હતું તેનો ખ્યાલ આપતાં કહેવા માંડ્યું: 'રામભાઈ, મેં મુંબઈમાં મારા મિત્રોને કહ્યું તો કોઈ માને નહિ. પણ મારી વાત એટલે ખોટું પણ શી રીતે માને? હું પોતે પણ એમના જેવો. પણ આ તો મેં નજરોનજર જોયેલી હકીકત હતી એટલે અમે બધા જુદા જુદા વિચાર કરતા હતા. યોજના વિચારતા હતા છેવટ બધા એક મુદ્દા ઉપર સંમત થયા.'

રમણભાઈ સહેજ અટક્યા પણ વચ્ચે કોઈ બોલ્યું નહિ. એમણે કહ્યું: 'બાપુજીનું લોહી ખેડૂતનું હતું. જનમના ખેડૂતનું નહિ પણ વંશપરંપરાના ખેડૂતનું લોહી, એટલે ધરતી સાથે એમની પ્રીતની ગાંઠ એવી પડી ગઈ હતી, કે એ મરણ સમયે પણ છૂટી નહિ. ન છૂટી એનું કારણ પોતાના પછી ધરતી નિરાધાર થઈ જશે એ બીક. પુત્રૈષણા પાછળ માણસની આ જ ઝંખના છે. પોતાને જેની સાથે પ્રીત છે એ વારસામાં આપી જવાની વૃત્તિને કારણે માણસ પુત્ર ઝંખે છે અને એને માટે મરી ફીટે છે. એટલે માણસ ખરી રીતે પુત્ર નથી ઝંખતો—વારસદાર ઝંખે છે. અને એ સ્થૂળ મિલકતનો વારસદાર નહિ પણ પોતાના પછી પોતાનું કાર્ય ઉપાડી લે તેવો કાર્યક્ષેત્રનો વારસદાર. અને એ રીતે હું એમનો પુત્ર હતો, પણ વારસદાર ન હતો; એટલે મરતી વખતે એમણે ધરતીને નિરાધાર થતી જોઈ. એમને મારા કરતાં ધરતીમાં વધુ પ્રીત હતી એટલે ધરતીને નિરાધાર થતી એ ન સહી શક્યા. એ કારણે એમનો જીવ મરતી વખતે એમાં ભરાઈ રહ્યો.'

રામભાઈએ પૂછ્યું: 'પરંતુ આમ તો એમને તમારાથી સંતોષ હતો. ખેતીની કાળી મજૂરીમાંથી છૂટી તમે મુંબઈ રહેતા થયા એથી એ ગર્વ પણ લેતા હતા અને આનંદ પણ માણતા હતા.'

રમણભાઈ: 'હું પણ એવું માનતો હતો. પરંતુ આ પ્રસંગ ઉપરથી લાગે છે કે એમનું એ માનવું હૈયાનું ન હતું—બુદ્ધિનું હતું. ઊંડે ઊંડે હૈયું તો એ જ ઝંખતું હશે કે મારી ધરતી મારા જતાં નધણિયાતી થવાની. કદાચ એ ઝંખના એટલી સુષુપ્ત દશામાં હશે કે એમને પણ એનો ખ્યાલ છેલ્લી ઘડી સુધી નહિ આવ્યો હોય; બાકી જો એમને મારાથી, મારા ધંધાથી, હૃદયનો સંતોષ હોત તો નિરાંતે મર્યા હોત.'

કિશોરભાઇ બોલ્યા: 'એટલે તમે વકીલાત મૂકી ખેતી કરશો?'

રમણભાઈ: 'બાપુજીના આત્માની મુક્તિ માટે એ કરવું જ જોઇએ ને? એ માટે મેં બે-અઢી માસમાં મારું મુંબઇનું કામ પતાવી દીધું છે. અહીં રોકાવાની નિરાંત સાથે આવ્યો છું. બળદની જોડ ખરીદવાનું નક્કી કર્યું છે. એકએ નોકર ગણીશ. ચોમાસાની સીઝન તો ગઇ, પણ પંપે પાણી લઇને નવી સીઝન લેવાનું વિચાર્યું છે.

રામભાઇએ શંકા દર્શાવતાં કહ્યું: 'તમારાથી ખેતી થશે?'

રમણભાઇ: 'ફરજ આવી પડે ત્યાં એવી અશ્રદ્ધા શું કામ? શ્રદ્ધામાં અજબ શક્તિ છે એટલે ખેતી ન થાય એવું હું માનતો નથી.'

કિશોરભાઇ: 'પણ એટલા કારણે જ વકીલાત છોડી દેશો?'

રમણભાઈ: 'અત્યારે કંઈ કહેવાય નહિ, ખેતી કાયમ કરવી એવું કંઇ ઓછું છે? શ્રદ્ધાપૂર્વક ખેતી કર તો જરૂર પિતાના આત્માને સંતોષ થાય. અને જ્યાં સંતોષ થયો કે એ આત્મા જે બંધનમાં છે તે છૂટી જાય. અને એક વખત આત્માની મુક્તિ થઈ એટલે હું ખેતી છોડું કે ચાલુ રાખું તેથી કંઇ આત્મા ફરી એ બંધનામાં પડતો નથી. એટલે આજે મારી આગળ કાયમ ખેતી કરવી કે વકીલાત છોડવી એ સવાલ નથી; કેવળ શ્રદ્ધાપૂર્વક ખેતી કરી પિતાના આત્માને તૃપ્તિ આપવી એ એકજ સવાલ છે.' અને સહેજ અટકી, હસીને ઉમેર્યું: 'અને એમ શ્રદ્ધાપૂર્વક ખેતી કરતાં કરતાં ધરતી સાથે પ્રીત બંધાઈ જાય તો એ ને પણ છૂટે!'

અજવાળિયા પછી રમણભાઇ જાતે બળદના અછોડા ઝાલી હળ લઇને ખેતરમાં જવા નીકળ્યા, ત્યારે એ જોવા મેળાના જેટલી ગામની મેદની ઊમટી. બધાના અંતરમાં એક કુતૂહલ હતું કે જોઇએ તો ખરા કે એમને ભૂત કેવુંક ખેતરમાં પેસવા દે છે! એટલે જ્યાં ખેતર આવી પહોંચ્યું ત્યાં લોકો પારખું જોવા આગળ ધસી આવ્યા. જ્યાં ખેડૂતના બળદો ભૂતે રોક્યા હતા, ત્યાં આ વખત બળદ આવ્યા એટલે સૌનું કુતૂહલ છેલ્લી કક્ષાએ પહોંચ્યું. અને સૌની નવાઇ વચ્ચે બળદ આગળ ચાલ્યા છતાં ભૂતે રોક્યા નહિ. આનંદનો શોરબકોર મચી ગયો. ખેતરને છેડે હળ છોડી નાખ્યું અને ખેડવા માટે એને જે રીતે નોંગરવું જોઇએ તે પ્રમાણે નોકરે નોંગરી દીધું. બળદના અછોડા નોકરે ઝાલ્યા ને હળનો છેડો રમણભાઇએ ઝાલ્યો. અને બળદને ચાલવાનું કહેવા એમણે ડચકારો કર્યો. ડચ્ચ...ડચ્ચ...ડચ્ચ! અને બળદો ડચકારા સમા દોડવા લાગ્યા. હળ ધરતીને ફાડતું ચસચસ કરતું પાછળ વહેવા લાગ્યું. બધાંની નવાઇ વચ્ચે ઊંચે અદ્ધરથી નાથાભાઇનો બળદને હાંકતો ચિરપરિચિત ડચકારો સંભળાયો અને અવાજ આવ્યો: 'હેંડો મારા બાપો કરું!'

'અખંડ આનંદ'

# 'ઘરનો મોભ'

ઈશ્વર પેટલીકર

આણંદ, તા. ૧૧ : ૮ : '૪૯

પ્રિય નાની બહેન,

માર્ચ માસમાં મેં તને 'બાપુ–મારી મા' એ પુસ્તક અંગે લખ્યું ત્યારે તેં એના જવાબમાં મારા ઉપર આક્ષેપ કર્યો હતો તે તું તો શાની ભૂલે! નવલકથા વિષે કેમ કોઇ વાર પત્ર લખતા નથી? તમે પોતે નવલકથાકાર છો એટલે બીજાનાં વખાણ કરતાં જીવ નથી ચાલતો કે શું?

તારો સ્વભાવ ન ઓળખનારને તો આવો આક્ષેપ વાંચી ગુસ્સો જ આવે. પરંતુ હું એથી કેમ ખિન્નઉં? તારો એ તો સ્વભાવ છે કે જોઈતી વસ્તુ બીજા પાસેથી એવી રીતે લેવી કે પોતા ઉપર ઉપકાર ચડે નહિ અને વસ્તુ મળી રહે! મારા ઉપર આમ તું આક્ષેપ કરે એટલે હું સહેજે નવલકથા ઉપર લખું અને તને જોઇતી વસ્તુ મળી રહે. અને તને જોઇતી ચીજ આપવામાં મને આનંદ આવે છે એટલે હું આપ્યા વગર નહિ રહેવાનો એ પણ તું જાણી ગઈ છે. એટલે વગર ઉપકારે તને 'ઘરનો મોભ' નવલકથાનો પરિચય આપું છું.

ઘર કોનું? ગૃહિણીનું કે ગૃહસ્થનું! અને સૌ કબૂલ કરે છે કે ઘર ગૃહિણીનું છે. એ જ પ્રશ્ન અહીં લેખક બીજા રૂપમાં મૂકે છે. ઘરનો મોભ કોણ? અને વાર્તામાં સાબિત કરે છે કે ઘરનો મોભ 'મેના' જતાં 'કાનજી' રૂપી છાપરું ભાંગી પડ્યું!

પણ એ મોભ અને છાપરાની વાત આગળ કરું તે પહેલાં એના લેખકનું નામ જણાવી દઉં. ગુજરાતના વાર્તાલેખકોમાં પાટીદાર જ્ઞાતિના લેખકો તરફ નજર કરીએ તો પન્નાલાલ પટેલ, પીતાંબર પટેલ, ગોવિંદભાઇ અમીન અને ચોથા તારા 'પૂજ્ય મોટાભાઈ!' એટલા પહેલી નજરે આંખે ચડે છે. અને એ દરેકની વાર્તાઓમાં વિવિધતા પણ છે. પન્નાલાલ ઇડર–ડુંગરપુર બાજુના છે એટલે એમની ગ્રામજીવનની વાર્તાઓ એ પ્રદેશને રજૂ કરે છે. ગોવિંદભાઈ અમીન છે તો વસોના—ચરોતરના—પણ એમનો કાર્યપ્રદેશ મુંબઇ છે એટલે મુંબઇના જીવન ઉપર મોટેભાગે એમની વાર્તાઓ રચાય છે. કોઇ કોઇ વાર્તાઓ ચરોતરના પ્રદેશ ઉપરથી ઘડાયેલી છે. એ પોતે વળી

ટકો પણ લખે છે. મારી વાર્તાઓ 'શુદ્ધ ચરોતરિયા' છે એમ તું જ કે છે એટલે એ અંગે મારે કહેવાનું નથી. હવે રહ્યા 'ધરના ગોળ'ના ભાઈ પીતાંબર પટેલ. એ રહે છે તો મુંબઈ, પણ ગામડા પ્રત્યેની મમતા એમની એવી ને એવી છે. એમના પોતાનામાં પણ ગ્રામવાસીની નિખાલસતા, સરળતા અને નિર્દોષતા પરિચયમાં આવનારને ચોખ્ખી જણાઇ આવે છે. આપણે બંને જેમ અતિ વાતોડિયાં છીએ તેમ એ પણ વાતોડિયા છે. પ્રથમ પરિચયમાં જ અમે મિત્રો બની ગયેલા તે પણ એ કારણે. તું એમના પરિચયમાં આવે તો એ જ રીતે મિત્ર બની જાય. એ પોતે ઉત્તર ગુજરાતના વતની છે અને આ નવલકથામાં એ વિભાગના પાટીદાર કુટુંબજીવનની વસ્તુ લેઇને એમણે નવલકથા લખી છે.

કાનજી એની પત્ની મેના સાથે અમદાવાદમાં સુખે રહેતો હોય છે. મિલમાં નોકરી કરતો હોય છે. એક દિવસ ઘેરથી પિતાનો પત્ર આવે છે કે નાના ભાઈ મથુરનો વિવાહ થયો છે અને અમુક દિવસે લગ્ન લીધું છે. કાનજીનો રંગીલો સ્વભાવ નાચી ઊઠે છે. એને એક જ લહે લાગે છે કે નાનાભાઈને એવા દાદમાદથી પરણાવવો કે નાતમા ડંકો વાગી જાય. અને એ તાનમાં એ અમદાવાદથી ઘણી ચીજો ખરીદી ઘેર જાય છે. ઘરનાં બધાં ના કહેતાં રહે છે અને તે ડંકો વગાડવાની ધૂનમાં વધુ પડતુ ખર્ચ કરી નાખે છે.

લગ્ન પતી ગયા પછી જે દેવુ થયુ તેને કેમ પહોંચી વળવું તેના ઉપાય તરીકે એમ નક્કી થાય છે કે કાનજીએ મેનાને ઘેર રહેવા દેવી. એટલે અમદાવાદમા એને ઓછુ ખર્ચ આવે અને બચત સારી થાય અને દેવું ઝટ વળી જાય. અને મેના ઘેર હોય તો ઘરકામ અને ખેતીકામમાં મદદરૂપ થાય એટલે એ રીતે પણ ફાયદો થાય. કાનજીનું હૈયુ મેનાને મૂકી અમદાવાદ જવા ચાલતુ નથી, પણ એણે જ બધાની ઉપરવટ થઇ વધુ પડતું ખર્ચ કરી નાખ્યુ છે એટલે એનો ઉપાય પણ નથી.

ભાગેલે હૈયે એ મેનાને મૂકી એકલો અમદાવાદ આવે છે. એનું જીવન સૂનુ સૂનુ થઇ જાય છે. મિલના મુકાદમ દાસને ઘેર એ વીશી બાંધે છે. પણ એની પત્ની રૂપાળી ફુવડ છે એટલે એના હાથનું ખાવું પરાણે ગળે ઉતરે છે. આમ નથી એનું પૂરું પેટ ભરાતુ અને મન તો મેના વગર ખાલીખમ છે જ.

આ સ્થિતિમાં મેનાના પિયરની સતોક એને મળે છે. એ બાઇનુ લગ્ન કજોડુ છે. એનો પતિ મગનલાલ એના કરતાં નાનો છે એવુ કજોડુ થવાનુ

કારણ સાટાનો રિવાજ. મગનલાલની બ્હેન સંતોકના ભાઇ સાથે પરણાવેલી હોય છે. એ બાઇને મેના ભાગ્યશાળી લાગે છે. કાનજી જેવો વર પોતાને હોય તો એમ પણ એને થતું હોય છે. કાનજીને પણ સંતોક તરફનું ખેંચાણ થતું હોય તેમ લાગે છે. પણ એ જાગ્રત છે. એ સમજી જાય છે કે આ ખેંચતાણમાંથી મારે છૂટવું હોય તો મેનાને કોઇ ઉપાયે તેડી લાવવી જોઇએ અને છેવટ એને તેડવા એ ઘેર જાય છે.

પરંતુ ઘેર જતાં એ જુએ છે કે એનું આગમન બધાંને અકારું લાગે છે. મેના સાસુના ત્રાસથી સૂકાઇ ગઇ હોય છે. છતાં એ મૂંગે મોંએ બધો ત્રાસ વેઠી લેતી હોય છે. વચેટ ભાઈ મનોર અને એની વહુએ કાનજી ઘેર આવ્યો ત્યારે જુદા થવાની વાત મૂકી. આક્ષેપ એ કર્યો કે કાનજી અમદાવાદની બચતમાં દગો કરે છે અને કમાણી આગની રાખે છે. મનોરની વહુ જુદી થવા એ કારણે માગતી હતી કે સાસુનો ત્રાસ એનાથી સહેવાતો ન હતો. એ જડબાતોડ જવાબ આપે તેવી અને જરાય ન દબાય તેવી હતી છતાં છવી ડોસીથી એ થાકી ગઈ હતી. પોતાના જીવતાં પુત્રો આમ જુદા થાય એ કરશનદાસને માથાવાઢ લાગ્યું પણ મનોર એકનો બે ન થયો એટલે એનો ભાગ જુદો કરી આપવો પડ્યો. નાના ભાઈ મથુરની વહુ હજુ સાસરે રહેતી થઇ ન હતી એટલે કામ માટે મેનાને ઘેર રહેવું હવે અનિવાર્ય થઇ પડ્યું. મનોરની વહુ જુદી થઈ એટલે છવી ડોસી પાસે મેના વગર કોણ? મેના પોતે સાસુના ત્રાસથી હેરાન થઇ ગઇ હતી પણ સમજુ હતી એટલે કાનજીને સમજાવીને એકલા જવા કહ્યું. કાનજી ઉમંગભેર મેનાને તેડવા આવ્યો હતો પણ એને નિરાશ થઇને એકલા જવું પડ્યું.

કાનજીએ હવે ઘર બદલ્યું. સંતોકની પાસે એ રહેવા ગયો. એ કારણે એના સહવાસમાં એ વધુ આવતો થયો હતો. સંતોકને એના તરફ વધું આકર્ષણ થયા કરતું હતું. એ સ્થિતિ ચાલ્યા કરતી હોય છે અને મેના સાસુના ત્રાસથી બિમાર પડી મરણ પામે છે. એને હિસ્ટીરીઆ શરુ થાય છે ત્યારે વળગાડ માની જીંટવૈદુ શરુ કરે છે. છેલ્લી ઘડી સુધી કાનજીને ખબર આપવામાં આવતી નથી. મેના જતાં–ઘરનો મોભ ભાંગી પડતાં છાપરું તૂટી પડે તેમ કાનજી ભાંગી પડે છે. બીજી બાજુ સંતોક મનની વૃત્તિઓ ઉપરથી કાબૂ ગુમાવી બેસીને કાનજી પાસે આવે છે. માગણી કરે છે કે મને તમે સંઘરો. પરંતુ એક પારકી પરણેતરને ઘરમાં ઘાલવાની ધૃષ્ટતા કરવાની કાનજી ના પાડે છે. ઘાયલ હરિણી જેવી સંતોક પછી કૂવે

પછી આપઘાત કરે છે. દાનજીને ઉપરા ઉપરી બે આઘાત થાય છે—'જે મારી હતી એને હું બચાવી શક્યો નહિ. અને જે મારી થવા આવી તેને મારી કરી શક્યો નહિ, બેઉ રતન ગુમાવ્યાં.'

પછી એ જુગારી બને છે. જેલમાં જાય છે. મિલમાં નોકરી કરવાની વૃત્તિ ઉડી જાય છે. છેવટ ઘેર આવે છે. બાપ સાથે લડી મિલકતમાંથી પોતાનો ભાગ જુદો કરે છે. અને ગામમાં હોટલ કરે છે. અને ગામમાં જ્યાં કદી હોટલ થઇ નહોતી ત્યાં એની પ્રથમ શરુઆત કરી ચહેરેનું અનિષ્ટ તત્ત્વ જુગાર ગામમાં ઘુમાડે છે. એટલા સુધી કે ગામની સ્ત્રીઓ પણ એક્કોદુગ્ગાના ચીચર રમતી થઇ જાય છે અને કૂવાને અને તળાવને કાંઠે એની ચર્ચા કરતી હોય છે. બીજી બાજુ એ એવો દાદો બની ગયો હોય છે કે કોઇનાથી એનું નામ લેવાતું નથી. ગામના આગેવાનો એનાથી ત્રાસી જાય છે. એને ગામમાંથી કાઢવાનો કોઇ ઉપાય નથી રહેતો ત્યારે એના બાપને નાતબહાર મૂકે છે—જે બિચારા પણ એનાથી બીજા જેટલા દુ:ખી થતા હોય છે!

છેવટ એની મા રાતે એની હોટલમાં જાય છે. વિનંતિ કરે છે કે તું ગામ છોડીને ચાલ્યો જા. દાનજી પોતે પણ કંકુ નામની કુંભારણના આકર્ષણનો ભોગ થઇ પડ્યો હોય છે, કંકુ પણ કજોડા લગ્નથી પિડાતી હોવાથી એના તરફ ખેંચાય છે એટલે બંને જણ રાત માથે લેઇને નાસી જાય છે. અને વાર્તા પૂરી થાય છે.

લેખકે વાર્તા એવી સરસ ઢબથી કહી છે કે વાચક એના પ્રવાહમાં ખેંચાયે જાય છે સિનેમાના ચિત્રો બદલાય તેમ પ્રસંગો બદલાતા હોવાથી વાચકની ઉત્સુકતા વધતી જાય છે અને વાર્તા વાચકને એ રીતે ઠેઠ સુધી પકડી રાખે છે.

વાર્તામાં મુખ્ય પાત્ર દાનજી છે.-જનસમાજમાં સામાન્ય માણસો જેવા હોય છે તેવું એ સામાન્ય પાત્ર છે. એનામાં મોટાઇનો ડંકો વગાડવાની વૃત્તિ છે, ભલી લાગણી છે, તેમ બૂરા વિચારો પણ છે. છતાં એ સારો રહેવા પ્રયત્ન કરતો હોય છે અને સંજોગોએ મદદ કરી હોત તો એ એક સારો માણસ રહ્યો હોત તેમ દેખાય છે એટલે વાચકની સહાનુભૂતિ એના તરફ ઠેઠ સુધી રહે છે. બીજું પાત્ર મેનાનું છે. એ ઊંચી કોટિનું છે. એનામાં પતિના ઘરને અજવાળવાની બધી શક્તિ છે. એની પાસે ઉમદા હૈયું છે તેમ ઊંડી સમજબુદ્ધિ છે તેમજ ત્યાગભાવના પણ છે. 'ઘરનો મોભ' બનીને એણે ખરી રીતે મરીને જીવી બતાવ્યું છે.

ઉપરાંત કરશનદાસ, મનોર, દાસ, એમચંદ (મિત્ર), રૂપાળી, સંતોક, જીવા વગેરે પાત્રો કલાકાર હળવે હાથે મુખ્ય મુખ્ય રેખાઓ દોરી પાત્રની વિશિષ્ટતા જુદી બતાવે તેમ દોરાયાં છે. એમાં રંગની માત્રા ઓછી હોવા છતાં એની રેખાઓ એવી સુરેખ છે કે દરેકનું વ્યક્તિત્વ વાચકને દેખાઈ આવે છે.

લેખકની ઉત્તર ગુજરાતની ભાષામાં જેવી સચોટતા છે તેવી ઉપમાઓમાં પણ નવીનતા છે. થોડાક નમૂનાઓ-(૧) જાણે મેના કાનજીના મોં પર અમીનું લીંપણ ન લીંપતી હોય. (૨) જાણે ગયા ભવના ઉજાગરા હોય તેમ જ્યારે જુઓ ત્યારે રૂપાળી ભેટલાની પેઠે લાંબી થઈને પડી જ હોય (૩) ગાંડીતુર નદીની પેઠે જોબનથી ઊભરાતી સંતોક. (૪) સાસુએ બધો રોટલો તેના જ પર ઢાળ્યો એ સાંભળીને મેનાનું હૈયું, ભોંય પર ખાણું કરતી થાળી પડે તેમ, પછડાઈ પડ્યું. (૫) કાગડો જેમ ઢોરના ઘાને ઠોલે તેમ ડોસી મેનાના હૈયાને ઠોલવા લાગી (૬) આ પ્રશ્ન કાનજીને ખગાઈની પેઠે સતાવ્યા કરતો હતો.

ઉપમામાં એકાદ બે જગાએ લેખક નિશાન પણ ચૂકી ગયા છે. (૧) બીડીના ગલની પેઠે દાસની આંખો પણ તગી રહી હતી. ખરી રીતે બીડીની રાખને ગલ કહેવાય છે એટલે તગવાનો પ્રશ્ન રહેતો નથી. (૨) પાત્રના મોંમાં અશુદ્ધ શબ્દ આવે તે બરાબર છે પણ એ પ્રયોગ લેખક પણ કોઈ કોઈ જગાએ કરી બેઠા છે—લુસનો (લુછતો), સડેદાટ (સડેડાટ). અને મોટું નિશાન લેખક એ ચૂકી ગયા છે કે શહેરની અસરથી ગામડાંમાં વિકૃતિ આવ્યા તે એમને બતાવવું છે, પરંતુ એ નિશાન ધારી અસર વાચક ઉપર પાડતું નથી. વાર્તામાં જો કોઈ કરુણતા હોય તો એ સંયુક્ત કુટુંબની, અને સાસુના ત્રાસની છે. કરશનદાસ જ્યારે પુત્રે માંડેલી દાનાગીરી નથી સહી શકતા ત્યારે પત્નીને કહે છે—તારા પાપે જ મારી આ દશા થઈ છે! અને સાચે જ વાચકને પણ એ જ છાપ પ્રબળ પડે છે કે સાસુએ મેનાનો જીવ ન લીધો હોત તો કાનજીના ઘરનો મોભ ભાંગી પડ્યો ન હોત. પરંતુ એ બધા મુદ્દાઓને વાર્તા સાથે કંઈ નિસ્બત નથી. લેખકે જે મુદ્દાઓ ઉપર પ્રકાશ પાડ્યો છે તે સર્વસંમત છે એમ સૌ કબૂલ કરશે એ એનો વસ્તુની દૃષ્ટિએ પણ વિજય છે.

જુદા બૂ. પો.થી નવલકથા મોકલું છું. તું એક બેઠકે વાંચી જઈશ તેની મને ખાત્રી છે. વાંચીને તને શું લાગ્યું તે જણાવજે.

મોટાભાઈના શુભાશિષ.

---

ઘરનો મોભ: લેખક-પીતાંબર પટેલ, પ્રકાશક-જીવન સાહિત્ય મંદિર, મુંબઈ, રૂ. ચાર.

# ખરો આનંદ

નાનુભાઇ દવે

'હાથમાં પાણી લો, પછી ફૂલ ચઢાવો. અહીં સોપારી મૂકો. ત્યાં નાળિયેર વધેરો. હવે આ મંત્ર બોલો. પછી ઊભા થાવ. પ્રદક્ષિણા કરો. જમણી દિશા તરફ મોઢું કરો હાથમાં ચોખા લો. ઘંટડી વગાડો. બંને હાથ જોડો.' આવી કેટકેટલી સૂચનાઓવાળી જુદી જુદી વિધિઓથી આપણે સંસ્કાર પામીએ છીએ, એ જિંદગીનું મોટું આશ્ચર્ય છે.

કેટલાક કહે છે, 'એમાં ઘણું રહસ્ય છે. જે સમજી ના શકીએ એની ટીકા ન કરવી. શંકા કરે તેનો નાશ થાય છે. આ તો જમાનાઓથી ચાલ્યું આવે છે એટલે એમાં કંઈક હોવું જ જોઈએ.'

બીજાઓ કહે છે, 'એ તો જેમ ચાલે છે એમ ચાલ્યાં કરે. આપણે શું? ...ા જ કરે છે. અને કરવાથી કશું બગડી જતું નથી. પછી એની પંચાત શા?'

અને મન તરંગે ચઢે છે આ બધા વિધિઓ શા?

વિધિઓ આપણે ત્યાં જ છે એવું યે નથી. બધા ધર્મોમાં કંઈ ને કંઈ વિધિઓ રાખેલા જ છે. મંત્રો ભણવા, ફળફૂલ કે અનાજ અર્પણ કરવું, નાણાં ભેટ કરવાં, પાણી છાંટવા, પ્રદક્ષિણાઓ કરવી, એવું કંઈ ને કંઈ હોય જ છે. દરેક ધર્મ એવો આગ્રહ રાખે છે કે એની વિધિઓ સર્વશ્રેષ્ઠ છે, સનાતન છે, અને ફલદાયી છે. આ વિધિઓને ચુસ્તપણે વળગી રહેવામાં લોક શ્રમ લે છે, નાણાંનો ખરચ કરે છે, આગ્રહ રાખે છે, માન સમજે છે, ફરજ ગણે છે. એમાં જરા સરખો ભંગ થઇ જાય, કંઈ અધૂરાપણું આવી જાય તો નારાજ થાય છે, ભય અનુભવે છે અને પ્રાયશ્ચિત્ત પણ કરે છે.

આવી બધી માન્યતાઓ શાથી બંધાઇ હશે અને શાથી ટકી હશે એ પણ એક સવાલ છે. પરંતુ, લાગે છે માનવસ્વભાવ સાથે આ બીના સંકળાયેલી છે. પૃથ્વીના જુદા જુદા ભાગોમાં ભલે વિધિઓના પ્રકાર જુદા હોય, માન્યતાઓમાં તો સામ્ય જરૂર જ છે. આપણી ભાવનાઓ અને આદર્શો સાથે આ વિધિઓનો ગાઢ સંબંધ છે. ભૂલ એટલી જ થાય છે કે વિધિઓને લીધે આપણા આદર્શો ટકે છે યા ઘડાય છે એવો ભ્રમ પ્રચલિત રહ્યો છે.

ભાવનાઓ અને આદર્શો આપણી પ્રગતિની પારાશીશી છે. માનવીમાં જે કાંઇ વિકાસ થયો હોય તે જાણવાનું ચોક્કસ સાધન હોય તો તે એ છે

કે એની ભાવનાઓ અને વર્તનમાં કેટલું અંતર છે. પોતાની ઉચ્ચ માન્યતાઓથી માનવી જેમ જેમ વ્યવહારમાં દૂર થતો જાય તેમ તેમ એની અધોગતિ; જેમ જેમ પોતાની ક્રિયાઓ – શારીરિક અને માનસિક–માંથી એને સંતોષ મળી રહે, એને સ્ફૂર્તિ દેખાય, એને ડંખ ના લાગે પણ આનન્દ વ્યાપી રહે તો એની પ્રગતિ. વિધિઓ અને એના પાલનથી આ અંતર વધે છે કે ઘટે છે?

બીજો તરંગ જાગે છે: વિધિઓની પરવશતા કેવી?

ઘણી બાબતોમાં માનવીએ ફેરફારો કર્યા છે. જ્યાં અનુકૂળ નથી આવ્યું ત્યાં હઠ કરીને પણ નવાં સ્વરૂપો ઊભાં કર્યાં છે. બંડ કર્યાં છે, કુરબાનીઓ આપી છે, પણ પરવશ નથી રહ્યા. એમાં એટલી નવીનતાની વાત પણ નથી. થોડા ઉપલક્રિયા ફેરફારે પણ વૈવિધ્ય આવી શકે છે. પણ માનવીને એટલું વૈવિધ્યથી નથી ચાલી શકતું. એને તો વિચારપૂર્વક થયેલાં પરિવર્તનો જોઇએ છે, અને તે સિદ્ધ કર્યા સિવાય એ જંપતો નથી. જીવનનાં ઘણાં ક્ષેત્રોમાં આવા ફેરફારો થતા જ આવ્યા છે. આદર્શોય ફરી ગયા છે. તો પછી આ વિધિઓનો આવો કાબૂ શાથી?

શા માટે આ વિધિઓને આટલી દૃઢતાથી વળગી રહેવું જોઇએ? ગૂઢના ભયને લીધે? પ્રચલિત સંસ્કારની માન્યતાને લીધે? શું એના વિના પતિ-પત્નીનું લગ્ન ખરેખર અધૂરું રહે? શું એના વિના આપણા પ્રેતદેહો રઝળ્યા કરે? શું એના વિના આપણી પ્રજા કમઅક્કલની કે કમભાગ્ય નીકળે? વિધિઓમાં એવું શું છે?

અને વળી તરંગ ઊઠે છે: આ નહિ તો બીજો, વિધિ તો જોઇશે જ ને! તો પછી આ છે તે શું ખોટો છે? એની અદેખાઈ શા માટે?

ખરેખર, વિધિઓ તો હોવાના જ. બે મિત્રો એકઠા મળે એટલે થોડો વિધિ તો થવાનો જ—જેવો દેશ, જેવો રિવાજ. એ જ મુજબ જન્મ–મરણના, લગ્ન–વિદાયના, ઘર વસાવ્યાના, જાત્રાના–જમણના, એવા નાનામોટા જીવનના સહુ પ્રસંગોએ આપણે રિવાજો પાડ્યા છે. એમાં ભલે બીજાના તરફ માન જાહેર કરતા હોઇએ, આપણું શુભ – કલ્યાણ ઇચ્છીએ, અરસપરસ સહાનુભૂતિ વ્યક્ત કરતા હોઇએ, પરન્તુ એ બધાનો પ્રકાર તો હોવાનો. આવા પ્રકારોમાં જેમ ગાંભીર્ય વધારે, જેમ હેતુ સારો ને ઊંચો, જેમ સભ્યતા સારી તેમ એ સર્વમાન્ય થવાનો.

પરન્તુ, એવા પ્રકારોમાં જ્યારે આડંબર આવી જાય ત્યારે એનો ત્યાગ કરવો જોઇએ. જ્યારે એમાં ઉપરછલ્લો, કમનનો, અણસમજનો પ્રયોગ થવા માંડે ત્યારે એ ત્રાસજનક ગણાવો જોઇએ. જ્યારે એની અવગણનાથી ભયંકર

હાનિ અને અનુસરણથી મહાલાભ સમજાય ત્યારે એનાથી ભાગી જવું જોઇએ.

માનવીની અંદર જે બંડખોર વૃત્તિ રહી છે તે આવે વખતે જાગવી જોઇએ.

આપણી ઘણીખરી વિધિઓ આવા તબક્કે આવી ગઇ છે. ધર્મનો ખોટો અંચળો ઓઢી, આપણી ઉપર ગૂઢ ભયનું વાતાવરણ ફેલાવી, આ વિધિઓ આપણી ગરદન ઉપર ચઢી બેઠી છે. સંસારમાં આ વિધિઓને લઇને પ્રતિષ્ઠા મેળવાય છે ને ગૌરવ લેવાય છે, જ્યારે ખરેખર તો એમનો મહાન દુર્વ્યય આપણે નિભાવી રહ્યા છીએ.

આ વિધિઓ તૂટી જશે તો આપણું આર્યત્વ ક્યાં રહેશે એવો ભય સેવવાની કશી જરૂર નથી. આપણે પૂર્વ અને પશ્ચિમના સંકર જેવી વિધિઓ અપનાવીશું એવા ખ્યાલથી ભડકવાનીયે જરૂર નથી. આપણે રખે વૈજ્ઞાનિક સંશોધન કરાવવાના પ્રલોભનમાં પડી આ વિધિઓને નવું જીવતદાન આપીએ.

ભલે આપણી નવી વિધિઓ અધૂરી, છીછરી નીપજે. ભલે એમાં અર્થ-ગાંભીર્યની ઝાઝી છત ના દેખાય. ભલે આપણા પ્રસંગો શુષ્ક અને પામર દેખાય. એ બધું કેટલાકવખત માટે નીભાવી લેવાય એવું છે પરન્તુ જે વિધિઓમાં આપણે શ્રદ્ધા રાખતા નથી, જે આપણામાં લાલચ ને ભય ઊભાં કરી આપણને નિરુપાય કરી દે છે, જે ખોટી પ્રતિષ્ઠા ઊભી કરી સમાજમાં જૂઠાં મૂલ્યો ફેલાવે છે, એ વિધિઓ બરદાસ કરી લેવાની લાચારીમાંથી છૂટવું જોઇએ.

અને તોજ આપણામાં અનુસરણને બદલે સર્જન આવશે. તોજ આપણે સમજપૂર્વક આપણા પ્રસગો ગોઠવીશું, દીપાવીશું. એમાંથી પસ્તાવાને બદલે ખરો આનન્દ લઇશું.

## આફ્રિકાના ગ્રાહકોને

આફ્રિકાના ગ્રાહકભાઇઓના લવાજમ અંગે જે મુશ્કેલી દર સાલ હોય છે તે ચાલુ છે. જેમનાં લવાજમ બાકી હોય છે તેમને છાપેલી ઉઘરાણીની કાપલી અંકમાં મૂકવામાં આવે છે. આવતે અંકે માસિકનું વરસ પૂરું થાય છે માટે જે ભાઇઓનાં લવાજમ બાકી પડતાં હોય તે ભરી દે. બાકી નવા વરસથી તેમને ગ્રાહક તરીકે બંધ કરવામાં આવશે. આમ બંધ થયા પછી ઘણા ભાઇઓ લવાજમ મોકલે છે અને પાછલા અંકોની માગણી કરે છે. અહીં અંક શિલક નથી હોતા ત્યારે તે મોકલી શકતા નથી. આમ બંને પક્ષને મુશ્કેલીમાં મુકાવું પડે તે કરતાં દરેક લવાજમ વેળાસર ભરી દે તેજ હિતકર છે.

# ૠણરાહત ધારો

લલ્લુભાઈ કિશોરભાઇ પટેલ

મુંબઈનો ૠણરાહત ધારો સને ૧૯૪૭નો ૨૮મો ખેડૂત દેણદારોને રાહત આપવા માટે મુંબઈ સરકારે કર્યો છે. પણ તેનાં ધોરણો વ્યવહારૂ નથી અને વાસ્તવિક રીતે ઘડાયાં નથી. તે કારણે ભારે દરનું વ્યાજ ભરનાર ખેડૂતોને અને ઓછા દરનું વ્યાજ ભરનાર ખેડૂતોને રાહતમાં જે તફાવત રહેવો જોઇએ તે રહેતો નથી.

તા. ૧–૧–૧૯૩૧ પહેલાંના વ્યવહાર સંબંધી વ્યાજનો દર એક ટકાનો હોય કે ૭ આનાનો હોય તો પણ તા. ૧–૧–૧૯૩૧ પહેલાંના લેણદેણના વ્યવહાર માટે બાકી પડતા વ્યાજ તથા મુદ્દલમાં ૪૦ ટકાની કાપ મૂકવા કલમ ૨૨થી ઠરાવ્યું છે. આ ધોરણેથી ભારે દરનું વ્યાજ ભરેલું તે દેણદારને જોઇતી રાહત મળતી નથી જ્યારે ઓછા દરનું વ્યાજ લેનાર લેણદાર માટે ન્યાયનું ધોરણ જળવાતું નથી.

દેણદારની લેણી રકમ નકી કરવામાં મુંબઈના ૠણરાહત કાયદાથી ઘણી અસમાનતા રહે છે. એક ટકાના દરે તા. ૩૧–૧૨–૧૯૩૦ના રોજ ધીરેલી રકમ રૂા. ૧૦૦૦ના ૬૦ લેણા નીકળે. તેજ રકમ એક દિવસ પછી એટલે તા. ૧–૧–૧૯૩૧ના રોજ ધીરે તો ફક્ત રૂા. ૧૯ા લેણા નીકળે. તા. ૩૧–૧૨–૧૯૩૯ના રોજ ધીરેલી રૂા. ૧૦૦૦)ની રકમના રૂા. ૪૩૪) લેણા નીકળે ત્યારે એક દિવસ પછી એટલે તા. ૧–૧–૧૯૪૦ના રોજ ધીરેલી રકમના રૂા. ૩૧૪) લેણા નીકળે. બાર આના, આઠ આના અને ૭ આનાના વ્યાજના દરે એકજ દિવસ ધરેલી મોડી ધીરેલી રકમની લેણી રકમમાં પણ તેવીજ અસમાનતા રહે છે. આ કાયદો આઠ આનાના વ્યાજના દરે તા. ૩૧–૧૨–૧૯૩૯ના રોજ ધીરેલી રકમના રૂા. ૭૦૦) લેણા કહાડે, જ્યારે એક દિવસ પછી એટલે તા. ૧–૧–૧૯૪૦ના રોજ ધીરેલી રકમ માટે રૂા. ૧૦૦૦) લેણા કહાડે, તેજ પ્રમાણે ૭ આનાના વ્યાજના દરે તા. ૩૧–૧૨–૧૯૩૯ના રોજ ધીરેલી રકમ માટે રૂા. ૭૦૦) લેણા નીકળે. તે પછી એક દિવસે એટલે તા. ૧–૧–૧૯૪૦ના રોજ ધીરેલી રકમ માટે રૂા. ૧૦૦૦) લેણા નીકળે. એકજ દિવસના અંતરમાં રૂા. ૩૦૦)નો તફાવત.

ધીરાણ પછી વ્યાજ બિલકુલ વસૂલ ન આવ્યું હોય તો કેટલું લેણું લેણદારનું નીકળે તેની વિગત.

ઉપર કંઈ પણ વસૂલ ન આવ્યું હોય તો પણ ટકાના કે બાર આનાના વ્યાજના દરે તા. ૩૧–૧૨–૧૯૩૦ કે તે પહેલાં વીસ વરસ સુધીમાં ધીરેલ

રૂા ૧૦૦૦ માટે રૂા ૬૦૦ મુદ્દલ તથા ૬૦૦ વ્યાજ મળી રૂા ૧૨૦૦ લેણા નીકળે. પણ તે પછી બીજે દિવસે એટલે તા ૧-૧-૧૯૩૧ના રોજ રૂા. ૧૦૦૦ ધીરેલ હોય તો રૂા ૭૦૦ મુદ્દલ, રૂા ૭૦૦ વ્યાજ મળી રૂા ૧૪૦૦ લેણા નીકળે, પણ તા ૧-૧-૧૯૪૦ના રોજ રૂા ૧૦૦૦ આઠ આના વ્યાજના ધીરેલ હોય તો રૂા ૧૦૦૦ મુદ્દલ અને રૂા. ૫૪૦ વ્યાજ મળી રૂા ૧૫૪૦ લેણા નીકળે અને તેજ મિતિએ ૭ આનાના વ્યાજના દરે ધીર્યા હોય તો પણ રૂા ૧૦૦૦ મુદ્દલ અને ૪૦૫ વ્યાજ મળી રૂા ૧૪૦૫ નીકળે

વધારે વિસ્મય પમાડે તેવી બીના તો એ છે કે ૧૮ વર્ષથી રોકાયેલ રૂા ૧૦૦૦ને બદલે ૧૨૦૦ રૂા મળે પણ ૯ વર્ષ રોકાયેલ (તા ૧-૧-૧૯૪૦ના ધીરાણની રકમ) રકમ રૂા ૧૦૦૦ના રૂા ૧૫૪૦ મળે તેમા પણ આઠ આનાના દરે તા ૩૧-૧૨-૧૯૩૯ના રોજ ધીરેલ રકમ રૂા ૧૦૦૦ના માટે મુદ્દલ ૭૦૦ અને વ્યાજ ૩૭૮ મળી રૂા ૧૦૭૮ મળે, જ્યારે તેને બીજે દિવસે એટલે તા ૧-૧-૧૯૪૦ના રોજ ધીરેલ તેટલી રકમ માટે મુદ્દલ રૂા. ૧૦૦૦ અને વ્યાજ રૂપીઆ ૫૪૦ મળી રૂા ૧૫૪૦ મળે એટલે એક દિવસ મોડા ધીરવામા રૂા ૪૬૨ વધારે મળે તેવોજ તફાવત ૭ આનાના દરે આજે ધીરેલ રકમ માટે પણ એકજ દિવસના અંતરમા રૂા ૪૨ાા નો પડે છે. તા ૩૧-૧૨-૧૯૩૯ના રોજ ૭ આનાના વ્યાજના દરે ધીરનાર લેણદારને રૂા ૧૦૦૦ના નવ વરસે કંઈ પણ વસુલ ન હોય છતા રૂા ૯૮૩ાા મળે મુદ્દલમા પણ ૧૬ાા ઓછા મળે અને આઠ આનાના દરે વાળાને રૂા ૧૦૦૦ના નવ વરસે ૧૦૭૮ મળે આ લેણદાર કયાંથી ખેડૂતને રૂપીઆ આપશે? નાખ્યા વગર ખેડૂતનો મરણ ભાગ આવશે' કેટલાય ખેડૂત લેણદારને પૈસા ધીરનાર ખેડૂત હોય છે

વધારે ધ્યાન આપવા જેવી વાત તો એ છે કે તા ૩૧-૧૨-૧૯૩૦ના દિવસે ટકાના દરથી ધીરાણ કરનાર ૧૮ વર્ષમા રૂા ૨૧૬૦ (પઠાણી દરનુ વ્યાજ) વસુલ કરે છતા તેના રૂા ૬૦૦ મુદ્દલ તરીકે લેણા નીકળે એટલે કુલ્લે રૂા. ૨૭૬૦ મેળવે પણ ધીરાણ તા ૩૧-૧૨-૧૯૧૨નુ હોય અને વ્યાજ રૂા. ૪૨૨૦ વસુલ કરેલ હોય તો પણ ૬૦૦ લેણા નીકળે, એટલે રૂા ૧૦૦૦ના ૪૯૨૦ મેળવે જ્યારે તે દરનુ વ્યાજ પણ વસુલ માટે સખતાઈ ન કરે અને રહેમીઅત રાખી ૩૬ વર્ષ સુધી બાકી ખેંચ્યા કરે તેને ફક્ત રૂા ૬૦૦ મુદ્દલ અને ૬૦૦ વ્યાજ મળી કુલ્લે રૂા ૧૨૦૦ મળે ક્યા રૂા ૨૭૬૦ અને ક્યા રૂા ૧૨૦૦ એટલા ૧૫૬૦નો તફાવત ૩૬ વર્ષના ક્યા રૂા ૪૯૨૦ અને ક્યા રૂા ૧૨૦૦

૭ આનાના વ્યાજના દરે તા. ૩૧–૧૨–૧૯૩૦ના રોજ રૂ. ૧૦૦૦ ધીરનારને કંઈ વસૂલ મળ્યું ના હોય તો પણ અઢાર વરસે રૂ. ૬૦૦ મુદ્દલ અને રૂ. ૪૮૬ વ્યાજ મળી રૂ. ૧૦૮૬) મળે, પણ તેને બીજે દિવસે એટલે તા. ૧–૧–૧૯૩૧ના રોજ એ રકમ ધીરે તો રૂ. ૭૦૦ મુદ્દલ અને ૫૬૭ વ્યાજ મળી રૂ. ૧૨૬૭ મળે.

આ કાયદામાં ભારે દરનું વ્યાજ સખ્તાઈથી વસૂલ કરે જતો હોય તે લેણદારને ખાસ હરકત આવતી નથી પણ વ્યાજ બાકી રાખતો હોય અગર તો હલકા દરનું વ્યાજ લેતો હોય તેવા લેણદારની જ વધારે કપાત થાય છે.

તા. ૩૧–૧૨–૧૯૩૯ના દિવસે ભારે કે હલકા વ્યાજના દરે કરેલ ધીરાણની બાકી પડતા મુદ્દલ તથા વ્યાજમાં ૩૦ ટકાનો કાપ પડે પણ તેને બીજે દિવસે કરેલા ધીરાણમાં વગર કપાતે પૂરી રકમ મળે. બાકી પડતી રકમ માટે ૪૦ અગર ૩૦ ટકાનું કાપનું ધોરણ પણ ન્યાયના વિચાર વગર વ્યાજના ભારે તથા હલકા દર હોય તો પણ બધાને લાગુ કરેલ છે.

કાપ મૂક્યા પછી દેવાની જે રકમ નક્કી થાય તે દેણદારની મિલકતની કિંમતના ૬૦ ટકા કરતાં વધારે હોય તો તે વધારાની રકમ કમી કરવા બીજો કાપ મૂકાય છે.

મુંબઈનો રૂણરાહત કાયદો સને ૧૯૩૯માં કરેલો અને આઠ વર્ષના વિચારને અંતે સને ૧૯૪૭માં સુધારા કર્યા છતાં ઉપર જે અનેક અસમાનતાઓ અને વિચિત્ર ધોરણો દર્શાવ્યાં તે તરફ કોઈનું લક્ષ ખેંચાયું નથી તે નવાઈની વાત છે. કાયદાના લાભ મળે તેનું ધોરણ પણ બરોબર નથી. થોડી જમીનના માલિકને દેવું ૧૫૦૦૦) ઉપરાંત હોય તો આ કાયદાની રાહત નાના ખેડૂતને ન મળે પણ વધારે જમીનવાળા મોટા ખેડૂતને દેવું ૧૫૦૦૦)થી ઓછું હોય તો તેને આ કાયદાથી રાહતનો લાભ મળે, આ ધોરણ પણ બરોબર નથી. લાખો ખેડૂત દેણદારો અને લાખો શાહુકારોને અસર કરે એવા કાયદો ડહાપણથી વિચાર કરીને અને દરેક ધોરણની લાભ-હાનિ તપાસી ન્યાયી ધોરણે થવો જોઈએ. હાલનો ઋણરાહત ધારો ખામીવાળો છે અને સત્વરે સુધારવાની જરૂર છે.

આ કાયદામાં ઘણી ખામીઓ છે છતાં રાહત માટે દાવા કરવાનું ફરજીઆત ધોરણ ઠરાવ્યું છે. પરિણામે ખેડા જિલ્લામાંજ ૯૪૦૦૦ દાવા ઋણરાહતમાં નોંધાયા. લોકોને લાખોનો ખર્ચ થશે. દેણદાર દાવો ન કરે તો પણ લેણદારે દાવો કરવો પડે તે કારણે મુશ્કેલી વધે છે.

# અમેરિકન નારી

શ્રી. મણિભાઈ શનાભાઈ પટેલ

પુરુષ સમોવડી અમેરિકન નારી વિષે કેટલીક હકીકત 'નૂતન ગુજરાત' દૈનિકમાં પ્રગટ થઇ હતી. તે હકીકત ઉપરથી અમેરિકન નારીનું સૌથી વિશેષ આગળ તરી આવતું લક્ષણ એની સ્વતંત્રતા ગણાવી છે. અમેરિકા સૌથી પ્રથમ સ્વતંત્ર થયેલો દેશ છે, તથા કેટલાક યુરોપીય બળવાખોર લોકોએ ત્યાં પહેલો વસવાટ કરેલો એટલે સ્વતંત્રતાનું લક્ષણ હોય એ સ્વાભાવિક છે. છેલ્લાં ૪૦ વર્ષમાં સ્ત્રીશિક્ષણનું પ્રમાણ અગિયાર ગણું વધી ગયું છે એ બતાવે છે કેટલી જાગૃતિનો પ્રવાહ છેલ્લાં ૪૦ વર્ષમાં ત્યાં વધારે બળવત્તર નીવડયો છે. અને મ્રેજ્યુએટો થવામાં પુરુષોને હાર આપી છે. છતાં તબીબી તથા કાયદાની સંસ્થાઓ અપવાદરૂપ મહિલાઓને દાખલ કરતી નથી એ વિશેષ વિચિત્ર લાગે છે.

આપણા દેશમાં છેલ્લાં થોડાં વર્ષોમાં સ્ત્રીશિક્ષણનું પ્રમાણ વધ્યું છે. ઉચ્ચ કેળવણીમાં સ્ત્રીઓએ કાયદા કરતાં તબીબી કેળવણીને વધુ પસંદ કરી છે. તેમના સ્વભાવને અનુકૂળ વ્યવસાય તબીબીનો ગણી શકાય; છતાં અમેરિકા જેવા સ્વતંત્ર દેશે આ બાબતમાં આવો અપવાદ રાખ્યો છે તે સમજમાં ઉતરે તેવો નથી.

સર્વ ક્ષેત્રોમાં જેમ અમેરિકન નારીએ પગપેસારો કર્યો છે, તેમ આપણા દેશમાં પણ આપણા નારીસમાજે ધીરે ધીરે જુદાં જુદાં ક્ષેત્રોમાં પગલાં માંડવાની શરૂઆત કરી છે. અલબત્ત શિક્ષણનું પ્રમાણ હજી ઘણું ઓછું છે અને જે કંઇ દેખાય છે તે માત્ર શહેરોમાં જ દેખાય છે. સ્વરાજ્ય આવ્યા પછી હિંદી નારી એલચી થવા સુધી અને પ્રાન્તીય ગવર્નરનો હોદ્દો ભોગવવા સુધી પહોંચી છે. શિક્ષણ, તબીબી અને જુદાં જુદાં ખાતાંઓ અને ધંધાની પેઢીઓમાં નોકરીએ પણ જાય છે. રમતગમત, સંગીત, સાહિત્ય, ચિત્રકળા, નાટયકળા અને એવાં જીવનને સ્પર્શતાં ક્ષેત્રોમાં પણ પ્રવેશ કર્યો છે.

મોટર હાંકવામાં અમેરિકન નારી કાબેલ ગણાય છે. તેનું કારણ એ હશે કે સ્ત્રી સ્વભાવે ખામોશ અને ધીરજવાળી છે. રોજના જીવનમાં આવેશવાળી નથી એટલે ભારે ભીડવાળા રાજમાર્ગો પરથી અકસ્માત્ કર્યા વિના અને એકસરખી ગતિથી તે હાંકી જતી હશે. મુંબઇ જેવા શહેરમાં અનેક નારીઓ

ખાનગી મોટરો ફડફડાટ કરતી હાંકી જતી જોવાની મળે ખરી. અલબત્ત હજી તેમને આવી જાતની જાહેર નોકરીમાં રાખવામાં આવી નથી, છતાં કંડકટર તરીકે સ્ત્રીઓને રાખવી એવી સૂચના એકાદ પ્રાન્તમાં થયેલી છે. વળી દિલ્હીમાં મહિલાઓ માટે નેશનલ કેડેટ કોરનો વર્ગ ચાલે છે, તેમાં 'મોટર ડ્રાઇવીંગ' એક વિષય તરીકે શિખવાય છે.

અમેરિકામાં લગ્નની સરેરાશ ૨૧ થી ૨૨ વર્ષની છે. આપણે અહીં હજી કાયદાના આધારે ઉમર આગળ જતી જાય છે. એ બાબતમાં હજી પ્રગતિને ઘણો અવકાશ છે. અમેરિકા જેવા સમૃદ્ધ દેશમાં ત્રણ સંતાન ઉછેરવાનું અતિ અતિ સહજ ગણાય. વળી છોકરાંનું ભારણ ઓછું હોવાથી તેમનું સરેરાશ આયુષ્ય ૬૯ વર્ષનું છે અને પુરુષ કરતાં પાંચ વર્ષ વધારે છે. હિંદની ઉજળિયાત ગણાતી કોમની નારીઓનું યૌવન ત્રીજી કે ત્રીજી સુવાવડે લગભગ પૂરું થઇ જાય છે. વળી ભણેલી નારીઓના શરીરના બાંધા દિનપ્રતિદિન એવી નાજુક અવસ્થા પ્રત્યે ગતિ કરી રહ્યા છે કે એ નારીઓ સુવાવડમાંથી સલામત ઊઠી શકશે કે કેમ? વળી આ નાજુક બાંધા એક પ્રકારની ફેશન ગણાતા જાય છે.

નારીસમાજ આવાં બધાં ક્ષેત્રોમાં પ્રવેશે તો કુટુંબજીવન વીંખાઈ જાય એવી બીતી કદાચ હોય. પણ ૭૦ ટકા સ્ત્રીઓ પોતાનો ગૃહસંસાર ચલાવે છે. માતૃત્વ એ સ્ત્રીનું સૌથી પ્રથમ લક્ષણ છે અને માતૃત્વ માટે તેને ગૃહસંસાર જોઇએ જ. ૧૬ ટકા વિધવા અને છૂટાછેડાવાળી છે એટલે કે વિધવા થયા પછી અથવા તો છૂટાછેડા લીધા પછી તે લગ્ન કરીને પુરુષ સાથે સહજીવન જીવતી નથી. જ્યાં સ્વાતંત્ર્ય છે ત્યાં 'છૂટાછેડા' અને 'અપરિણીત જીવન' એ બધું હાથમાં હાથ મિલાવીને સાથે જ ચાલે. પરિણીત જીવનનો પ્રયોગ કર્યા પછી સ્વતંત્ર રહેવાનું પસંદ કરે છે, તેટલા જ ટકા લગભગ પ્રયોગ કર્યા વિના સ્વતંત્ર જીવન ગાળવાનું પસંદ કરે છે.

મુદ્રણ વ્યવસાય અને પત્રકાર વ્યવસાય બંને એકબીજાના સંબંધી છે. મુદ્રણ વ્યવસાયમાં મહેનત અને કારીગરી વિશેષ એટલે પ્રધાનપણે હાથ-મજૂરીનો વ્યવસાય ગણાય. પત્રકારત્વનો એ બૌદ્ધિક વ્યવસાય. મુદ્રણ વ્યવસાયમાં ૩૦ ટકા નારીઓ અને પત્રકારત્વમાં ૨૫ ટકા નારીઓ છે.

છેલ્લી લડાઇમાં પુરુષ રણમોરચે ગયો ત્યારે ત્યાંના નારીસમાજે પુરુષના કેટલાક વ્યવસાયો સાચવી લીધા. આપણા દેશમાં પણ ખાસ કરીને સરકારી નોકરીઓમાં સ્ત્રીઓનો પગપેસારો છેલ્લી લડાઇને જ આભારી છે. પણ હવે સ્વતંત્ર દેશ એથી પણ વધુ તકો દેશના નારીસમાજને આપશે જ.

## 'નૂતન ગુજરાત'નો ઉતારો

અમેરિકાની મહિલાનું સૌથી વિશેષ આગળ તરી આવતું લક્ષણ એની સ્વતંત્રતા હશે સામાન્યતઃ બાળપણથી જ આ અધિકારો તેઓ ભોગવે છે.

આર્થિક વધારે જેટલું પ્રમાણ મહિલા મનમાગેનું છે. કંઇ પણ સાર્વજનિક હોદ્દા માટે બાળવયમાં અમેરિકી બાળા એમના ભાઇઓ જેટલી જ સ્વતંત્રતા અનુભવે છે. ઉચ્ચ શિક્ષણસંસ્થામાંથી પસાર થયા પછી સહશિક્ષણની કૉલેજમાં દાખલ થાય છે. અપવાદરૂપ તબીબી તથા કાયદા-શિક્ષણની શાળાઓ મહિલાઓને દાખલ કરતી નથી.

દર વર્ષે સ્ત્રીકેળવણી વધતી જાય છે. સ્ત્રીસ્નાતકોની સંખ્યા ૧૯૦૦ કરતાં ૧૯૪૦માં અગિયાર ગણી વધારે હતી. અમેરિકામાં મહિલા સ્નાતકોનું પ્રમાણ પુરુષ સ્નાતકો કરતા હંમેશા વધારેજ રહ્યું છે

માછલાં પકડવાની અને ગોળીબારની હરીફાઇઓમાં પુરુષોને સ્ત્રીઓએ શિકસ્ત આપી છે. કાયદેસર રીતે એ ઉમેદવારી કરી શકે છે. અમેરિકાની રાષ્ટ્રીય કોંગ્રેસમા પચાસથી વધુ મહિલાઓએ સેવા અર્પી છે. બે સંયુક્ત રાજ્યોના ગવર્નરના હોદ્દા શોભાવી ચૂકી છે. આઠ મહિલા અત્યારે પ્રતિનિધિસભામા અને એક સેનેટમા બિરાજે છે.

સામાન્યતઃ સ્ત્રીઓ સ્ત્રીઓ સાથે જ હરીફાઇમાં ઉતરે છે. ઇંગ્લિશ ખાડી તરી જનાર પ્રથમ મહિલા અમેરિકાની વતની છે. પુરુષો સાથે પણ હરીફાઇમાં ઉતરે છે

અમેરિકાની નારીનો મોટો ભાગ મોટરો હાંકે છે. વિશાળ રાજમાર્ગો પર પુરુષો કરતાં સ્ત્રીઓ મોટરો હાંકનાર તરીકે વધુ સલામત છે. મહાયુદ્ધ દરમિયાન જનરલ આઇઝનહોવર સુદ્ધા ઉચ્ચ દરજ્જાના અધિકારીઓના મોકરો તરીકે સ્ત્રીઓને નીમવામા આવી હતી.

બહુ જ ઓછી સંખ્યા શાળાનો અભ્યાસક્રમ પૂરો કર્યા પછી લગ્ન કરે છે. ૨૧ થી ૨૨ વર્ષની ઉમરે તે લગ્ન કરે છે. જેમને સંતાનો છે તેમનું પ્રથમ બાળક સામાન્ય રીતે લગ્ન પછી એક વર્ષ બાદ અવતરેલુ હોય છે. સામાન્યતઃ એક માતાને ત્રણ સંતાન હોય છે. સ્ત્રીનું સરેરાશ આયુષ્ય પ્રમાણ ૬૯ વર્ષનુ છે જ્યારે પુરુષનુ ૬૪ વર્ષ છે. ૨૦ વર્ષ અથવા એથી વધુ વયની અમેરિકી સ્ત્રીઓમાથી ૭૦ ટકા પરણેલી છે, ૧૬ ટકા વિધવા અને છૂટાછેડાવાળી અને ૧૪ ટકા અપરિણીત છે.

અહીંની સંખ્યાબંધ મહિલાઓને ઘરકામ સાથે નોકરી પણ કરવી પડે છે. વિધવા થવાથી કે છૂટાછેડાને પરિણામે સંતાનોનો ઉછેર કરવા તેઓ નોકરી કરે છે.

સામાન્ય આવકવાળા કુટુમ્બની શહેરી ગૃહિણીને ત્યાં ગરમી ઉત્પાદક યંત્ર, સ્નાનાગાર, વીજળી, ટેલીફોન, રેડીઓ, ગેસ અથવા વીજળી ચૂલો હોય છે. ગામડામાં પણ આ સગવડો પહોંચી ગઇ છે. અહીં નોકરોની ખેંચ હોવાથી હાથે કામ કરવું પડે છે. આખા દેશમાં ૧૫ લાખ જેટલા ઘરકામ કરતા નોકરો છે. (જેમાં ૯૦ ટકા મહિલાઓ છે.) આમાંથી યુદ્ધ પછી વધુ વળતર મળે તેવા ધંધામાં પહોંચી ગયા છે.

વીજળીક ઇસ્ત્રી, ગેસ બનાવવાનું યંત્ર, રેફ્રીજેટર, વીજળીક ઝાડું, વીજળીક ધોલાઇ, રકાબી ધોવાનું યંત્ર, ઇંડાં ભાગવાનું યંત્ર, દહીં વલોવવા વીજળી વલોણાં, વગેરે મેળવવા કેટલીક મહિલાઓ ભાગ્યશાળી હોય છે.

૧૯૪૮ પછી કુલ કામદારોમાં ૨૯ ટકા મહિલાઓ જ હતી. ૩,૫૦૦,૦૦૦ કારકુન તરીકે અને ૩,૫૦૦,૦૦૦ મજૂર તરીકે ભરતી થઇ હતી. કાપડ, તમાકુ, ચામડાં, રબર, મુદ્રણ વગેરે ધંધામાં સ્ત્રીઓનું સારું પ્રમાણ છે. મધ્યસ્થ સરકાર ૪૦૦,૦૦૦ મહિલાઓ રોકે છે. બ્રોડકાસ્ટીંગમાં ૧૫૦૦ મહિલા કામ કરે છે. રિપોર્ટર અને અધિપતિઓમાં પણ ૧૯૪૦માં ચોથો ભાગ સ્ત્રીઓનો હતો.

અહીંની મહિલાઓ પોતાનાં વિમાન પોતે ચલાવે છે. ૧૯૪૬ માં ૧૯૪૫ સ્ત્રીઓ ઉડ્ડયનના વ્યક્તિગત પરવાના ધરાવતી હતી. યુદ્ધ દરમિયાન ૩૦૦,૦૦૦ સ્ત્રીઓએ લશ્કર, નૌકા વગેરે દળોમાં કામ કર્યું હતું. પતિ યુદ્ધમોરચે ગયા ત્યારે ટ્રેકટરો ચલાવ્યાં, ખેતરો સમાર્યાં, મોટરકારો, ટેક્ષીઓ અને બસો પણ ચલાવી અને સંતાનવાળી સ્ત્રીઓએ નર્સોની મદદનીશ તરીકે પણ કામ કર્યું હતું.

સરકારના કામદાર ખાતાનું મહિલા ખાતું પણ મહિલાઓ પાછળ સારું ધ્યાન આપે છે.

## ગ્રંથસ્વીકાર

---

**નવજીવન પ્રકાશન મંદિર, અમદાવાદનાં પ્રકાશનો**

**ત્યારે કરીશું શું?**: લેખક—ટૉલ્સ્ટૉય, અનુવાદક—નરહરિ પરીખ, ત્રીજી આવૃત્તિ, અઢી રૂપિયા.

મહાત્મા ટૉલસ્ટૉયે એમનાં લખાણોમાં જાતમહેનત ઉપર મુખ્ય ભાર મૂકેલો છે. આ પુસ્તકમાં એ ઉપરાંત સત્તા અને મૂડીની આજના રૂપમાં લોકો ઉપર જે પકડ છે તેનો નાશ થવો જોઇએ તે જણાવે છે. સરકાર, લશ્કર, ખેડાઉ વર્ગ, મિલકત વગેરે આપત્તિઓ જાય તોજ જનતા સુખી થાય. અને તે માટે સેવકોએ સાદાઇથી રહી કાર્ય કરવું જોઇએ.

**જાતે મજૂરી કરનારાઓને :** લેખક–અનુવાદક ઉપર પ્રમાણે, ત્રીજી આવૃત્તિ, ચાર આના.

ખેડૂત તેમજ કામદાર વર્ગને લેખકે જણાવી દીધું છે કે તમારા સુખ માટે ભલે જુદા જુદા વર્ગો જુદા જુદા સુખના રસ્તા બતાવે પણ તમારુ સુખ એકજ વસ્તુમા છે તે યાદ રાખજો–પોતાની જમીન ઉપર માણસ વસે અને તેના ઉત્પન્નમાંથી પોતાનો ગુજારો ચલાવે, એના જેવું સુખ અને સ્વતંત્રતાનું બીજું સાધન અત્યારે નથી અને કાળાન્તરે પણ નહિ હોય.

**અચલાયતન :** લેખક–રવીન્દ્રનાથ ટાકુર, અનુવાદક–ગિરિધારી કૃપાલાની, બીજી આવૃત્તિ, એક રૂપિયો

ગુરુદેવ ટાગોરનુ આ નાટક એક રૂપક જેવુ છે, સનાતન ધર્મ ઉપર એમણે જે ટીકા કરી છે તે કેવળ એ ધર્મનેજ લાગુ પડે છે એવું નથી. જ્યા જ્યાં માણસ સ્વતંત્ર બુદ્ધિનો વિચાર કર્યા વગર રૂઢિ પ્રમાણે જકડાય છે તે દરેકને સરખુ લાગુ પડે છે આપણી સામાજિક રૂઢિઓ અને રાજકારણના વાડાને પણ એ સરખુ સ્પર્શે છે. નાટક જોરદાર છે. ઊચી કક્ષાનુ છે એટલે ઊંચો સમજદાર વર્ગ હોય તોજ એમાથી રસનિષ્પત્તિ મેળવી શકે. નમૂના તરીકે થોડો ભાગ આ અંકમાં મૂકયો છે.

**આંધળાનું ગાડું :** લેખક–જુગતરામ દવે, ચોથી આવૃત્તિ, ચાર આના.

આખે દેખતા, પણ અભણ–અજ્ઞાન એ દૃષ્ટિએ આંધળા ગામડાના લોકોને શાહુકાર, પોલીસ, દારૂવાળા વગેરે કેમ લૂંટીને પાયમાલ કરે છે તે નાટકનુ વસ્તુ છે. આ નાટક એટલુ જાણીતુ છે કે શાળાઓમા એ ચાલુ ભજવાતું હોય છે.

**ગ્રામસેવાના દસ કાર્યક્રમો :** લેખક–જુગતરામ દવે, એક રૂપિયો.

શ્રી. જુગતરામ ગુજરાતમા ગ્રામસેવકોના ગુરુ જેવા સ્થાને છે. આ પુસ્તકમા એમણે ગામડામા વસી સક્રિય ગ્રામસેવા કરવા માગતા સેવકને માટે એ કયા કયાં કામ કરી શકે તે વિગતથી બતાવ્યું છે. ગ્રામસેવકો ઉપરાંત શાળાના શિક્ષકોને પણ ઉપયોગી છે ગામડાને ઉપયોગી થવા માગતા બીજા સેવકોએ પણ આ વાચવુ રહ્યુ

**નવચેતન સાહિત્ય મંદિર, અમદાવાદનાં પ્રકાશનો**

**રાવારાણી :** લેખિકા–અનુરૂપાદેવી, અનુવાદક–નિર્મળકુમાર, રૂપિયા ચાર.

આ નવલકથાની મૂળ બંગાળીમા સાત આવૃત્તિઓ થઈ છે એ એની લોકપ્રિયતા બતાવે છે. લેખિકા બંગાળના જાણીતાં નવલકથાકાર છે. શરદબાબુ

ટાઈપની એમાંની નવલકથાઓ એટલી ભાવનાપ્રધાન હોય છે કે વાચકને ઠેઠ સુધી પકડી રાખે છે. નવલકથા સરસ અને રસપ્રધાન છે.

**સ્નેહ મિલન :** લેખક – સનતકુમાર વીણુ, રૂપિયા ત્રણ.

સ્નેહ મિલન નવલકથા, નથી સામાજિક કે નથી ડીટેક્ટીવ. બંનેનું કચુંબર છે અને સિનેમાના પડદા ઉપર આવતી ઘણી હાસ્યાસ્પદ વસ્તુ જેવી છે.

**વેણાકાકા :** લેખક – શાંતિકુમાર પંડ્યા (જુગા પંડ્યા), સવાત્રણ રૂપિયા.

વેણાકાકા બાળકોને રસથી વાંચવી ગમે તેવી વાર્તા છે. બાળકોને જોઈતી એમાં મસ્તી છે, ખેતમાં છે અને રમકડું જીવન છે. બોધની દૃષ્ટિએ એમાંથી કંઈ હાથ આવે તેવું નથી. પરંતુ એમાં ખેડીકરા અને મસ્ત માણસના પ્રસંગો એવા છે કે બાળકો અને મોટા પણ હસ્યા વગર ન રહી શકે.

**અન્ય પ્રકાશનો**

**જિબ્રાનનો નાદ :** લેખક – ખલીલ જિબ્રાન, અનુવાદકો – ગોકળભાઈ પટેલ; શિવમ્ સુંદરમ, પલાશ, પ્રકાશક – આદર્શ પુસ્તક ભંડાર, અમદાવાદ, રૂપિયા સવાચાર.

ખલીલ જિબ્રાનનો હુમલો હમણાં હમણાં ગુજરાત ઉપર વધતો જાય છે. અનુવાદો થાય છે, માસિકોમાં પણ લખાણો આવે છે. જિબ્રાન પોતે મહાન કલાકાર છે. એની કૃતિઓ ગુજરાતમાં આવે તે કોણ ન આવકારે? પણ ગંગાને ઝીલવા જેમ શિવજી જોઈએ તેમ ખલિલને ગુજરાતીમાં ઉતારવા અમુક કક્ષાના અનુવાદકો જોઈએ. ગમે તે અનુવાદક ન ચાલે. આ પુસ્તકોમાં એ કારણે અમુક અંશે શબ્દાર્થ થયો છે – ભાવાર્થ અને લાલિત્ય આવ્યાં નથી.

**મહાગુજરાતનો મિલઉદ્યોગ,** ભાગ પહેલો : લેખક – પ્રકાશક – નાથાભાઈ નાગરભાઈ પટેલ, અમદાવાદ, રૂપિયા ત્રણ.

આ પહેલા ભાગમાં રૂની જુદી જુદી કેટલી જાતો છે તેની વિગત આપેલી છે. મિલ અને કાપડ ઉદ્યોગમાં પડેલા એ વિષયના માણસોને એ ઉપયોગી થઈ પડશે.

**રમકડું** (બાલ માસિક) : તંત્રી – કિશોર ગાંધી, પ્રકાશક – 'વંદેમાતરમ્' દૈનિક વર્તમાનપત્ર કાર્યાલય, કોટ, મુંબઈ, લવાજમ દેશમાં રૂ. પાંચ, પરદેશ શિ. દસ.

રમકડું સાચે જ એના નામ પ્રમાણે રૂપેરંગે બાળકોને રમવા જેવું મઝાનું છે. વાચનમાં પણ મઝાની સામગ્રી છે. અમુક અંશે એ શહેરી બાળકોને લક્ષમાં રાખી તૈયાર થતું હોય તેમ દેખાય છે. પણ આગળ જતાં એની પસંદગીમાં ગ્રામબાળકોની કક્ષાનો ખ્યાલ આવશે તેમ માનીએ છીએ. રમકડું જોતાં બાળકો બીજાં બાલમાસિક ભૂલશે એવું લાગે છે.

# 'પાટીદાર'ના સ્નેહીઓને ટહેલ–૨

પ્રિય મિત્રો,

ગયા અંકે જે ટહેલ નાખવામાં આવી તેના પ્રત્યાઘાતો સૌને જણાવવા જરૂરી માનું છું.

જે ભાઈઓએ ટહેલના જવાબમાં ગ્રાહક તરીકે નામ મોકલ્યાં છે તેમણે આ યોજના વધાવી લીધી છે તે તો ચોખ્ખી વાત છે.

પરંતુ તે ઉપરાંત બીજા પણ પત્રો છે. સૌમાં એક સૂર છે કે 'પાટીદાર'નું કદ વધે, નવા વિષયો ઉમેરાય તે સ્વીકાર્ય છે. સાથે નવી પણ સૂચના મળી છે, જેનો નમૂના તરીકે નીચે ઉતારો આપું છું.

"'પાટીદાર'ના દેહને વિકસાવવાની તમારી ઇચ્છા ને સૂચના વાંચી. મને એમ લાગે છે કે લવાજમ વધારીને પણ 'પાટીદાર'ની વાચનસામગ્રી વધતી હોય તો મારા જેવા ઘણા વાચકો ખુશી થશે. તમારી યોજના મુજબ ગ્રાહકો ન વધે તો લવાજમ વધારી 'પાટીદાર'નું કદ વધારશો તો 'પાટીદાર'ના ચાલુ ગ્રાહકો એને જરૂર આવકારશે."

વળી ગ્રાહકોના પત્રોમાં એમ પણ આશ્ચર્ય વ્યક્ત થયું છે કે આવી વિશાળ પાટીદાર જ્ઞાતિમાં માસિકની આપોઆપ નકલો જવી જોઈએ, તેને બદલે તેના ગ્રાહકો વધારવા ટહેલ નાખવી પડે એ જરૂર નવાઈભર્યું લાગ્યું!

આમ બધા પક્ષોએ જે એક વાતનો પડઘો પાડ્યો તે એ કે 'પાટીદાર'નું કદ વધારો અને વાચનસામગ્રી વિશેષ આપો. અને એથી સંચાલક તરીકે મને જે લાગ્યું તે એ કે નવા વર્ષથી માસિકનું કદ વધારવું એ નિર્ણય ઉપર આવી જવું જોઈએ.

પરંતુ ગઈ વખતે ટહેલમાં કહ્યું હતું તેમ આર્થિક પ્રશ્ન વિચારવાનો રહે છે. આ મહિને ટહેલના જવાબમાં જે ગ્રાહકનાં નવાં નામો આવ્યાં છે તે ગણતરીએ જો બાકી રહેલા બે મહિનામાં નામો આવે તો લવાજમ વધાર્યા વગર માસિકનું કદ વધારી શકાય નહિ. પરંતુ બીજી બાજુ એમ પણ લાગે છે કે આપણા સૌના સ્વભાવમાં પશ્ચિમના લોકોના જેટલી કાર્યની ત્વરા નથી અને પસંદ પડે તે પ્રવૃત્તિને મદદરૂપ થવાની ભાવના નથી. ઘણા વખત એ ભાવના હોય છે તો આળસમાં પણ જાય છે—થાય છે, હજુ તો ઘણો વખત છે!

એટલે એ સ્વભાવ આધારે એમ માનવા મન થાય છે કે આ મહિને જે નવાં નામ ગ્રાહકોએ મોકલ્યાં તે કરતાં આ બીજા મહિનાની ટહેલમાં વધારે નામ આવશે. અને એ રીતે જો પૂરતાં નામ નહિ તો અર્ધાં પણ આવી રહે તો છેવટ વચલો રસ્તો કાઢીને માસિકનું કદ વધારવાનો નિર્ણય લેવો રહ્યો.

વચલો રસ્તો એ કે જો ગ્રાહકો ટહેલનો જવાબ પૂરેપૂરો આપવા તૈયાર ન હોય, અને વધુ ખર્ચ વેઠીને વાચનસામગ્રી વધારે મેળવવા ઈચ્છતા હોય તો ટહેલના જવાબમાં જે નવીન ગ્રાહકો થોડાઘણા મળે તે અને આઠ આના જેટલો થોડો લવાજમ વધારો કરી, એમ બંને પક્ષથી આર્થિક બજેટ સરખું કરી કદમાં વધારો કરવો. આઠ આના એ એવો મોટો વધારો પણ નથી કે જે ગ્રાહક ન ભરી શકે તેવો ભારે પડે.

આજે તો આશા એવી છે કે ગ્રાહકો ટહેલનો જવાબ આ મહિને એટલો મોટો આપે કે આઠ આના જેવો પણ લવાજમ વધારો ન કરવો પડે. એ માટે હવે એક માસ છે. આવતા અંકમાં જે તે નિર્ણય જાહેર કરી દેવો રહ્યો. આ એક મહિનામાં સૌ કેવો જવાબ આપે છે તે ઉપરથી છેલ્લો નિર્ણય કરી આવતા અંકમાં તેની જાહેરાત કરવામાં આવશે.

## ચાલો ટહેલને ફરી આ મહિને યાદ કરીએ

(૧) માસિકના જો તમે ગ્રાહક ન હો તો ગ્રાહક બની ગ્રાહક વધારવામાં મદદ કરો.

(૨) માસિકના ગ્રાહક હો તો તમારા એકાદ મિત્ર, સ્નેહી કે જેમને માસિકના વાચનમાં રસ હોય તેમને નવા ગ્રાહક બનાવો.

(૩) તમે વિના–ઓછા–લવાજમમાં માસિક મેળવતા હો અને તમારી સ્થિતિ પૂરી લવાજમ ભરે તેવી હોય તો એ લાભ જતો કરી બીજાને લાભ લેવા દો.

(૪) તમે વેપારી હો અને માસિકને જા. ખ. આપી મદદ કરી શકો તેમ હો તો અવશ્ય તેમ કરી મદદ કરો.

આણંદ, તા. ૧૭–૮–'૪૯

ઈશ્વર પેટલીકર
તંત્રી, 'પાટીદાર'ના જયહિંદ



**વિના – ઓછા – લવાજમ ફંડમાં મદદ**

લુણાકાના શ્રી. ચંદુભાઈ ની. પટેલ તરફથી રૂા. ૪, મળ્યા છે જે સાભાર સ્વીકારી તે ખાતે જમા કર્યા છે.

# વલ્લભ સેવાશ્રમ

વલ્લભ સેવાશ્રમ અંગે જેઠ માસના અંકની પ્રસંગકથામાં નોંધ લેવામાં આવી છે. તે આશ્રમનો ઉદ્દેશ વિદ્યાનગરની કેળવણીની સંસ્થાઓમાં ભણતા ગરીબ અને મધ્યમ વર્ગના વિદ્યાર્થીઓ સ્વાશ્રયથી હાથે રસોઈ બનાવી ઓછા ખર્ચે રહી શકે તે છે. વિદ્યાનગરની બાજુમાં બાકરોલની સરહદમાં ૯ વીઘાં ચરેડી કૂવા સાથે વડોદરાની સરકારે મહેસૂલ માફ સાથે સંસ્થાને મફત સોંપી છે. આ સંસ્થા વડોદરા રાજ્યના લોકોપકારક મંડળ સંબંધી નિબંધની કલમ ૪ અન્વયે નોંધવામાં આવી છે.

આ વર્ષે એ સંસ્થાએ કામચલાઉ કાચાં છાપરાં બાંધી સાત વિદ્યાર્થીઓ લીધા છે. આવતા વરસથી નવાં મકાન બંધાતા વધારે વિદ્યાર્થીઓ લેવાની સગવડ થઈ જશે

સંસ્થાએ ખેતીના સ્વાશ્રયી કામની શરૂઆત કરી છે પ્રથમ ચરો તોડયો છે ગાડું બળદ રાખ્યા છે અને તે જમીન ઉપર આ સાલ ખેતી પણ કરી છે. ગાય પણ રાખવામાં આવી છે.

એક સદ્‌ગૃહસ્થે એ આશ્રમ સાથે સરદારશ્રી વલ્લભભાઈનું નામ જોડવામાં આવ્યુ તે માટે રૂપિયા દસ હજાર આપ્યા છે પચોલના આફ્રિકાવાસી શ્રી. છોટાભાઈ ભુલાભાઈ પટેલે ઓછામાં ઓછા રૂપિયા બે હજાર આપવાનું કબૂલ્યું છે. બે વિદ્યાર્થીઓ રહી શકે તેવી રસોડાની સગવડ સાથેની એક ઓરડી બંધાવી આપનાર માટે રૂા ૨૦૦૦ પુરતા છે.

ઉપરાંત પુસ્તકો, સરસામાન વગેરે માટે નાનીમોટી રકમ પણ મોકલી શકાય છે. આપણા દેશમા કેળવણીની સંસ્થાઓ ઊભી થાય તે જેટલું જરૂરનુ છે, તેથી વિશેષ જરૂરનું આવાં સંસ્થાઓ ઊભી થાય તે છે. બાકી ગરીબ અને મધ્યમ વર્ગના વિદ્યાર્થીઓ આર્થિક કારણે કેળવણી લેઈ શકશે નહિ, અને જે લેઈ શકશે તે પણ સ્વાશ્રયનો પાઠ લેઇ શકશે નહિ; એટલે શારીરિક શ્રમથી ભાગશે અને બેકારું વર્ગમા વિશેષ ઉમેરો કરશે એટલે સાચા અર્થમાં સ્વાશ્રયની કેળવણી મળે અને ચારિત્રનુ ઘડતર થાય તે માટે આવા આશ્રમોની દેશને વિશેષ જરૂર રહેવાની એટલે તેને નાનીમોટી મદદ કરવાનુ આપણે ન ભૂલવું જોઇએ. મદદ કે માહિતી મેળવવા માટે નીચેના શિરનામે લખવું. શ્રી. પુરષોત્તમ નરસિંહભાઇ પટેલ, સંચાલક—વલ્લભ સેવાશ્રમ, વિદ્યાનગર, વાયા : આણંદ.

# પ્ર * સં * ગ * ક * થા

## તાલુકાવાદ

આપણા રાજકારણમાં ભાષાવાદ, કોમવાદ, પ્રાંતવાદ એવા ઘણા સંકુચિત વાદ છે જે આપણી રાષ્ટ્રીયતાને જાણ્યેઅજાણ્યે નુકસાન કરે છે. અને એ વાદનું ઝેર આપણા લોહીમાં એવું ભળી ગયું છે કે ઉપલા દરજ્જાના આગેવાનો ગણાય તેવા પુરુષોમાં પણ તે જોવામાં આવે છે. પરંતુ એ વાદોમાં આગળ વધી તાલુકાવાદે આપણા જિલ્લામાં છેલ્લો જે રાજકીય વંટોળ ઊભો કર્યો તે સાચેજ શરમાવનારો છે. એ તાલુકાવાદ એટલે ભાદરણ અને બોરસદ તાલુકાની સાઠમારી. એમાં આગેવાનોએ કરેલી ઘાલમેલ, બતાવેલી નિર્બળતા, લીધેલું ઉતાવળિયું પગલું, વાણીમાં ગુમાવેલો વિવેક, આ બધા પ્રશ્નો ઉપર વિચાર કરતાં લાગે છે કે પ્રજાને દોરવાની જવાબદારી લેઈ બેઠેલા આગેવાનોએ પણ હજુ ઘણું શીખવાનું છે.

## ભાદરણને મહાલ બનવું છે

વડોદરા રાજ્યનું વિલીનીકરણ થતાં જે નવી રચના થઈ તેની જાહેરાત કરવામાં આવી ત્યારે ભાદરણ પેટામહાલને રદ કરવામાં આવ્યો હતો. આ નવા ફેરફારો એવા હતા કે એમાં પ્રજાની સગવડ પૂછવી જરૂરી હતી. સરકારે એથી એ જાહેરાત સાથે જણાવ્યું હતું કે જે લોકોને નવી વ્યવસ્થામાં વાંધો હોય તેમણે જણાવવું. ખરી રીતે ભાદરણ મહાલ રદ થાય તેથી ભાદરણ ગામના લોકો મુશ્કેલીમાં મૂકાઇ જતા ન હતા. ત્રણ માઇલ દૂર બોરસદ એમના તાલુકાનું સ્થળ બન્યું હતું. ભાદરણથી બોરસદ રોડ છે. મોટર સર્વીસ ચાલુ છે, ઘોડાગાડીની વ્યવસ્થા છે. આમ ત્રણ માઇલ દૂર કોઈ કામ પ્રસંગે ચાલીને જવું ગરીબ પ્રજાને મુશ્કેલ નથી. જે લોકો પૈસા ખર્ચી શકે તેમ છે તેમને મોટરની અને ઘોડાગાડીની સગવડ છે એટલે તેમને પણ તાલુકાનું સ્થળ બોરસદ બને તેથી હેરાનગતિ પડે તેવું નથી. આમ ભાદરણને મહાલ બનાવવાનું ભાદરણ ગામ માટે કોઈ સગવડની દષ્ટિએ કારણ ન હોવા છતાં એ ગામે સરકારને માગણી કરી કે ભાદરણને મહાલ બનાવો. એટલે એ માગણી પાછળ પોતાના ગામને મહાલનું સ્થળ બનાવી પોતાનું અભિમાન પોષવાની વૃત્તિ હ઼ એમ દેખાય છે. અને એ માટે ભાદરણના આગેવાનોએ પ્રયત્ન શરૂ કર્યો.

### ભાદરણને મહાલ બનાવવાનો સરકારનો નિર્ણય

ભાદરણને મહાલ બનાવવાનો ભાદરણના આગેવાનો પ્રયત્ન કરે છે એમ ખબર પડતાં બીજા ગામના લોકોએ પોતાનો વિરોધ જણાવવા માંડયો—ભાદરણ મહાલ બને તો અમે તે મહાલમાં રહેવા ખુશી નથી. બોરસદ તાલુકા સમિતિએ એ સામે વિરોધ કર્યો. ખેડા જિલ્લા સમિતિમાં પણ એ પ્રશ્ન આવ્યો અને તેણે પણ ભાદરણ મહાલ બને તેમાં સંમતિ ન આપી. આમ ભાદરણ મહાલ બને તે પક્ષે મોટેભાગે કેવળ ભાદરણ ગામ હતું અને ન બને તે પાછળ એમાં લેવામાં આવનાર ગામો અને જિલ્લાની સમિતિ હતી. આ સંજોગોમાં આ પ્રશ્ન સરકાર પાસે આવ્યો. જાણ્યું છે ત્યાં સુધી મહેસૂલી પ્રધાન શ્રી. મોગરભાઇ દેસાઇ સમક્ષ એ નિર્ણય કરતી વખતે ગુજરાત પ્રાંતિક સમિતિના પ્રમુખ શ્રી. કનૈયાલાલ દેસાઈ, પ્રાંતિક સમિતિના મંત્રી અને ખેડા જિલ્લા સમિતિના પ્રમુખ શ્રી. રાવજીભાઇ પટેલ, શ્રી. લાલાકાકા, ભાદરણના આગેવાનો શ્રી. મગનભાઈ પટેલ અને શ્રી. શિવાભાઈ પટેલ હાજર હતા. સાંભળ્યું છે ત્યાં સુધી શ્રી. રાવજીભાઇ પટેલ સિવાય બીજા સભ્યોનો મત ભાદરણને મહાલ બનાવવાનો હતો. ભાદરણના આગેવાનોનો મત હોય તે સમજાય તેવું છે, પરંતુ બીજા આગેવાનોએ કયા કારણે એમનો મત સ્વીકાર્યો તે ખબર નથી. આ સંજોગોમાં શ્રી. રાવજીભાઇ પટેલે પોતાનો વિરોધી મત જતો કર્યો અને બધાંના મતને માન્ય રાખી એ નિર્ણયમાં હા પાડી. આમ ભાદરણને મહાલ બનાવવો છે તે નિર્ણય એકમતે થતાં પછી એમાં કયાં કયાં ગામો લેવાં તેનો નિર્ણય હાથ ધરવામાં આવ્યો. રાસ ગામ ભાદરણથી ત્રણ માઇ દૂર હોઇ એ તાલુકો બનશે તો પોતાને એમાં જોડાવું પડશે એમ માનીને ત્યાંના આગેવાન શ્રી આશાભાઈ પટેલે ચેનીને શ્રી મોગરભાઇને લખ્યું હતું કે રાસ ભાદરણ મહાલમાં રહેવા ખુશી નથી. એટલે રાસ એને લગતું હોવા છતાં ભાદરણ મહાલમાં ન મૂકયુ અને બીજાં ગામો લેવાયાં. આમ સરકારે ભાદરણને ભાદરણના આગેવાનોની માગણીને કારણે મહાલ બનાવવાનું નક્કી કર્યું.

### બોરસદ તાલુકામાં સત્યાગ્રહનું વાતાવરણ ઊભું થાય છે

બોરસદ તાલુકાનાં ગામો જે ભાદરણમા મૂકાય તેવો સભવ હતો તેમણે પોતાની ભાદરણ મહાલમાં જવાની અનિચ્છા બતાવ્યા છતાં સરકારે એમની ઇચ્છાને અવગણી મહાલ બનાવવાનો નિર્ણય કર્યો તેથી આગેવાનો અને પ્રજામાં સરકાર વિરુદ્ધ લાગણી ઊભી થઇ ગઈ. પ્રજાની સરકાર, પ્રજાની ઇચ્છા વિરુદ્ધ કેમ નિર્ણય લેઇ શકે, તે ઉશ્કેરાઈ જવાનું કારણ હતું. સરકાર સામે

લડી લેવા સંગ્રામ સમિતિ નીમાઇ. એના પ્રમુખ તરીકે રાસના શ્રી. આશાભાઇ પટેલને નીમવામાં આવ્યા. બોરસદ તાલુકાના ગામોની એક સભા ભરવામાં આવી અને તેમાં ભાષણો થયાં. ભાદરણના આગેવાનોએ માની લઇએ કે લાગવગનો ઉપયોગ કરી તાલુકો બનાવવામાં ભાગ ભજવ્યો. પણ તેથી ભાદરણના લોકો છ ગામના અભિમાનવાળા છે, પારકી જમીનો લખી લે તેવા છે, કોઠારમાંથી ધારાળા બનાવી દે તેવા છે, પાટીદારમાંથી કણબી બનાવી દે તેવા છે વગેરે વગેરે સભામાં કહેવાયું તે શોભે તેવું નથી. એનો અર્થ તો એવો થાય કે ભાદરણ જેમ પોતાના ગામનું અભિમાન પોષવા જ મહાલ બનાવવા તૈયાર થયું છે, તેમ વિરોધ કરનાર લોકો પણ ભાદરણ મહાલ ન બને તે માટે ઇર્ષાને લીધે વિરોધ કરી રહ્યા છે! એટલે જેમ ભાદરણના આગેવાનો માટે અભિમાન પોષવાની મનોવૃત્તિ તંદુરસ્ત નથી, તેમ વિવેક ચૂકી ભાદરણની આખી પ્રજા ઉપર ગમે તેમ આક્ષેપો કરવાની વૃત્તિ તંદુરસ્ત નથી.

## આમાં સરકાર કરતાં આગેવાનનો દોષ મોટો છે

પ્રજાની સરકાર પ્રજાને પૂછ્યા વગર પગલું ભરે કે તેની વિરુદ્ધ પગલું ભરે, એ બોરસદના લોકોના રોષનું જે કારણ છે, તેમાં સરકાર કરતાં આગેવાન શ્રી. રાવજીભાઈ પટેલનો મોટો દોષ છે. સરકાર કંઇ બોરસદ તાલુકાના બધા લોકોને પૂછે નહિ. આગેવાનને જ પૂછે. આ નિર્ણય લેવાયો ત્યારે ખેડા જિલ્લા સમિતિના પ્રમુખ શ્રી. રાવજીભાઈ પટેલ હાજર હતા. તાલુકા અને જિલ્લાની સ્થિતિ એ જાણતા હતા. એ કારણે એમણે પ્રથમ વિરોધ પણ કરેલો. એમનો દોષ એટલો કે પોતાનો એકલો મત વિરોધમાં છે તે કારણે ઘડીભર નિર્બળ બની કે બીજાઓની શેહમાં તણાઇ એમણે વિરોધ ખેંચી લેઈ તેમાં સંમતિ આપી. એટલે સરકાર તો આજે કહી શકે છે કે પ્રજાના પ્રતિનિધિની સંમતિ પ્રમાણે અમે પગલું ભર્યું છે. ભૂલ હોય તો તમારા આગેવાનની છે. અને શ્રી. રાવજીભાઇ પટેલને પોતાનો એ દોષ દેખાયો એટલે એમણે પ્રાયશ્ચિત્ત તરીકે ત્રણ દિવસના ઉપવાસ કર્યા, પોતાની ભૂલ જાહેરમાં કબૂલ કરી અને પ્રજાની યોગ્ય માગણી સરકાર આગળ રજૂ કરી થયેલો નિર્ણય ફેરવાવવાનો પ્રયત્ન કરવાની ખાતરી આપી.

## સંગ્રામ સમિતિ સ્થાપીને આગેવાનોએ ઉતાવળિયું પગલું ભર્યું

સરકારનો નિર્ણય માની લેઇએ કે અયોગ્ય છે પરંતુ આજે સરકાર

પ્રજાની છે. એણે જે નિર્ણય લીધો તે એક રીતે પ્રજાના પ્રતિનિધિઓને પૂછીને લીધો, પછી એ નિર્ણય આગેવાનોએ ખોટો લીધો હોય તો દોષ સરકારને માથેથી ઉતરી આગેવાનોનો બને છે. એટલે ખરી રીતે પ્રજાએ કંઇ પગલું લેવું જોઇતું હતું તો પ્રથમ આગેવાનો સામે લેવું જોઇતું હતું.. અને બંધારણીય રીતે પોતાનો આખો કેસ સરકાર આગળ ડેપ્યુટેશન લેઇ જઇને રજૂ કરવો જોઇતો હતો. શ્રી. મોરારજીભાઈ ડેપ્યુટેશનને ન સાંભળત એમ માનવાનું કોઈની પાસે કારણ નથી. પરંતુ એવું કોઇ પગલું ન લેતાં સરકાર સામે સત્યાગ્રહ કરવા જેવું જે વાતાવરણ આગેવાનોએ ઊભું કર્યું, અને સંગ્રામ સમિતિ નીમી તે કવેળાનું હતું. શ્રી. આશાભાઇનું જનતાના હૃદયમાં લોકસેવક તરીકે સ્થાન છે. એ કોંગ્રેસી છે ખરા, પણ કોંગ્રેસના બંધારણમાં કોઈ હોદ્દેદાર નથી એ કોંગ્રેસ તરફથી ચૂંટાયેલા આગેવાન નથી, સેવા દ્વારા પ્રજાએ સ્વીકારેલા આગેવાન છે. એમનું કાર્યક્ષેત્ર ક્ષત્રીની રીતે લડવા કરતાં પ્રજાને મદદની જ્યાં જરૂર પડે ત્યાં દોડી જઇ સેવા કરવાનું છે. સાચે જ જો બોરસદ તાલુકાની પ્રજા આ મુદ્દા ઉપર સરકારને લડાઈ આપવા માગતી હોય તો તેના આગેવાન થવાની જવાબદારી જિલ્લાના કોંગ્રેસી આગેવાનોની છે. જિલ્લાના પ્રમુખ હોય, મંત્રી હોય, તાલુકાના પ્રમુખ હોય, મંત્રી હોય, લોકલબોર્ડના સભ્યો હોય કે પ્રમુખ હોય, ધારાસભાના સભ્યો હોય, આમ જે રાજકીય મોરચે આગેવાની કરે છે તેમનામાંથી એકાદે મુખ્ય આગેવાન થઇ પ્રજાને લડાઇમા દોરવી એ સ્વાભાવિક ગણાય. શ્રી. આશાભાઇનું કામ બ્રાહ્મણનું છે. રાજકારણમા પડેલા ક્ષત્રીઓ જિલ્લામાં છવતા હોય, એ છૂટી પડ્યા ન હોય ત્યાં સુધી બ્રાહ્મણે શસ્ત્ર હાથમાં ઝાલવાની શી જરૂર?

### ડહોળાયેલાં જળ નીતરે છે

સદ્‌ભાગ્યે સંગ્રામ સમિતિને, જિલ્લાના આગેવાનોને આ ઉતાવળિયા પગલાનો ખ્યાલ પાણી વહી જાય તે પહેલાં આવી ગયો છે. તા. ૩૧ મી જુલાઇની બોરસદની સભામા જિલ્લાના ધારાસભ્ય, જિલ્લાના પ્રમુખ, મંત્રી અને બોરસદ તાલુકાના આગેવાનો હાજર હતા. અને સરકાર સામે કોઈ ઉતાવળિયુ પગલું ન ભરતા, બંધારણીય રીતે આ પ્રશ્નનો નિકાલ લાવવાનો જે નિર્ણય થયો તે ડહાપણભર્યો છે. સરકારે પોતે આ પ્રશ્ન બાબત એક અમલદારની નિમણૂક કરી છે તે પણ યોગ્ય જ છે. આ સમયમાં ડહોળાયેલાં જળ નીતરી રહેશે, અને એમાં દરેક પક્ષે કેટલી સ્વચ્છતા છે તે આપોઆપ જણાઇ આવશે.

### દરેક પક્ષ પોતાનું આત્મનિરીક્ષણ કરે

ભાદરણના આગેવાનો, જેમણે આ પ્રશ્ન ઊભો કર્યો કે તેમને એટલું જ કહેવાનું કે બીજો પક્ષ આ મુદ્દો ગમે તે દૃષ્ટિથી જોતા હોય, પણ એનો વિચાર ન કરતાં તમે તમારા પક્ષનો વિચાર કરજો. દરેકને પોતાના ઉપર, પોતાનાં સ્વજનો ઉપર, પોતાના વતન ઉપર, જિલ્લા ઉપર, પ્રાંત ઉપર, એમ ક્રમે ક્રમે પ્રેમ હોય છે. પ્રેમ હોવો ખોટો નથી. પણ પ્રેમ જ્યારે મમતનું રૂપ લે ત્યારે એ ગુણ મટી દોષ બને છે. એ કારણે આજે આપણા દેશમાં ભાષાવાદ, પ્રાંતવાદ અને કોમવાદનો રાહુ ઘેરાયો છે. એથી આગળ વધી આપણા જિલ્લામાં તાલુકાવાદ આવ્યો. માણસમાં સદ્ અને અસદ્ વૃત્તિઓનું મિશ્રણ છે એટલે ઇચ્છા અનિચ્છાએ વતન માટે મમત અંતરમાં આવી જાય તો સજ્જનની એ ફરજ છે કે એમાં ન ઘસડાતાં એ મમતની અસદ્‌વૃત્તિને ખંખેરી નાખવા પ્રયત્ન કરવો. એક વખત આવા કોઈ મમતને કારણે ભાદરણને મહાલ બનાવવાનો આગેવાન તરીકે પ્રયત્ન કર્યો, એમાં ફાવ્યા પણ ખરા. પણ જ્યારે બીજા લોકોનો વિરોધ હોય ત્યારે એ મમત મૂકી દેવો એ જિંદાદિલી છે. પ્રથમ કહ્યું તેમ ભાદરણને પોતાને મહાલનું સ્થળ પોતાના ગામમાં કરાવવાનું કોઈ કારણ દેખાતું નથી. બોરસદ એની એટલું નજીક છે કે એ એવી માગણી મમત વગર કરી ન શકે. એટલે હવે તો જે ગામો ભાદરણ મહાલમા મૂકાયાં છે તે જો એમ કહેતાં હોય કે બોરસદ કરતાં ભાદરણથી અમને વિશેષ અનુકૂળતા છે તો એ સવાલ મહાલના ગામોનો રહે છે. માનો કે બોરસદ કરતાં ભાદરણ વધુ સગવડ મળે એમ હોય છતાં એ લોકો એ સગવડ ન ઇચ્છતા હોય તો એમને બોરસદમાં જઈ ભલે અગવડ ભોગવવા દો. ભાદરણના આગેવાનો વતન પ્રત્યેનું આ મમત છોડી જિંદાદિલી બતાવશે?

### સરકારના પક્ષે

સરકાર કહેતું હોય તો કહી શકે છે કે બંનેના પ્રતિનિધિઓને પૂછી એણે પ્રથમ પગલું ભર્યું હતું. પરંતુ જો એણે નિર્ણય કરતી વખતે ભાદરણના બે આગેવાનો એમનો કેસ રજૂ કરવા હાજર રહી શક્યા તો સરકારે સામા પક્ષનું સાંભળવા બોરસદના બે આગેવાનોને કેમ ન બોલાવ્યા? અને જો ભાદરણના આગેવાનો વગર બોલાવ્યા, એ નિર્ણય આજે થવાનો છે એમ જાણી જાતે હાજર થયા હોય અને એમને સાંભળવામાં આવ્યા હોય, તો એનો અર્થ એ થયો કે બોલે એનાં બોર વેચાય એવું આજના તંત્રમાં છે. બોરસદ

તાલુકો ઘણો મોટો થઈ જાય છે અને દૂરના લોકોને અગવડ પડે એ દૃષ્ટિએ જો મહાલ કરવાનો સરકારનો ઉદ્દેશ હોય તો એ ઉદ્દેશ પણ ભાદરણના નજીકના અંતરે મહાલનું સ્થળ બનાવવામાં સરતો નથી એ પ્રકારે સમજવું જોઈએ. તો પછી સરહદ ઉપર કડાણા જેમ થાય છે તેમ એને મહાલ બનાવી એ કોઠાના લોકોને નજીક મહાલ આપવો જોઈએ. પરંતુ કડાણા મહાલ થાય એવું સ્થળ હોવા છતાં ત્યાં સરકારી મકાનો બાંધીને ખર્ચ કરવું પડે, અને ભાદરણમાં મકાનો તૈયાર છે, એવું જો કારણ હોય તો જાડા નરને સૂળીએ ચડાવો એવો ન્યાય થયો કહેવાય. ભાદરણ મહાલ બનાવવાની જરૂર નથી એમ સરકારને પ્રથમ તો લાગેલું જ, કારણ કે પ્રથમની જાહેરાતમાં એ વ્યવસ્થા ન હતી. એટલે સરકાર લોકોની અગવડ માટે જો આ મહાલ બનાવતી હોય તો ભાદરણના આગેવાનો માગણી કરે છે માટે એ વસ્તુ ન સ્વીકારે. મહાલનું સ્થળ એ કંઈ ભાદરણનો પ્રશ્ન નથી, એમાં જોડાનાર ગામોનો સૌનો સવાલ છે. જો બીજાં ગામો એવી માગણી ન કરતા હોય, એમની ઇચ્છા એમાં જોડાવાની ન હોય તો ભાદરણના આગેવાનોને સંતોષવાનું સરકાર પાસે શું કારણ છે? ભાદરણને તો બોરસદ તાલુકામાં જવાથી કોઈ મુશ્કેલી આવતી નથી. એટલે એક વખત નિર્ણય લેવાઈ ગયો છે, અને પ્રજામતને નમતું આપવાથી દરેક પ્રશ્નમાં પ્રજાને વિરોધ કરવાની ટેવ પડી જાય, એ ગમતને વશ થઈ સરકાર પોતે કરેલો નિર્ણય ફેરવવા જો ન માગે તો વ્યક્તિના જેવો એ સરકારનો પણ મમત કહેવાય. વ્યક્તિનો મમત સમજી શકાય, પણ સરકારનો મમત અક્ષમ્ય ગણાય. આશા છે કે સરકાર આવા કોઈ મમત કે લાગવગને તાબે ન થતાં યોગ્ય નિર્ણય કરે

**બીજા પક્ષને**

શ્રી નવલભાઈ પટેલ જો એમ માનતા હોય કે પોતે ભૂલ કરી છે તો જિલ્લાના મુખ્ય આગેવાન તરીકે એમની ફરજ થઈ પડે છે કે પોતે સરકારને થયેલા નિર્ણયની ભૂલ સમજાવે. યોગ્ય અધિકારી આગળ એ કેસ પોતે મુખ્ય આગેવાન બનીને ન્યાયપૂર્વક રજૂ કરે. જે આગેવાનો આ પક્ષે હોય તે બધા ન્યાયપૂર્વક તેમને મદદ કરે. પોતાનો કેસ સાચો છે માટે કોઈ પક્ષને વિવેક ચૂકી બોલવાનો હક મળે છે તેમ ન માનવું જોઈએ. ઊલટું વિવેક ચૂકવાથી સાચો પક્ષ પણ માર્યો જાય છે, અને તટસ્થ પક્ષને એવી છાપ પડે છે કે વિરોધમાં અમુક અંશે દ્વેષ છે. અને એવી છાપ નિર્ણય કરનાર પક્ષને પડે તો ઊલટું પક્ષને પોતાને નુકસાન થાય છે. રાજકારણમાં, કુટુંબમાં,

ધંધામાં કે બીજા વ્યવહારમાં અભિમાનને લીધે, દ્વેષને લીધે, પ્રામાણિક મતભેદને લીધે આવાં ઘર્ષણ ઊભાં થવાનાં. તે વખતે જો દરેક પક્ષ વિવેક ચૂકે તો કલહ ઊભો થાય અને માઠાં ફળ ચાખવાનાં આવે. આપણે સ્વરાજ્ય દ્વારા માઠાં ફળ ચાખવા માગતા નથી. મિષ્ટ ફળ ચાખવા તો આપણે સ્વરાજ્ય હાંસલ કર્યું છે—વડોદરા રાજ્યનું અસ્તિત્વ મિટાવી દીધું છે. પછી એમાંથી દ્વેષનાં, કંકાસનાં અને કલહનાં ફળ લણીશું તો ભવિષ્યની પ્રજા આપણ સૌને એ માટે જવાબદાર ગણશે. તાલુકાવાદનું અનિષ્ટ છોડી દેઈ આપણે એ ગુનાથી દૂર રહીએ એજ શ્રેષ્ઠ છે.

**ખંભાત અને ખેડા પણ વતનના મમતે ચડે છે**

ખેડા જિલ્લાની નવી રચનામાં જિલ્લાના ચાર વિભાગ પાડવામાં આવ્યા છે. બોરસદ, પેટલાદ અને ખંભાત, ત્રણ તાલુકાના એક વિભાગનું મુખ્ય સ્થળ પ્રથમની જાહેરાતમાં ખંભાત રાખવામાં આવ્યું હતું. પરંતુ ત્રણે તાલુકાઓની પ્રજાની સગવડની દૃષ્ટિએ મધ્યસ્થ સ્થળ પેટલાદ ઘણું અનુકૂળ છે અને તે વિભાગનું મુખ્ય સ્થળ બને તેવી પ્રજા તરફથી માગણી કરવામાં આવી હતી. સરકારે એ માગણી સ્વીકારી ખંભાતને બદલે પેટલાદને વિભાગી સ્થળ બનાવ્યું એટલે ખંભાતની પ્રજાએ વિરોધ કર્યો. તાલુકા સમિતિના હોદ્દેદારોએ રાજીનામાં આપ્યાં અને સરકાર સામે લડવાનું નાના પ્રમાણમાં વાતાવરણ ઊભું કર્યું. ખંભાત પેટલાદ કરતાં મોટું છે, ઐતિહાસિક સ્થળ છે, નવાબની ખાલી પડેલી કચેરીઓમાં મહાલવાનું મળે તેવાં મોટાં મકાનો પણ છે, બંદરનું સ્થળ છે, એ બધું વિભાગી કેન્દ્ર બનાવતી વખતે ધ્યાનમાં લેવાનો શો અર્થ છે? એવી દલીલ આગેવાનો કરે તેમાં શું તથ્ય છે? ડેપ્યુટી કલેક્ટરની ઑફિસ એક ખૂણે આવેલા ખંભાતના સ્થળે રહે તેમાં પ્રજાને જવાઆવવાની કેટલી હેરાનગતિ પડે? આજના ગાડીના સમય પ્રમાણે તો રાતે રોકાય ત્યારે જ એનું કામ બને. તે કરતાં પેટલાદ એવું મધ્યસ્થ સ્થળ છે કે ત્રણે તાલુકાની સગવડ સચવાય. વહીવટનાં કેન્દ્ર ઐતિહાસિક દૃષ્ટિએ સ્થાપવાનાં ન હોય, બાપના કૂવામાં બૂડી મરવાનું કોઇ કારણ નથી. એ રીતે ખંભાતની પ્રજા જે માગણી કરે છે તે કેવળ એમના ગામ પ્રત્યેની મમતા વગર બીજું કંઇ નથી. બાકી ખંભાતને બંદર તરીકે વિકસાવવાની યોજના માટે ખંભાત પ્રયત્ન કરે તે વ્યાજબી ગણાય, એમાં જિલ્લાની પ્રજાનો સહકાર માગે તે યોગ્ય ગણાય, પણ પોતાના મોહને કારણે બીજા તાલુકાઓની પ્રજાને અગવડમાં મૂકવાનો, એવી અયોગ્ય માગણી સરકાર પાસે કરવાનો એને કોઇ હક નથી.

### ખેડા પણ એ કરી રહ્યું છે

તારીખ પહેલી સપ્ટેમ્બરથી જિલ્લા કલેક્ટરની ઑફિસ ખેડાથી ખસીને નડિયાદ આવે છે તે સમાચારથી જિલ્લાની પ્રજા એક જાતની નિરાંત અનુભવે છે. સર્વ રીતે સગવડવાળા નડિયાદના સ્થળે જિલ્લા કચેરી લાવવાની પ્રજાની માગણી કેટલાય વખતથી છે. જિલ્લાનું મથક ખેડા એવા એક ખૂણામાં છે કે પ્રજાને તે કોઈ રીતે અનુકૂળ નથી. એટલે આ નવા સમાચારથી પ્રજા જ્યારે છુટકારાનો દમ લે છે ત્યારે ખેડાના વતનીઓ વિરોધની સભા ભરે છે. ખેડાની ઐતિહાસિકતા ઉપર કાગારોળ કરે છે. એમને દુ:ખ છે કે જિલ્લાની કચેરી જતાં ખેડાનું મહત્ત્વ ઘટી જશે. પણ ખેડા એમ કેમ વિચાર કરતું નથી કે કોઈ એક ગામનું મહત્ત્વ જાળવવા માટે જિલ્લાનું સ્થળ નક્કી થતું નથી, લોકોની સગવડ એ મહત્ત્વની વસ્તુ છે. આટલા વરસ અનુકૂળ હતું તો હવે શો વાંધો આવી ગયો એવી સનાતની દલીલ કરવાનો વખત હવે ગયો છે. ખેડાએ એની આંખ આગળ વડોદરાની રાજધાની ભૂંસાઈ જતી જોઈ છે, કાઠિયાવાડની રાજધાનીઓ ખરી જતી જોઈ છે અને નવી વ્યવસ્થા જે તે સ્થાને દરેકે સ્વીકારી લીધી છે. એના પ્રમાણમાં ખેડા શું છે? છતાં ખેડા આમ રાજ્યોના એ દાખલા ધ્યાનમાં ન લેતાં શા માટે વતન પ્રત્યેના મમતને લીધે હાંસીપાત્ર બનવા જેવો વિરોધ કરે છે? આખા જિલ્લાની ઈચ્છા નડિયાદ પક્ષે હશે તો શું ખેડા એમ માને છે કે એ પોતે પોતાના મમતને કારણે નવી વ્યવસ્થા બંધ રખાવી શકશે? સરકાર એવી માગણી સ્વીકારશે? આપણે સમાજના લાભ ખાતર, વિશાળ વર્ગના લાભ ખાતર, વ્યક્તિગત સગવડ અને સ્વાર્થ જતો નહિ કરીએ તો નવીન સુંદર વ્યવસ્થા શી રીતે ઊભી કરીશું? ભાદરણ, ખંભાત અને ખેડા આ સમજશે?

## સ*મા*ચા*ર

★ તારાપુરવાળા અમદાવાદની લક્ષ્મીવિલાસ હૉટલના માલિક શ્રી આશાભાઈ પટેલના પુત્ર શ્રી પ્રતાપભાઈ પટેલ ગુજરાત કૉલેજમાં ઑનર્સ સાથે બી. એ. પાસ કરી બાર-એટ-લૉના અભ્યાસાર્થે તા. ૨૮મીએ ઇંગ્લૅન્ડ ઊપડી ગયા છે.

★ ગુજરાતી માસિકોમાં લેખો અને કટાક્ષચિત્રોથી નવીન ભાત પાડતું ‘રેખા’ માસિક દસ વર્ષથી શ્રી જયંતિ દલાલના તંત્રીપદે નીકળતું હતું તે હવેથી (સપ્ટેમ્બરના અંકથી) ‘પાટીદાર’ના તંત્રી ઈશ્વર પેટલીકરના તંત્રીપદે પ્રગટ થશે. એનું વાર્ષિક લવાજમ રૂપિયા સાડાપાંચ છે.

વિદ્યાનગરનું

# અન્નપૂર્ણા ખાતર

આ ખાતરની નવીનતા એ છે કે એ જમીનમાં નાખવાનું નથી પરંતુ ફક્ત બીને એમાં પલાળીને તે વાવવાનું હોય છે. જેથી ખાતર ઘણું ઓછું જોઇએ છે અને ખેડૂતને તે આર્થિક રીતે બીજા ખાતર કરતાં સસ્તુ પડે છે.

બીના વજનના ચોથા ભાગના વજન જેટલું આ ખાતર લેઇ, દસગણું પાણી લેઇ તેને હલાવી મિશ્રણ કરવાનું હોય છે. તે પછી લગભગ દસ કલાક બી તેમાં નાખી ઉપર ઢાંકી રાખવાનું હોય છે. પછી બી છાંયે ગુણપાટ ઉપર પહોળું કરી ચોવીસ કલાક સૂકવી રાખવું અને પછી તે બીને જમીનમાં વાવવું, બાકી રહેલા નીતરેલા પાણીનો ઉપયોગ વાવેતર ઉપર છાંટીને ખાતર તરીકે કરવાનો છે.

આ ખાતર અનાજ, ફળફૂલ તથા શાકભાજી ઓછા વખતમાં વધારે ઉત્પન્ન કરવામાં કીમતી ફાળો આપે છે. આજે દેશમાં અન્નસંકટ છે અને સરકારે વધુ અનાજ પકવવાની ઝુંબેશ લડાઇના જેવી ઉપાડી છે ત્યારે અન્નપૂર્ણા ખાતર સાચે જ એમાં મોટી મદદ કરે છે.

રતલ એકની કિંમત ફક્ત રૂપિયા બે.

——— મળવાનું સ્થળ ———

**એન. અંબાલાલની કંપની,**

ડૉ. ફૂકના દવાખાના પાસે, આણંદ.

મુદ્રક : આશાભાઇ ગોરધનભાઇ પટેલ, ચરોતર પ્રિન્ટિંગ પ્રેસ, આણંદ
પ્રકાશક : ઇશ્વરભાઈ મોતીભાઇ પટેલ, પાટીદાર કાર્યાલય,: આણંદ




ફાંસીનું કરવત ( નવ નવી વાર્તાઓ ) ૩ ૩-૮-૦

Patidar Anand Reg. No. B. 1705

# પાટીદાર

સ્થાપક: સ્વ. નરસિંહભાઈ ઈશ્વરભાઈ પટેલ

તંત્રી

ઈશ્વર પેટલીકર

આસો – ૨૦૦૫

આ અંકની વિવિધ લેખનસામગ્રી


| | | |
|---|---|---|
| આંતરજ્ઞાતિય લગ્ન | નારાયણ | ૧ |
| લગ્નનાં માપ | શંકરભાઈ પટેલ | ૩ |
| નવી વહુની તરફેણમાં | નાનુભાઈ દવે | ૯ |
| નાનાઓની મોટાઈ | અરવિંદ પટેલ | ૧૩ |
| ત્રણ વિધિઓ | મણિભાઈ પટેલ | ૧૬ |
| રાણા પ્રતાપના વંશજ | પેટલીકર | ૧૯ |
| આ વાર્તા તમે ન લખો… | સોમાભાઈ પટેલ | ૨૪ |
| સિનેમાની અસર | પિનાકિન પટેલ | ૨૯ |
| વલ્લભ સેવાશ્રમ | • | ૩૧ |
| ગ્રંથસ્વીકાર | • | ૩૨ |
| પ્રસંગકથા | • | ૩૩ |
| સમાચાર | • | [illegible] |


વાર્ષિક લવાજમ દેશમાં રૂ. ૩, વિદેશમાં શિ. ૬.
માસિક દર મહિનાની તા. ૨૫ મીએ પ્રગટ થાય છે.
'પાટીદાર' કાર્યાલય, આણંદ




કાશીનું કરવત ( ત્રણ નવી વાર્તાઓ ) રૂ ૩-૮-૦

# પાટીદારના ગ્રાહકો—વાચકોને

(✲) બે અંક સુધી 'પાટીદાર'ના સ્નેહીઓને ટહેલ નાખી તેનું પરિણામ સફળતામાં આવ્યું નથી. આશા તો એવી હતી કે ટહેલના જવાબમાં સારી સંખ્યામાં ગ્રાહકનાં નામ મળી જશે તો લવાજમ વધાર્યા વગર માસિકનું દદ વધારી શકાશે. પરંતુ નવાઈ લાગશે તેટલાં નામ—ફક્ત ૨૮ નવાં નામ મળ્યાં છે!

આથી દુઃખ પામવાનું પણ કોઈ કારણ નથી. જેમ વાચનભૂખ હોવા છતાં ખરીદીને વાંચવાની વૃત્તિ આપણામાં ઓછી છે, તેમ આવી ટહેલના ઉત્સાહી જવાબો આપવાની વૃત્તિ આપણી કેળવાઇ નથી એટલું જ. આ બધો વૃત્તિ કેળવવાનો સવાલ છે. પશ્ચિમમાં આ વૃત્તિ સારી કેળવાઈ છે. વર્તમાનપત્રો લોકમત જાણવા અવારનવાર જુદા જુદા પ્રશ્ન ઉપર વાચકોના મત માગે છે. અને ત્યાં લાખો વાચકો મત નોંધાવે છે પણ ખરા. આ વૃત્તિ આપણે ત્યાં પણ વહેલીમોડી કેળવાશે, અને ત્યારે આવી ટહેલનો જવાબ ઉત્સાહભેર મળશે. એટલે આ ટહેલનો જવાબ મોળો મળ્યો છે તેથી દુઃખ લાગવાનું કોઈ કારણ નથી. અનુભવે એટલું જ કહેવાનું કે આ વૃત્તિ આપણે કેળવવા જેવી છે.

(✲) માસિકનું દદ વધારવું, સારી સંખ્યામાં નવા ગ્રાહકો મળે તો લવાજમ વધાર્યા વગર, અગર લવાજમ વધારીને. જેમને 'પાટીદાર'ની સામગ્રી ગમે છે તેમણે એ બાબતમાં લવાજમ વધારવાની સૂચના પણ કરી છે. ગયે અંકે આઠ આના જેવો વધારો સૂચવ્યો હતો તેના જવાબરૂપે થોડા સ્નેહીઓએ એમ પણ આગળ જઈને લખ્યું કે એક રૂપિયો વધારશો તો પણ વાંધો નથી! પરંતુ જે દદ વધારાની યોજના કરી છે તેને આઠ આના વધારો પહોંચી વળશે એવી ગણતરી હોઇ નવા વરસથી **લવાજમ દેશમાં રૂપિયા સાડા ત્રણ**, અને **વિદેશમાં શિલિંગ સાત** રાખવામાં આવ્યું છે. નવો અંક વાચકોને મળશે ત્યારે આઠ આનાના લવાજમ વધારાના બદલામાં મળેલી વાચનસામગ્રી વિશેષ લાગશે તેની અમને ખાત્રી છે.

(✲) **વિના લવાજમ ફંડમાંથી માસિક મેળવે છે તે બહેનો જરૂર વાંચે.** જે બહેનો વિના લવાજમે માસિક મેળવે છે તેમને એક વિનંતિ કરવાની છે. જો તમે દર વર્ષે માસિક વિના લવાજમે મેળવો, તો બીજી બહેનોને એનો લાભ ન મળે. વળી જ્ઞાન આપનારનો દર સાલ તમે જ લાભ લ્યો તે પણ વિવેકભર્યું તો નથી. વળી તમે એ રીતે માસિક મેળવ્યું

ત્યાર પછી તમારી સ્થિતિ લવાજમ ભરે તેવી ન થઇ હોય તેમ પણ ન બને પરંતુ મફત મળે છે તો ભલે આ વાંચવા મળે એ દ્રષ્ટિથી માસિક કાયમ મેળવવું એ ઠીક ભર્યું નથી આજ સુધી જે બહેનોને માસિક મફત જાય છે તેમાંથી એક પણ બહેને એવું લખ્યું નથી કે હવે હું લવાજમ ભરી શકું તેમ છું એટલે ગ્રાહક તરીકે નોંધીને મોકલજો ! તો શું આ બધી બહેનોમાંથી કોઈની સ્થિતિ લવાજમ ભરે તેવી નહિ બદલાઈ હોય તેમ માનવું ? બદલાતી તો હોય છે, પરંતુ મફત મેળવવાનું વ્યસન છૂટતું નથી

આ વૃત્તિ સારી નથી, તેમજ પોસાય પણ સારી નહિ એમ વિચારી એવું નક્કી કર્યું છે કે વિના લવાજમે માસિક મેળવતી હાલની બહેનોને હવે જો માસિક મેળવવું હોય તો રૂપિયા બેના ઓછા લવાજમે ચાલુ રાખવું એટલે જે બહેનો એ રીતે ચાલુ રહેવા માગતા હોય તેમણે એ રકમનું મ. ઓ. કરવું ચાલુ રહેવા ન માગતા હોય તેમણે પોસ્ટ કાર્ડ લખી ના જણાવી દેવી બંનેમાંથી એકે પગલું જેમણે નહિ ભર્યું હોય તેમને નવો અંક બે રૂપિયાના લવાજમ તરીકે વી. પી. કરવામાં આવશે આશા છે કે કોઈ બહેન વી. પી. પાછું કાઢી માસિકને ખોટું ખર્ચ નહિ કરાવે

(★) હવેથી ઓછા લવાજમ તરીકે રૂપિયા બેમાં બહેનોને, ગુજરાતી શાળાના શિક્ષકોને અને વિદ્યાર્થીઓને માસિક મળશે સાવ મફત માસિક મેળવવાની વૃત્તિ સારી નથી એટલે બહેનો ના છૂટકે એની માગણી કરશે તેવી આશા રાખીએ

(★) નવા વર્ષનું લવાજમ તા ૨૫–૧૦–'૪૯ સુધીમાં મ. ઓ. થી મોકલી આપવું **જેમનું લવાજમ એ તારીખ સુધીમાં કાર્યાલયને નહિ મળ્યું હોય તેમને કાર્તકનો અંક વી. પી. થી રવાના કરવામાં આવશે** ગ્રાહક તરીકે ચાલુ રહેવા ન ઈચ્છતા ભાઈ બહેનોને પોસ્ટ કાર્ડ લખી જણાવવા વિનંતિ છે

(★) વી. પી. થી અંક મેળવનારને સામાન્ય રીતે અંક મોડો મળે છે ઘણા વી. પી. કરવાના હોઈ પોસ્ટ ઑફિસમાં ૩૦–૩૫ ની સંખ્યા જેટલા વી. પી. રોજ સ્વીકારના હોઈ ક્રમ પ્રમાણે અંક ગ્રાહકને મળતા વિલંબ થાય છે માટે બહેનો મેળવવા હોય તેઓ મ. ઓ. કરે એ જરૂરી છે બાકી ક્રમ પ્રમાણે દરેકને વી. પી. થી અંક મળી જશે

(★) આફ્રિકાના ગ્રાહકોમાંથી ૨૨૨ ગ્રાહકોના લવાજમ સં. ૨૦૦૫ના બાકી છે અને સં. ૨૦૦૪–૫ એમ બે વરસના ૧૦૮ જણાં બાકી છે આમ લવાજમ બાકીની રકમ રૂ. ૧૭૬૦ થાય છે ! ગ્રાહકોને લવાજમ મોક

લવાનું આળસમાં જાય છે અને અહીં મોટી રકમની તાણ પડે છે. જેમનાં બે વરસનાં લવાજમ બાકી પડે છે તેમને માસિક બંધ કરવામાં આવે છે અને લવાજમ જતું કરવું પડે છે. એ રીતે પણ રૂા. ૮૭૨ આ વરસે જતા કરવાના થશે! લાગે છે કે વાચકોની આ વૃત્તિ પણ પોષવા જેવી નથી. એટલે આ વરસે સં. ૨૦૦૫નું લવાજમ એક વરસનું બાકી પડતું હશે અને લવાજમ ઉઘરાવનાર ભાઈઓ તરફથી લવાજમ વસુલ આવશે તેવું નહિ જણાવ્યું હોય તે સૌને માસિક બંધ કરવામાં આવશે. મતલબ કે એક વરસની આખરે જે ગ્રાહકોનાં લવાજમ બાકી પડતાં હશે તેમને માસિક બંધ કરવામાં આવશે. એક વરસ સુધી રાહ જોવી, અને તેટલા વખતમાં લવાજમ ન આવે તો વધુ આળસ પોષવાની વૃત્તિ ઇચ્છવા જેવી નથી.

આશા છે કે ઉપરના આંકડાથી આફ્રિકાના ગ્રાહક ભાઇઓને ખ્યાલ આવશે કે નાની રકમ મોકલવાની થોડી આળસમાં માસિકને કેટલું વેઠવું પડે છે. એટલે દરેક પોતાનું લવાજમ ત્યાં ભરી દે, અને તેવી સગવડ ન હોય તો પોસ્ટલ ઓર્ડરથી અહીં મોકલી આપે.

## આફ્રિકામાં લવાજમ ભરવાનાં સ્થળ

(૧) મોમ્બાસા – શ્રી રણછોડભાઈ એમ. દેસાઇ, જનરલ પોસ્ટ ઑફિસ
(૨) નાઇરોબી – શ્રી જયંતકુમાર કે. પટેલ, પો. બો. ૬૪૦
" – શ્રી રાવજીભાઇ એમ. પટેલ, લાયબ્રેરિયન, પટેલ બ્રધરહૂડ
(૩) કંપાલા – શ્રી સોમાભાઇ આર. પટેલ, લેરથી એન્ડ એન્ડર્સન લિ., પો. બો. ૩૨૪
(૪) દારેસલામ – શ્રી ડાહ્યાભાઈ મનોરભાઈ, ગોય. એમ. કસ્ટમ્સ
(૫) નકુરૂ – શ્રી નારણભાઇ એમ. પટેલ, કોલોનિયલ સ્ટોર્સ, પો. બો. ૧૦૨
(૬) જિંજા – શ્રી રાવજીભાઈ સી. પટેલ, પો. બો. ૧૪૩
(૭) ટાન્ગા – શ્રી મહીજીભાઇ કે. પટેલ, પો. બો. ૧૩૨
(૮) કેરીચો – શ્રી રણછોડભાઇ છી. પટેલ, પો. બો. ૪૦
(૯) કિસુમુ – શ્રી નારણભાઇ બી. પટેલ, સાનસાઇન સ્ટુડિયો, પો. બો. ૧૭૦
(૧૦) કિટાલે – શ્રી અંબાલાલ એસ. પટેલ, પો. બો. ૭૫
(૧૧) મસાકા – શ્રી ડાહ્યાભાઇ જેઠાભાઈ પટેલ, પો. બો. ૭૧
(૧૨) મ્બાલે – શ્રી ધનજીભાઈ એલ. પટેલ, પો. બો. ૧૧૧

જનસમાજને વિચારપ્રેરક વાચન પિરસવાના અભિલાષ સેવતું માસિકપત્ર

આસો, સં. ૨૦૦૫ | સપ્ટેમ્બર–'૪૯ | વર્ષ • ૨૬ અંક • ૧૨

# આંતરજ્ઞાતિય લગ્ન

એક સ્નેહી સાથે લગ્ન અંગેની ચર્ચા થતાં એમણે મને પૂછ્યું: 'આંતરજ્ઞાતિય લગ્નો અંગે તમારી શી વિચારસરણી છે?'

મેં કહ્યું: 'આંતરજ્ઞાતિય લગ્નો આપણે જેને કહીએ છીએ, તે શબ્દપ્રયોગ રૂઢ અર્થમાં સાચો છે, પણ તાત્વિક રીતે ખોટો છે. જ્ઞાતિનો મૂળ અર્થ આપણે સમજીએ તો આંતરજ્ઞાતિય લગ્નો આપણને જ્ઞાતિનાં લગ્ન લાગે અને જ્ઞાતિનાં લગ્ન આંતરજ્ઞાતિય લાગે.'

સ્નેહી હસીને બોલ્યા: 'અવળવાણી બોલો છો કે શું?'

મેં કહ્યું: 'આજે આપણે રૂઢિથી એવા જકડાઈ ગયા છીએ કે સવળવાણી તે અવળવાણી લાગે છે. હું તમને જ પૂછું—જ્ઞાતિનો અર્થ શો?'

સ્નેહી બોલ્યા: 'જ્ઞાતિ એટલે વળી જ્ઞાતિ–નાત. રોટીબેટી વ્યવહાર જેમની વચ્ચે ચાલતો હોય તેવી એક પ્રજા.'

મેં કહ્યું: 'આ તમારો અર્થ રૂઢ કહેવાય. તાત્વિક અર્થમાં જ્ઞાતિ એટલે જાણીતો–ઓળખીતો માણસ. જ્ઞ એટલે જાણવું. એ ઉપરથી જે લોકો એકબીજાને જાણે છે, પીછાણે છે, તે એક જ્ઞાતિજન. જ્ઞાયતે યઃ સ જ્ઞાતિઃ માણસને ઓળખાણપીછાણ જે ધંધો કરતો હોય તે ધંધાના માણસો સાથે સહેજે થાય છે. એટલે એક ધંધાર્થીઓની જ્ઞાતિ બની. આજે માણસનો ધંધો બદલાતાં,

બાપદાદાના ધંધાના માણસો સાથે ઓળખાણ તૂટ્યું, છતાં પેલી રૂઢ જ્ઞાતિ એના એ અર્થમાં રહી. પરિણામે આજે એ રીતે જે લગ્નો થાય છે તે કહેવાય છે જ્ઞાતિનાં, પણ એ લોકો એકબીજાથી પરિચિત નથી એટલે આંતરજ્ઞાતિનાં જ ગણવાં જોઈએ.'

સ્નેહી બોલી ઊઠયા: 'એટલે આજે એકબીજાના પરિચયને લીધે જે આંતરજ્ઞાતિય લગ્નો થાય છે તે તમારી નજરે જ્ઞાતિય લગ્નો જ કહેવાય '

હું : 'હા જ્ઞાતિનો અર્થ જ ઓળખીતો થાય છે. હવે જે લોકો એકબીજાને ઓળખતાં હોય, બંને કુટુંબને પીછાણ હોય, અને પછી એમનું લગ્ન થાય તો બીજી નાતને લીધે એને આંતરજ્ઞાતિય રૂઢ અર્થમાં કહેવાય, છતાં તાત્ત્વિક અર્થમાં જ્ઞાતિય લગ્નો માનવાં જોઇએ.'

સ્નેહીએ સવાલ કર્યો: 'ઓળખીતા એ જ જો જ્ઞાતિનો અર્થ હોય તો પછી હિંદની સંસ્કૃતિ ગામડાની છે. એમાં તો લોકો બીજા ધંધાવાળા લોકોને પણ એટલા જ ઓળખતા હોય છે. તો પછી ભિન્ન ધંધાવાળા સાથે લગ્નસંબંધ બંધાવાની રૂઢિ કેમ ન પડી?'

હું: 'ધંધા પ્રમાણે માણસનું કાર્યક્ષેત્ર જુદું હોય છે. એટલે લગ્નજીવનમાં ધંધાએ ભાગ ભજવ્યો. યજ્ઞયાગ અને વેદપાઠના વાતાવરણમાં બ્રાહ્મણને ઘેર ઉછરેલી કન્યાને ખેડૂત જીવનમાં ગોઠતું ન આવે. વેપારીને ઘેર ઉછરેલી કન્યાને એ પ્રમાણે બીજે ન ગોઠે. તે વખતે ઘરની કેળવણી અને સંસ્કાર ઉપરાંત આજની જેમ સૌને સરખું વાતાવરણ શાળાઓમાં મળે તેવી સ્થિતિ ન હતી એટલે ઓળખીતા ઉપરાંત એક ધંધો, એમ લગ્નસંબંધનું ક્ષેત્ર શરૂ થયું. આજે એ સ્થિતિ પલટાતા લગ્નસંબંધમાં જ્ઞાતિનો રૂઢ અર્થ તૂટે અને આંતરજ્ઞાતિય લગ્નો થાય તો એમાં ક્રાન્તિ થઇ છે, પ્રગતિ થઇ છે, એવું કંઈ નથી. ઊલટ એવાં લગ્ન થાય એ સ્વાભાવિક છે. એટલે આંતરજ્ઞાતિય લગ્નો સામે વાંધો લેવા જેવું કંઈ નથી '

नारायण

# લગ્નનાં માપ

શંકરભાઈ સો પટેલ

લગ્ન કરતી વખતે ક્યાં લગ્ન કરવું એને લગતાં આપણે ત્યાં કેટલાંક માપ ચાલતાં આવે છે.

આપણાથી ચડિયાતા ગણાતા પ્રદેશમાં કે ગોળમાં લગ્ન કરવાનું એક માપ છે. એ માપને આધારે વાકળકાનમના કેટલાક પાટીદારો એમની કન્યાઓનાં લગ્ન ચરોતરમાં કરે છે. ચરોતરમાં પણ તેઓ બારના ગોળમાં કન્યા આપવાનું વધુ પસંદ કરે છે. બારમાં પણ છ ગામ અને પાંચ ગામનો ભેદ તેઓ પાડે છે. ચરોતરમાં ઘણાંખરાં ગામોના પાટીદારોના ગોળ બંધાઇ ગયા છે. એ ગોળમાંનાં ગામોના કેટલાક પાટીદારો પણ એમનાથી ચડિયાતા ગણાતા ગોળમાં એટલે બારનાં છ ગામ, બારનાં પાંચ ગામ, સત્તાવીસના ગોળનાં અમુક ગામ એમાં અત્રે જણાવેલા ક્રમે કન્યાઓ આપવાનું પસંદ કરે છે.

પોતાના ગોળમાં કન્યા આપનાર પણ લગ્નનાં કેટલાંક માપ પોતાની નજર સમક્ષ રાખે છે. પહેલું માપ એ છે કે એ ગોળમાં પણ ચડિયાતાં ગણાતાં ગામોમાં કન્યા આપવી. બીજું માપ એ છે કે અમુક ગામમાં પણ ચડિયાતાં ગણાતાં-ચડિયાં કે કુટુંબમાં કન્યા આપવી.

આ સિવાય પણ લગ્નનાં કેટલાંક માપ છે. જે કુટુંબમાં કે ઘરમાં પુનર્લગ્ન કરનાર સ્ત્રી સાથે લગ્ન કર્યું હોય તે કુટુંબ કે ઘરમાં કન્યા આપવી નહિ, એ એક માપ છે. કન્યાવિક્રય કરનાર કુટુંબ કે ઘરમાં કન્યા આપવી નહિ, એ બીજું માપ છે. સટુંતેખડું કરી લગ્ન કરનાર કુટુંબ કે ઘરમાં કન્યા આપવાનું પણ લોકો પસંદ કરતા નથી. આ ઉપરાંત કાઠિયાવાડી સ્ત્રી સાથે જે કુટુંબ કે ઘરમાં લગ્ન થયું હોય તેમજ જે કુટુંબ કે ઘરમાં ઊતરતી નાતની સ્ત્રી સાથે લગ્ન થયેલું હોય તે કુટુંબ કે ઘરમાં કન્યા આપવામાં પણ લોકો હીણપત માને છે.

વળી આપણામાં પાટીદાર અને કણબી એવો ભેદ ચાલ્યો આવે છે. એમાંથી પાટીદાર ગણાતા લોકો કણબી ગણાતા લોકોને પોતાની કન્યા આપતા નથી.

લગ્નનાં આ બધાં માપ અત્યારે ચાલુ રાખવા જેવાં છે કે બદલવા જેવાં છે તે આપણે જોઈએ.

વાકળકાનમના લોકો ચરોતરમાં કન્યાઓ આપવાની ચાલુ રાખે તો તેમના પ્રદેશમાં કન્યાઓની ઊણપ ચાલુ રહે ચરોતરના પ્રદેશમાં બહારની

કન્યાઓ આવે એટલે ત્યાં છોકરાઓની અછત પડે. આ સ્થિતિ ટાળવી હોય તો અમુક પ્રદેશ ચડિયાતો ગણી તેમાં કન્યા આપવાનું બંધ થવું જોઈએ. અલબત્ત, ચડિયાતા ગણાતા પ્રદેશો પોતે જો ચડિયાતાપણાનો ઇજારો છોડી દઈ ઊતરતા ગણાતા પ્રદેશોમાં કન્યાઓ આપવા માંડે તો આમ કરવાની જરૂર રહે નહિ, પણ એમ થવું હાલ ઓછું શક્ય લાગે છે, એટલે ચડિયાતા ગણાતા પ્રદેશમાં કન્યાઓ આપવાનો ચાલ કમી કરવામાં આવે તેજ વધુ શક્ય છે.

ચડિયાતા ગણાતા પ્રદેશ ઊતરતા ગણાતા પ્રદેશમાં કન્યાઓ ન જ આપે અને તેઓ ઊતરતા ગણાતા પ્રદેશની કન્યાઓ પૈમાને લાભે લીધા જ કરે તો તેમાં મુશ્કેલી નથી નડવાની. જે એ મુશ્કેલીનો રસ્તો (અલબત્ત ખોટો)—દૂધપીતીનો પણ હવે કાયદાથી બંધ થયો છે, એટલે હવે એનો ઉકેલ ઊતરતા ગણાતા પ્રદેશ, ગોળ, કે ગામમાં કન્યા આપવા માંડવાનો છે એમ નહિ કરવામાં આવે અને ઊતરતા ગણાતા પ્રદેશ કે ગોળની કન્યાઓ લેવાનું ચાલુ રાખવામાં આવશે તો આ પ્રશ્ન કેવું સ્વરૂપ લેશે તે કલ્પવું ભારે છે. એથી ફરજિયાત કૌમાર્ય બહેનોને પાળવું પડે, કે વિપથગામી થવું પડે, કે વડીલોની યોગ્ય દોરવણી કે સમતિને અભાવે જે નાત, ગોળ, ગામ કે કુટુંબનો [illegible] જે વર હાથ ચડે તેને પનારે પડવું પડે. આ સ્થિતિ ઇષ્ટ નથી.

પોતાના ગોળમાં કન્યા આપતી વખતે પણ તેમાંથી ચડિયાતા ગણાતા ગામોમાં કન્યા આપવાનો આગ્રહ જોવામાં આવે છે. આ આગ્રહને લીધે પણ કન્યા આપવાની મુશ્કેલી ઊભી થતી જાય છે. ચડિયાતા ગણાતા ગામોમાં ત્યાંની કન્યાઓ ઉપરાંત ઊતરતા ગણાતા ગામોની કન્યાઓ આવે એટલે ત્યાં છોકરાઓ ખોળવા જડતા નથી, અને ઊતરતા ગણાતા ગામોમાં સામાન્ય કુટુંબના છોકરાઓને કન્યા મેળવવાની મુશ્કેલી રહે છે. વળી ચડિયાતા ગણાતા ગામોમાં કન્યા આપવાના આગ્રહને લીધે ચડિયાતા ગણાતા ગામોમાં વરવિક્રય શરૂ થઈ તે દિવસે દિવસે વધતો જાય છે. આથી ઊતરતા ગણાતા ગામોના પૈસા ચડતા ગણાતા ગામોમાં ખેંચાઈ જાય છે, તેમજ ચડતા ગણાતા ગામોમાં પરિશ્રમ વગર મળેલા પૈસા ખોટી રીતે ખર્ચી નાખવાની વડીલોને અને ખાસ કરીને તો છોકરાઓને ટેવ પડે છે.

અમુક ગામમાં પણ ગણાતા મોટા કુટુંબમાં કે ઘરમાં કન્યા આપવાનો મોહ પણ આપણને મુશ્કેલીમાં મૂકે છે. એવા કુટુંબ કે ઘરમાં કન્યાઓ

આપવાની પડાપડી થાય છે; અને બીજાં કુટુંબ કે ઘરમાં કન્યાઓ મેળવવાની મુશ્કેલી પડે છે. વળી એવાં કુટુંબ કે ઘરવાળા પણ વરવિક્રયને રસ્તે ચઢે છે; અને એનાં ખરાબ પરિણામો વરપક્ષ તથા કન્યાપક્ષ બંનેને સહન કરવાં પડે છે.

ચડિયાતો પ્રદેશ, ચડિયાતો ગોળ, ચડિયાતું ગામ, ચડિયાતું કુટુંબ કે ચડિયાતું ઘર એમાં કન્યા આપવાના આગ્રહને લીધે પૈસાની ખુવારી ઉપરાંત કન્યા આપનારના માનની પણ ખુવારી થાય છે. એવી રીતે કન્યા આપનાર પ્રદેશ, ગોળ, ગામ, કુટુંબ, કે ઘરને કન્યા લેનારા પોતાથી ઊતરતું માની તેના ઉપર લાગ મળ્યે શિરજોરી કરે છે. વળી પ્રદેશ, ગોળ, ગામ, કુટુંબ કે ઘર તરફ જ નજર નાખી કન્યા આપનારને મોટે ભાગે વરની શારીરિક તથા માનસિક યોગ્યતા તરફ લક્ષ આપવું પરવડતું નથી; કારણ, કે શારીરિક તથા માનસિક રીતે વધુ યોગ્યતાવાળા છોકરાઓ કહેવાતા ચડિયાતા પ્રદેશ, ગોળ, ગામ, કુટુંબ કે ઘરમાં વધુ હોય છે એમ નથી હોતું; ઊલટું ઘણી વાર તેથી વિરુદ્ધ હોય છે. આ બધી પરિસ્થિતિ જોતાં પ્રદેશ, ગોળ, ગામ, કુટુંબ કે ઘરનો આગ્રહ લગ્ન કરવામાં રાખવામાં ન આવે તે ઈષ્ટ છે.

લગ્ન કરતી વખતે બીજાં જે માપ ધ્યાનમાં લેવામાં આવે છે તે હવે જોઈએ.

પુનર્લગ્ન કરનાર સ્ત્રી સાથે લગ્ન કરનાર કુટુંબ કે ઘરમાં કન્યા ન આપવાનો વિચાર પણ યોગ્ય નથી. આપણે ત્યાં પુત્ર મેળવવાનાં વલખાં જાણીતાં છે. એને લીધે કેટલાક માણસોને પુત્ર ન હોય તો તેઓ એક ઉપર બીજી, ચોથી એમ સ્ત્રી કરતા હતા. પહેલી બેએક સ્ત્રીઓથી પુત્ર ન થાય અને પુત્ર મેળવવાની ઇચ્છા હોય એટલે મોટી ઉંમરના પુરુષને સ્વાભાવિક રીતે જ કંઈક મોટી સ્ત્રીને પરણવાની જરૂર પડે. એવી મોટી ઉંમરની કુંવારી સ્ત્રીઓ પહેલાં મળતી નહિ તેથી વિધવા સાથે લગ્ન કર્યા સિવાય બીજો રસ્તો રહેતો નહિ. વળી જે વિધવા પહેલાં પુત્રવતી થયેલી હોય તેવી વિધવા સાથે લગ્ન કરવાની પુત્ર માટે ઝંખતા પુરુષને સ્વાભાવિક જ થાય. પુત્રેષણાની વધતી માત્રાને આપણા સમાજે હજી અયોગ્ય ગણી નથી; તો પછી આવે ઇરાદે વિધવા સાથે કરેલા લગ્નવાળા માણસના કુટુંબ તરફ ઘૃણાની દૃષ્ટિથી જોવાની જરૂર નથી.

કુલીન ગણાતાં કુટુંબ કે ઘરમાં જ કન્યા આપવાની આપણી રૂઢિને

લીધે કન્યાઓના અછતના વખતમાં કેટલાંક કુટુંબ કે ઘરમાં છોકરાઓને પરણવાનું ગળતું નહિ. આવા સંજોગોમાં એમને માટે ઘર ઉઘાડું રાખવાનો રસ્તો વિધવા સાથે લગ્ન કરવાનોજ રહેતો. આવાં લગ્ન થયા પછી બેત્રણ પેઢી વહી ગયા પછી પણ તેને યાદ કર્યાં કરવાની શી જરૂર છે તે સમજાતું નથી. હાલ તેવાં કુટુંબ કે ઘર તેવાં લગ્ન કરતાં નથી, તેમજ તેમ કરવાની તેમને જરૂર પણ રહી નથી. હાલ કન્યાઓ ક્યાં આપવી એ એક ભારે પ્રશ્ન થઈ પડ્યો છે તે વખતે આપણે એવાં કુટુંબ કે ઘર તરફ સૂગ ન રાખીએ એ જરૂરનું છે.

પુરુષો એક કરતાં વધારે વાર લગ્ન કરે તેના તરફ આપણા સમાજને તિરસ્કાર નથી, તો સ્ત્રીઓ બીજી વાર લગ્ન કરે અને તે પણ પતિના સ્વર્ગવાસ પછી તો તેવા લગ્ન તરફ અણગમો બતાવવો ન્યાયી નથી. આ દૃષ્ટિએ જોતાં કોઈ વિધવા સાથે હાલ લગ્ન કરે તો તેવાં લગ્ન હલકાં માની સમાજમાં તેમની તથા તેમનાં છોકરાંની તરફ હલકટ નજરથી જોવાની દૃષ્ટિ બરાબર નથી. એવા લગ્ન કરનારના છોકરાને કન્યા આપવી કે એમની છોકરી સાથે છોકરો પરણાવવો એમાં કંઈ નાનમ ન માનવી જોઈએ. એવી નાનમ માન્યા કરવાથી વિધવાઓનો સળગતો પ્રશ્ન સળગતો જ રહેશે, અને કન્યાઓ ક્યાં પરણાવવી તે ઊભો થયેલો પ્રશ્ન ઊભો જ રહેશે. વિચારપૂર્વક પુનર્લગ્ન કરનાર વિધવા બીજી વિધવાઓ કરતાં ઊતરતી જ હોય છે કે આવી વિધવા સાથે લગ્ન કરનાર બીજા લોકો કરતાં ઊતરતો જ હોય છે એમ માનવું બરાબર નથી; ઊલટું કેટલીક વાર તો એવી વિધવાઓ તથા તેમની સાથે લગ્ન કરનાર વધારે નૈતિક હિંમતવાળાં અને સ્વચ્છ ચારિત્ર્યવાળાં હોય છે.

સટ્ટુંતેખડું કરનારે કુટુંબોએ કે ઘરોએ પણ મુશ્કેલીને લીધે જ તેમ કર્યું હશે. એવાં સટાતેખડાં કરનાર મરી પરવાર્યા પછી તેમની પેઢીઓને તેમની શિક્ષા કર્યાં કરવી યોગ્ય નથી. તેમના હાલના વારસો વિવેકી, સમજદાર, કેળવાયેલા, તેમ જ સારી સ્થિતિના હોય તો તેમને કન્યા ન આપવાનો આગ્રહ બરાબર નથી; ઊલટું, હાલ કન્યા ક્યાં આપવી એ પ્રશ્ન ઊભો થયો છે ત્યારે તેવાં કુટુંબો કે ઘરો તરફની સૂગ ભૂલી જવી જોઈએ.

કન્યા આપતી વખતે કન્યવિક્રય કરનાર કુટુંબ કે ઘર ડંખે એ સ્વાભાવિક છે; પરંતુ તેની પાછળના માણસો સંકુચિત વૃત્તિના ન હોય તો તેમના તરફ ઉદારતા કેળવવાની જરૂર છે. કન્યાવિક્રય કરનાર પણ ઘણી વાર

અસહાય સ્થિતિમાં તેમ કરે છે; કેટલીક વાર તો લગ્નનાં ખર્ચનો સંવક ન થવાથી જ તેમ કરે છે. આવા દાખલા હોય ત્યાં તેમના તરફ રોષ ગણવાનો અર્થ નથી. વળી હાલ જ્યારે અસહાય સ્થિતિના કારણ વગર પણ ઘણા લોકો વરવિક્રય કરે છે અને તેમને આપણે પ્રશંસાથી નવાજીએ છીએ ત્યારે જૂના વખતમાં કન્યાવિક્રય કરનારના હાલના વારસોને તિરસ્કારવા તે બેહૂદું છે.

કાઠિયાવાડી સ્ત્રી સાથે લગ્ન કરનાર બધા બહિષ્કારને પાત્ર ન ગણાવા જોઇએ. કન્યાઓ પોતાના ગોળમાં ન આપતાં ચડિયાતા ગોળમાં આપનાર નાનાં ગામોના લોકોને કન્યા મળવાના અભાવે તેઓ કાઠિયાવાડી સ્ત્રીઓ સાથે લગ્ન કરે તો તેમાં ખાસ નિંદવા જેવું શું છે? અલબત્ત, એમાં નિંદવા જેવું હોય તો તેમણે ચડિયાતા ગોળમાં કન્યા આપી તે કારણભૂત બાબતને નિંદવી જોઇએ; પણ તેને તો આપણે સ્તુત્ય માનીએ છીએ. એવા લોકો સારા જ હોય તો તેમને હવે કાઠિયાવાડી સ્ત્રી પરણવાને કારણે તિરસ્કારવા નહિ જોઇએ. વળી બધા કાઠિયાવાડી લોકો અને ત્યાંની બધી સ્ત્રીઓ આપણાથી હલકાં એવી ભાતના પણ બરાબર નથી; અને આ નવા યુગને તો તે બંધબેસતી પણ નથી.

નાત બહારનું લગ્ન એ પહેલાં પાપમય મનાતું હશે. હવે એ લગ્ન બીજી બધી રીતે યોગ્ય હોય તો પાપમય મનાતું ઓછું થયું છે, અને હજી દિવસે દિવસે વધારે ઓછું થતું જાય છે. નાત એ સનાતન વસ્તુ છે એ ખ્યાલ કૂપમંડુકતાને લીધે આપણને આજ સુધી હતો; પણ દુનિયા તરફ દૃષ્ટિ ફેંકતાં આપણો એ ભ્રમ ભાગતો જાય છે. આજે તો ઊલટું નાતોની દીવાલો મિટાવી દેવામાં જ દેશનું અને દુનિયાનું કલ્યાણ છે. અલબત્ત, એ રસ્તો સરળ નથી, તથા તે રસ્તે વિચારપૂર્વક આગળ ધપવું જોઇએ.

પાટીદાર-કણબીના ભેદની શરૂઆત જૂના જમાનામાં થયેલી છે. ગામમાં પહેલા આવી જમીનના માલિક થયા તે પાટીદાર ગણાયા; અને પાછળથી ગામમાં આવી પાટીદારની જમીન ખેડવા મંડયા તે કણબી ગણાયા. એ બે વચ્ચેનો ભેદ હવે ભૂંસાતો જાય છે. કણબી ભાઇઓ હાલ જમીનના લગભગ માલિક થયેલા જોવામાં આવે છે; અને હવે નવી સમાજરચનામાં તો તે જમીનના માલિક જેવા જ થવાના છે. આ સ્થિતિમાં પાટીદારો કરતાં તેમની સ્થિતિ ઊતરતી નથી રહેવાની. વળી વેદ કે બીજા લાગા પણ હવે પાટીદારોના કણબી ભાઇઓ ઉપર નભે તેમ નથી. કેટલાક કણબી ભાઇઓ પાટીદાર

કરતા પણ ભણતરમાં તેમજ ધંધારોજગારમાં આગળ ગયા છે. સંસ્કારમાં પણ તેમાંના કેટલાક ઘણા પાટીદારો કરતા ચડતા હોય છે. આ સ્થિતિમાં પાટીદાર-કણબીનો ભેદ ભૂંસાતો જાય છે, અને વખત જતાં લગ્નમાં પણ તે ભેદ ભૂંસાઇ જાય તો તે કંઇ વિચિત્ર થયું ન ગણાય. કણબી ભાઇઓની કન્યાઓ તો પાટીદારમાં ઊંચા ગણાતાં ગોળ, ગામ, કે કુટુંબોમાં પહેલેથી જોવામાં આવે છે. હવે જો કોઇ પાટીદાર સારી સ્થિતિના સંસ્કારી કણબી ભાઇને કન્યા આપે તો તેમાં નવાઇ પામવા જેવું ન ગણાવું જોઇએ.

ઉપરની રીતે વિચાર કરતા એમ લાગે છે કે લગ્નના જૂના માપ હવે જતા કરવા જોઇએ. એ માપ પરિસ્થિતિના પ્રવાહમાં ઘસાતા પણ જાય છે, પણ પરિસ્થિતિના પ્રવાહની સાથે આપણે પણ બુદ્ધિપૂર્વક એ દિશામાં મદદ કરીએ તો આપણો માર્ગ વધુ સરળ થાય.

લગ્નના જૂનાં માપ જાય તેની સાથે નવા માપની જરૂર તો પડવાની. નવા માપ અત્રે ટૂંકામાં જોઇ લઇએ. છોકરા-છોકરી ભણીગણીને સમજદાર થાય ત્યારે તેમને લગ્નની પસંદગી કરવા દઇએ એ એક મુખ્ય માપ છે. એ માપમાં જૂના માપ તણાઇ જાય તેનો શોક કરવા જેવો નથી, તે એક ઇષ્ટાપત્તિ જ ગણવી જોઇએ. ભણેલાગણેલા મોટા છોકરા-છોકરી નાત, પ્રદેશ, ગોળ ગામ કુટુંબ કે ઘરની મર્યાદાઓ ન સ્વીકારે તો તેમાં હવે કંઈ અયોગ્ય નથી. એ મર્યાદાઓ કોઇ સદ્ધર પાયા ઉપર રચાયેલી નથી, અને તેના પાયામાં પહેલાં કંઇક સદ્ધરતા સમાયેલી હશે તો પણ આજે તે સદ્ધરતા ખસી ગઈ છે. લગ્નમાં છોકરા-છોકરીની પસંદગીમાં શરીર તથા મનની તંદુરસ્તી ઉપરાંત બંનેના સમાન સંસ્કાર તેમજ પૂરક શક્તિઓ જોવાવા જોઇએ. લગ્નથી જોડાતા છોકરા-છોકરીના માબાપો તેમજ સ્વજનો પણ સમાન સંસ્કારવાળા હોય તો સારું. માબાપને જ છોકરા-છોકરી માટે કન્યા કે વરની પસંદગી કરવાની હોય તો તેમણે જૂના માપ છોડી છોકરા-છોકરીના હિતને જ મુખ્યત્વે દૃષ્ટિમાં રાખીને તેમની પસંદગી કરવી જોઇએ. આ પસંદગીમાં જૂનાં માપ ન સચવાતાં હોય તો તેની ચિંતા કરવી બિનજરૂરી છે.

લગ્નના રૂઢ માપ છોડવાનું કામ છૂટક વ્યક્તિઓ માટે આકરું છે, પણ રૂઢ માપનું અત્યારનું મૂલ્યાંકન આપણે કરી લઈ નવા માપ સમજવાનો પ્રયત્ન કરીએ તો ભવિષ્ય માટે કંઇક આશા રહે છે. આ દિશામાં આ લેખ એ એક અલ્પ પ્રયાસ છે.

# નવી વહુની તરફેણમાં

નાનુભાઈ દવે

સમાજની ઘણીય મૂંઝવણો એવી હોય છે કે ઘણી મોડી પરખાય છે. પરખાયા પછીયે એના ઉકેલ ચીંધવામાં આવે તો જલદી સ્વીકારતા નથી. એમ તે એમ ઘણો વખત અન્યાય ચાલ્યાં કરે છે ને અગવડો ભોગવવી પડે છે. સારું છે કે આપણે ક્રાન્તિના જમાનામાં રહીએ છીએ એટલે આવી ક્રિયાઓ ઝડપથી ચાલ્યાં કરે છે.

કાયદાની મદદ લઈને પણ છેવટે બાળલગ્નોને પાછાં કાઢ્યાં. એ પછી લગ્નની વય કાયદાની હદ આગળ અટકી નથી રહી પણ આગળ જ વધતી ગઈ છે. હવે તો કાયદામાં ચૌદનાં સોળ કે અઢાર કરે કે ના કરે પણ સમાજમાં તો એ હકીકત આવી જ ગઈ છે. હવે તો આ વયનો પ્રશ્ન બહુ આગળ ના વધી જાય અને ઉપલું મથાળું બાંધવાનો કાયદો કરવાનો વખત ના આવે તો સારું એમ પણ સંભળાય છે. અને ખરેખર, ઉંમર વધતી જ રહે તો પછી અપરિણીતાઓનું શું એ વિચારવા જેવું થઈ રહે.

જે માતાપિતાઓને પોતાના પરિવારમાં લગ્નપ્રસંગો આવવા માંડ્યા છે તેમની સ્થિતિ ઊંભગ વચ્ચેની છે. એમણે પોતાનાં લગ્નો કર્યાં છે—બહુધા પાછલા જમાનામાં, બાળલગ્નોનો કાયદો નીકળ્યો તે પહેલાં. ક્રાન્તિ પ્રત્યે તેમની સહાનુભૂતિ હોવા છતાંયે એમણે તે જમાનાનું વાતાવરણ અનુભવેલું છે તે વિસરાતું નથી. એક જાતના 'સંસ્કાર' પડી ચૂકયા છે.

એમણે પરણીને કન્યા ઘેર આણેલી ત્યારે એને લાગે જ દોહેલી હોય, એની સાથે વાત કરવા જેટલી તો ઉંમર જ શાની હોય. નવા કુટુંબમાં ભળી જવા માટે એને બીજા સંસ્કારો લેવાના રહ્યા. નવાં 'બા-બાપાજી' ને નવી બહેનનાં મિજાજ પારખી એને વશ થવાનું રહ્યું. કપરા કામમાં પોતાની બીન આવડત તો ખરી, તેમાં વર તરફથી કોઈ સહાય ના મળે, કદાચ એ પણ સામા પક્ષે જઈ બેસે. અને નવગા કુટુંબમાં એને અને એનાં જૂનાં મા-બાપને ઉતારી પાડવાનું કાવતરું રચાય, ને કલેશ ચાલ્યાં કરે.

આવા ઝઘડાઓમાં આપ-લેના મુદ્દાઓ જોર પકડે. ઊઠતાંબેસતાં ચૂકવવાના સમાજે વેરા નાંખેલા. એ નાકાબંધીમાંથી આગળ જતાં ભારે જહેમત ઉઠાવવી પડે. ચૂકવનારા ઉદાર બને તેમ વેરા ખસીને આગળ ધસી જાય, પણ એમની રોકટોક અસરકારક રીતે કુટુંબો ભાંગવામાં ચાલુ રહે.

જેમના ઉપર આવી વીતી ચૂકી છે તેમના ઘરમાં વહુ બનીને જો કોઈ મોટી વયે આવે તેના ઉપર સંભવ છે કે થોડો ઘણો અન્યાય થઈ જાય. આપણો પાકો અનુભવ એ જ બતાવે છે કે વહુને સાસુ પદ મળે એટલે કેદીમાંથી વૉર્ડરની પદવી મળ્યા બરાબર જુલમ શરૂ થઈ જ જાય. અહીં જુલમની વાત નથી પણ માનવસ્વભાવોને અનુકૂળ થવા માટે જ હકીકતની સમજણ અને ઉદારતા જરૂરી છે તેનો જ નિર્દેશ છે.

સાસરે જતા પહેલાં વહુએ હાઈસ્કૂલનું શિક્ષણ ના લીધું હોય એમ હવે માનવામાં ના આવે. એની સાથે જ એણે થોડાં સાહિત્યનાં પુસ્તકો વાંચ્યાં હોય, છાપાં જોઈ લેવાની રુચિ કેળવી હોય, બેચાર ચિત્રો જોવાની ટેવ પાડી હોય, થોડા મિત્રો કર્યા હોય, કોઈની સાથે ટપાલનો સંબંધ રાખ્યો હોય. પરન્તુ, એ સાસરે જાય એટલે આ બધું ગામના કૂવામાં પધરાવીને થોડી જ જઈ શકે? આ બધું એની સાથે સાસરે જાય જ. અને ત્યાં ગયા પછી બીજે દહાડે જ નવા સંસ્કાર શરૂ કરવાનું એને ના ફાવે.

વૃત્તિઓ ઉપરનું ઓચિંતું દબાણ કોણ સહન કરી શકે? એટલે નવા સંસ્કારોને અનુકૂળ થતાં ઢીલ થાય અને તે માટે દબાણ કરવામાં આવે તો નક્કી માનવું કે મામલો ચૂંથાઈ જવાનો. ન તો એને સંતોષ મળવાનો, ને ન તો નવા માબાપને શાંતિ મળવાની. દબાણ ચાલી ન શકે. વહુની સઘળી નિર્દોષ રુચિઓને વિના સંકોચે માર્ગ મળવો જ જોઈએ, એના પોષણ માટે પણ તક રહેવી જોઈએ. નવા સંસ્કારમાં એક જ જાતનું માનસ, એક જ પ્રકારની રુચિ એક જ દિશાનું વલણ હોવું જરૂરી છે એમ માનવું તે વહેમ છે.

વહુનેય મિત્રો હોઈ શકે છે, પુરુષ કે સ્ત્રી મિત્રો. એમાં ગભરાવા કે શરમાવા જેવું કાંઈ જ નથી. એમની સાથે એ પત્રવહેવાર પણ કરી શકે છે, નવે ઘેર ગયા પછી એ તોડી નાખે તો એમાં છૂપા પાપનો ગુનો ગણાવો જોઈએ. આવી ટપાલમાં કોઈની દખલ ના હોઈ શકે—પતિની પણ નહિ. એના કાગળો કોઈએ વાંચવા ના ઘટે, એ છૂટ આપે તો પણ એ વાંચવાનું કુતૂહલ રાખવું શોભે નહિ. એના મિત્રો મળે, વિનોદ કરે, બહાર જાય તો એમાં કાંઈ લૂંટાઈ જતું નથી. જે સમજુ હોય એમણે એની સુરુચિને ઉત્તેજન મળે, એના જીવને ચેન પડે એવી કાળજી લેવી જોઈએ—પોલીસની ચોકી નહિ.

આમ આગળ વધીએ તો એના તરફથી શું આવ્યું ને શું બાકી રહ્યું એનો ઘરમાં ઉલ્લેખ ના થાય તે જ ઉચિત ગણાય. એના મનને ઓછું આણી બીજાને કયું સુખ મળી જવાનું હતું? એની આગળ એના માતાપિતા

ઉપર સીધા કે આડકતરા આક્ષેપો કરી એને ધક્કો લગાવવો એ હીણું કામ છે. બાળવયમાં પરણેલી આવો ધક્કો કદાચ વેઠી શકે, મોટી વયે પરણેલી એમ ના કરી શકે. યાદ રાખવું જોઇએ કે એનાં મા-બાપ માટે એણે માન-પૂજ્યભાવ રાખ્યો હોવો જોઇએ. બાપ-સેની પ્રથા ઉપર એનો વિરોધ પણ હશે. અને અણગમો હોવા છતાં લાચારીથી એની અંદર સંડોવાઇ જતાં કેવી તીવ્ર નિરાશા થાય તે સમજવું મુશ્કેલ નથી. આમાં એનાં કપડાં, એના દાગીના, એનાં સાધનો પણ આવી જાય. મિઠાઇની છાબડી, પૈસાટકા ને રિવાજોની લેવડદેવડ તો ખરીજ. ઘર બદલ્યાની સાથેજ 'પાછલી બાકી' ભૂંસી નાંખવી જોઇએ અને જે હોય તે આદરપૂર્વક કબૂલ રહેવું જોઇએ. એમાં જ વહુને મોભો મળ્યો ગણાય કે જેને માટે એ લાયક બનીને આવી હોય છે.

હવે આવી ટાપટીપ. આ તો કચકચનો વિષય છે. ઘણાને એની ભારે સૂગ છે. ઘણાને એ અણગમની વાત હોવા છતાં નભાવી લેવાની ટેવ છે. પોતાના ઘરમાં નવી ઢબની ટાપટીપ કેટલાક સહન કરી શકે એ આકરી કસોટીનો વિષય છે. આપણા સમાજમાં ટાપટીપને મર્યાદામાં રાખી છે. પરન્તુ, એનો પગપેસારો તો થયો જ છે. કહો કે જે ટાપટીપ પહેલાં હતી એમાં રૂપાન્તર થયું છે, ઢંગ બદલાયા છે. કેટલાક એને મોડેથી કબૂલ કરશે, કેટલાકે આગળથી ઓળખી વધાવી લીધાં છે. પોલકાની બાંય, સાડીનો છેડો, માથાની પાંથી, વાળનો ગુચ્છો, કાનનાં ઘરેણાં, ચંપલની જોડી એવી ઘણી નાની બાબતોમાં વિના કારણ આપણે પૂર્વગ્રહ બાંધી રાખીએ છીએ. આપણી પસંદગી પ્રમાણે બીજા શોખ કરે એ બેહુદી વાત છે. એ શોખ નહિ, કહ્યું કરે છે એમ કહ્યું. જ્યારે ટાપટીપ એ શોખની બાબત છે, અને એમાં સચ્ચાઇ કે યોગ્યતાનું પ્રમાણ આપવા જે નીકળે છે તે પોતાની જાતને હાસ્યાસ્પદ ઠેરવે છે, અને તેમાંયે ખાસ કરીને સમજણી વયે વહુ આવી હોય તો આ બાબતની સલાહરૂપે પણ ચર્ચા કરવી યોગ્ય નથી. વહુની સમજણમાં એટલો વિશ્વાસ રાખવો જોઇએ કે નવા સંસ્કારમાં જે સારી પદ્ધતિ હશે તે એ તરછોડશે નહિ પણ તેને અપનાવશે

આપણે મધ્યમ વર્ગનાં છીએ એમ માનીને આ ચર્ચા કરીએ છીએ—નહિ મજૂરીઆત જે રોજનું રોજ રળે છે ને ખાય છે અને નહિ ધનિક જે પૂર્વજોને વંદન કરીને નભી રહે છે. આપણા વર્ગમાં ઘરકામમાં સ્ત્રીઓ પરોવાયેલી રહે છે. નવા સંસ્કારમાં માત્ર ઘરકામ રહે તો એ ખોટું છે. બીજાના હાથમાંથી વહુ ઘરકામ છીનવી લે એ જેમ એને જેબ આપે છે.

જેમના ઉપર આવી વીતી ચૂકી છે તેમના ઘરમાં વહુ બનીને જે કોઈ મોટી વયે આવે તેના ઉપર સંભવ છે કે થોડો ઘણો અન્યાય થઈ જાય. આપણો પાછલો અનુભવ એ જ બતાવે છે કે વહુને સાસુનું પદ મળે એટલે કેદીમાંથી વોર્ડરની પદવી મળ્યા બરોબર જુલમ શરૂ થઈ જ જાય. અહીં જુલમની વાત નથી પણ માનવસ્વભાવોને અનુકૂળ થવા માટે જ હકીકતની સમજણ અને ઉદારતા જરૂરી છે તેનો જ નિર્દેશ છે.

સાસરે જતાં પહેલાં વહુએ હાઈસ્કૂલનું શિક્ષણ ના લીધું હોય એમ હવે માનવામાં ના આવે. એની સાથે જ એણે થોડાં સાહિત્યનાં પુસ્તકો વાંચ્યાં હોય, છાપાં જોઈ લેવાની રુચિ કેળવી હોય બેચાર ચિત્રો જોવાની ટેવ પાડી હોય, થોડા મિત્રો કર્યા હોય, કોઈકની સાથે ટપાલનો સંબંધ ગમ્યો હોય. પરન્તુ, એ સાસરે જાય એટલે આ બધુ ગામના કૂવામાં પધરાવીને થોડી જ જઈ શકે? આ બધું એની સાથે સાસરે જાય જ. અને ત્યાં ગયા પછી બીજે દહાડે જ નવા સંસ્કાર શરૂ કરવાનુ એને ના ફાવે.

વૃત્તિઓ ઉપરનું ઓચિંતુ દબાણ કોણ સહન કરી લ્યે? એટલે નવા સંસ્કારને અનુકૂળ થતાં ઢીલ થાય અને તે માટે દબાણ કરવામાં આવે તો નક્કી માનવું કે મામલો ચૂથાઈ જવાનો. ન તો એને સંતોષ મળવાનો, ને ન તો નવાં મા-બાપને શાંતિ મળવાની દબાણ ચાલી ન શકે. વહુની સઘળી નિર્દોષ રુચિઓને વિના સંકોચે માર્ગ મળવો જ જોઇએ, એના પોષણ માટે પણ તક રહેવી જોઇએ. નવા સંસ્કારમા એક જ જાતનું માનસ, એક જ પ્રકારની રુચિ, એક જ દિશાનુ વહેણ હોવુ જરૂરી છે એમ માનવું તે વહેમ છે.

વહુનેય મિત્રો હોઇ શકે છે, પુરુષ કે સ્ત્રી મિત્રો. એમાં ગભરાવા કે શરમાવા જેવું કાંઇ જ નથી. એમની સાથે એ પત્રવહેવાર પણ કરી શકે છે, નવે ઘેર ગયા પછી એ તોડી નાંખે તો એમાં છૂપાવ્યાનો ગુનો ગણાવો જોઇએ. આવી ટપાલમાં કોઈની દખલ ના હોઇ શકે—પતિની પણ નહિ. એના કાગળો કોઇએ વાંચવા ના ઘટે, એ છૂટ આપે તો પણ એ વાંચ્યાનું કુતૂહલ રાખવું શોભે નહિ. એના મિત્રો મળે, વિનોદ કરે, બહાર જાય તો એમાં કાંઇ લૂંટાઇ જતું નથી જે સમજુ હોય એમણે એની સુરુચિને ઉત્તેજન મળે, એના જીવને ચેન પડે એવી કાળજી લેવી જોઇએ—પોલીસની ચોકી નહિ.

આમ આગળ વધીએ તો એના તરફથી શું આવ્યું ને શું બાકી રહ્યું એનો ઘરમાં ઉલ્લેખ ના થાય તેજ ઉચિત ગણાય. એના મનને ઓછું આણી બીજાને કયું સુખ મળી જવાનું હતું? એની આગળ એનાં માતાપિતાં

ઉપર સીધા કે આડકતરા આક્ષેપો કરી એને ધક્કો લગાવવો એ હીણું કામ છે. બાળવયમાં પરણેલી આવો ધક્કો કદાચ વેઠી શકે, મોટી વયે પરણેલી એમ ના કરી શકે. યાદ રાખવું જોઈએ કે એનાં મા-બાપ માટે એણે માન-પૂજ્યભાવ રાખ્યો હોવો જોઈએ. બાપ-સેની પ્રથા ઉપર એનો વિરોધ પણ હશે. અને અણગમો હોવા છતાં લાચારીથી એની અંદર સંડોવાઈ જતાં કેવી તીવ્ર નિરાશા થાય તે સમજવું મુશ્કેલ નથી. આમાં એનાં કપડાં, એના દાગીના, એનાં સાધનો પણ આવી જાય. મિઠાઈની છાબડી, પૈસાટકા ને રિવાજોની લેવડદેવડ તો ખરી જ. ઘર બદલ્યાની સાથે જ 'પાછલી બાકી' ભૂંસી નાંખવી જોઈએ અને જે હોય તે આદરપૂર્વક કબૂલ રહેવું જોઈએ. એમાં જ વહુને મોભો મળ્યો ગણાય કે જેને માટે એ લાયક બનીને આવી હોય છે.

હવે આવી ટાપટીપ. આ તો કચકચનો વિષય છે. ઘણાને એની ભારે સૂગ છે. ઘણાને એ અણગમતી વાત હોવા છતાં નભાવી લેવાની ટેવ છે. પોતાના ઘરમાં નવી ઢબની ટાપટીપ કેટલાક સહન કરી શકે એ આકરી કસોટીનો વિષય છે. આપણા સમાજમાં ટાપટીપને મર્યાદામાં રાખી છે. પરન્તુ, એનો પગપેસારો તો થયો જ છે. કહો કે જે ટાપટીપ પહેલાં હતી એમાં રૂપાન્તર થયું છે, ઢંગ બદલાયા છે. કેટલાક એને મોડેથી કબૂલ કરશે, કેટલાકે આગળથી ઓળખી વધાવી લીધાં છે. પોલકાંની બાંય, સાડીનો છેડો, માથાની પાંથી, વાળનો ગુચ્છો, કાનનાં ઘરેણાં, ચંપલની જોડી એવી ઘણી નાની બાબતોમાં વિના કારણ આપણે પૂર્વગ્રહ બાંધી રાખીએ છીએ. આપણી પસંદગી પ્રમાણે બીજા શોખ કરે એ બેહુદી વાત છે. એ શોખ નહિ, કહ્યું કરે છે એમ કહ્યું. જ્યારે ટાપટીપ એ શોખની બાબત છે, અને એમાં સમ્યાઈ કે યોગ્યતાનું પ્રમાણ આવવા જે નીકળે છે તે પોતાની જાતને હાસ્યાસ્પદ ઠેરવે છે, અને તેમાંયે ખાસ કરીને સમજણી વયે વહુ આવી હોય તો આ બાબતની સલાહરૂપે પણ ચર્ચા કરવી યોગ્ય નથી. વહુની સમજણમાં એટલો વિશ્વાસ રાખવો જોઈએ કે નવા સંસ્કારમાં જે સારી પદ્ધતિ હશે તે એ તરછોડશે નહિ પણ તેને અપનાવશે

આપણે મધ્યમ વર્ગનાં છીએ એમ માનીને આ ચર્ચા કરીએ છીએ—નહિ મજૂરીઆત જે રોજનું રોજ રળે છે ને ખાય છે અને નહિ ધનિક જે પૂર્વજોને વંદન કરીને નભી રહે છે. આપણા વર્ગમાં ઘરકામમાં સ્ત્રીઓ પરોવાયેલી રહે છે. નવા સંસ્કારમાં માત્ર ઘરકામ રહે તો એ ખોટું છે. બીજાના હાથમાંથી વહુ ઘરકામ છીનવી લે એ જેમ એને જેબ આપે છે.

તેમ એને ના પાડવી અને એને પણ ફુરસદ મળે, સુરુચિનો સમય મળે તે જોવાની બીજાની ફરજ છે. શરૂઆતથી જ ગાડે જોડી દેનારો વર્ગ બધો ક—આખ આડા કાન કરીને એની વૃત્તિઓને ડામી દે છે.

એ કમાવાની વાત કરે તો? સ્ત્રીઓની કમાણી એ આપણા સમાજમા હજુ 'સળગતો' પ્રશ્ન નથી બન્યો. મોટે ભાગે કમાવાની વૃત્તિ આપણી સ્ત્રીઓમાં નથી. આપણી સ્ત્રીઓ મુખ્યત્વે ગૃહિણી છે—મહિલાઓને સરખા હકની ઝડાઝોડી કરનારી જગદમ્બાઓ નથી. પરન્તુ, કોઇ એ દિશે ઉમંગ બતાવે તો એને રોકી પાડવાનું કામ આપણું નથી. એને અનુભવ મેળવવાનો હક છે. એના સ્વભાવને રુચે ને એને હાનિકર્તા ના હોય તેવા કામમા એને છૂટ મળવી જોઇએ.

એના પછી જોઈએ તો જાહેર પ્રવૃત્તિ. 'સેવા'ની ધૂન તો હરેક પ્રસંગે ઉપડે છે. રાષ્ટ્રીય પર્વ, ચૂંટણીઓ, વાર્ષિક ઉત્સવો, સંસ્થાઓના ઉદ્ઘાટનો એ બધામાં સ્ત્રીઓ ના હોય તો આપણા આગેવાનો 'બહેનો' કહીને કોને સંબોધે? એટલે આ તો ના છૂટકાની વાત થઈ. ચાલુ જમાનાની મોટી ફેશન પણ આ જ છે ને! હરવાફરવાની આ નવી રીત છે. એટલે એને ટાળી નહિ શકાય. જુદા જુદા મોરચે બેસવાનો પ્રસંગ ઊભો થાય તો જ આ બાબત ગંભીર બને—જો કે એનો સંભવ તદ્દન નહિ જેવો છે. ત્યાં સુધી આ નિર્દોષ મોજમાંથી મુક્ત રાખવાનું કશું કારણ નથી.

પરણ્યા પછી એ પરગામ—પતિને ગામ ચાલી જાય તો તો રંગા નાળા, એ રંગને જાણે ફોડી લેશે, લક્કડધક્કડ ચાલશે ગાડુ—આમ માની લેવું વાજબી નથી. જે સાવચેતીઓ ઘરના કુટુંબીજનોએ-વડીલોએ લેવાની રહી, તે બધી જ અને એથીયે વધારે એના પતિએ લેવાની રહી. 'હું કરું છું ને,' એમ કરનાર પતિઓ આજથી વીશ વર્ષ પાછળ રહીને બોલે છે. એમને ત્યાંના ત્યાં કેમ રાખી મૂકાય!

છેલ્લી વાત ધર્મની, વ્રતની, મંદિરની. જ્યાં વ્યક્તિને વિકસવા આટલું ફરી છૂટીએ તેને આ રીઢા ચીલામા કેમ પલોટાય? આપણો પુરુષ વર્ગ આ બાબતમા કેટલો ઉદાસ છે? ફાવે તે કરે, ના ફાવે તેનું કોઇ નહિ. પુરુષોનું આવું છે ને સ્ત્રીઓનું કેમ નહિ? એણે શાથી સાસુના વ્રતો ને દેવોની આરતીઓ સંભાળવાના રહ્યા? આટલું રે જે રહ્યું છે તે જતું રહેશે,' એની બીક બતાવવી છોડી દો. યાદ રહેવું જોઇએ કે હવેની વહુ એની સમજણ સાથે આવે છે, ઠીક લાગશે તો કબૂલ કરશે. એને સલાહથી ચર્ચાથી, દબાણથી સળગાવી નાખવાની જરૂર નથી.

આટલું તો આજની વહુની તરફેણમાં. એની જવાબદારીમાં શું?

# નાનાઓની મોટાઈ

અરવિંદ પટેલ

[૧]

બળવંત પરણવા માટે આફ્રિકાથી દેશમાં આવ્યો હતો. એણે ક્યારેય સુધારક તરીકેનો દાવો જાહેર કર્યો ન હતો. પોતે ક્રાન્તિકારી યુવક છે એમ પણ એણે રણશિંગું ફૂંક્યું ન હતું. પરંતુ એના હૈયાના ખૂણામાં એક અવ્યક્ત ભાવના જાગ્રત બેઠી હતી કે પોતે કોઈ જાતના લેવડદેવડ વગર લગ્ન કરશે. એ એની ભાવના આમ તો સાવ અવ્યક્ત પણ ન હતી. એને ઓળખતા મિત્રો, સ્નેહીઓ અને પડોશીઓ ઉપર એના વર્તને એવી છાપ પાડી હતી કે એ લેવડદેવડમાં પડે જ નહિ. એટલે જ્યારે પોતાના લગ્ન અંગે એ સંબંધીઓ એની સાથે ચર્ચા કરતા ત્યારે બળવંતે પોતાના વિચારો વ્યક્ત કર્યા હતા એટલું જ.

દેશમાં એ આવ્યો ત્યારે કોઈને એના એ વિચારનો ખ્યાલ ન હતો. બીજાને તો શું, પણ માબાપનેય કલ્પના આવી ન હતી. એટલે બળવંતે પોતાના વિચારો માબાપ આગળ જાહેર કર્યા તે સાથે ગજગ્રાહ શરુ થયો. માબાપ તો શિકારીની જેમ તરાપ મારવા માટે ટાંપીને બેઠાં હતાં ત્યાં એમનું હથિયાર દીકરો બૂઠું નીકળે એ એમનાથી કેમ સહ્યું જાય? એમણે દીકરા ઉપર પોતાના અધિકારની રૂએ દબાણ આણ્યું. કોઈ ઉપાયે સાદુ–લેવડદેવડ વગરનું લગ્ન નથી કરવાનું. અમે બે દીકરીઓ પરણાવી ત્યારે કોઈએ કંઈ છોડી દીધું નથી. એ ખર્ચ પૂરું કરતાં બરડો પોલો થઈ ગયો છે. હવે લેવાનો દાવ આવે છે ત્યારે એ જતો શું કામ કરીએ?

બળવંત મુશ્કેલીમાં મૂકાઈ ગયો. માબાપની લાગણી દુભવીને એ કંઈ કરવા માગતો ન હતો. અને પોતાની ભાવના વિરુદ્ધ પણ કંઈ પગલું ભરવા માગતો ન હતો. આવા પ્રસંગો ઘણા જુવાનોના જીવનમાં આવે છે. જવલ્લે કોક યુવક માબાપ વિરુદ્ધ જઈ ભાવના પ્રમાણે વર્તે છે. બાકી ૯૯ ટકા યુવકોની ભાવના પીગળી જાય છે અને માબાપને તાબે થાય છે.

બળવંતને કંઈ રસ્તો સૂઝતો ન હતો. એ કારણે એણે એક બે કન્યાપિતાઓને બહાનું કાઢી ના પણ પાડ્યું હતું. છેવટ એને રસ્તો સૂઝ્યો. માબાપ નાખુશ ન થાય અને પોતે લેવડદેવડ વગર લગ્ન કરી શકે. માબાપ જે ઘેર વિવાહ કરવા ઇચ્છા ધરાવતાં હતાં અને બળવંતને પણ કન્યા પસંદ હતી એ ઠેકાણે એણે કન્યાપિતા આગળ પોતાની શરત મૂકી.

બળવંત : ' લેવડદેવડની બાબતમાં, જાનૈયાઓમાં, કપડાંલત્તાંમાં, મારા માબાપ કહે તે શરત તમારે મંજૂર રાખવી પડે.'

કન્યાપિતા : 'કબૂલ.' આ શરત આજના યુવકો કરતા હોય છે. એટલે કન્યાપિતાને નવાઇ પણ ન લાગી.

બળવંત : ' એ સાથે બીજી એક શરત. એ અંગે જે ખર્ચ થાય તેનો આંકડો મને આપવાનો.'

કન્યાપિતા : ' એટલે ?'

બળવંત : ' હું લેવડદેવડમાં માનતો નથી. મારે તમારી કોઈ ચીજ જોઇની નથી. પરંતુ માબાપને રાજી રાખવા સેવી પડે છે. એટલે એ બધું ખર્ચ હું તમને ખાનગીમાં આપી દઇશ '

કન્યાપિતા ફાટી આંખે જોઇ રહ્યા. આવી શરત એમણે કયારેય સાંભળી ન હતી. એ બોલ્યા : 'તમે કંઈ ન લ્યો એ વાત જુદી છે. પરંતુ અમે આપીએ અને તેનુ ખર્ચ તમારી પાસે લઇએ તેમાં અમારું કેવું દેખાય ?'

બળવંત : 'આ વાત જાહેર થાય ત્યારે તમારું ખોટું દેખાય ને ? એ અંગે ફિકર ન કરશો. બાકી આ શરત સિવાય હું લગ્ન માટે હા નહિ પાડી શકું.'

અને એ રીતે બળવંતનુ લગ્ન થયું. એણે થયેલા ખર્ચની રકમ આફ્રિકાથી સગવડ પ્રમાણે હપ્તાથી સસરાને ભરી દીધી. મિત્રો–સ્નેહીઓએ માન્યું કે બળવંત દેશમાં જઇ વિચાર બદલી બેઠો. એની ટીકા પણ કરી. પરંતુ પોતાના મનની વાત એણે ન કહેતાં એ અપજશ સહી લીધો. બળવંત સુધારક છે, લેવડદેવડ વિનાના લગ્નમાં આટલો ચુસ્ત છે તેનો આજે પણ કોઈને ખ્યાલ નથી !

[ ૨ ]

હાથીભાઇ બેંકના કારકુન છે. એમના મિત્રોમાં એમની છાપ ભલા માણસની છે એટલું જ. બાકી હાથીભાઇ આટલા સુધારક હશે તેની કોઇને કલ્પના આવવી પણ શકય નથી. ખુદ એમના માબાપને પણ સ્વપ્ને ખ્યાલ ન હતો કે પોતે જે ઓફર લેઇને ગયા હતા તેનો ભાણો અસ્વીકાર કરશે.

હાથીભાઇને ત્રણ દીકરા છે. બે કોલેજમાં ભણે છે અને એક હાઈસ્કૂલમાં ભણે છે. મોટો દીકરો કોલેજમાં છેલ્લા વર્ષમાં હતો ત્યારથી કન્યાપિતાઓએ પગરવટ શરુ કરી દીધી હતી. હાથીભાઇ અત્યાર સુધી એ વાયદો કરતા હતા કે એ બી. કોમ. થઇ જાય પછી વાત. એટલે છેલ્લુ વરસ આવ્યું એટલે દરેક ચોખા મૂકી આવવાની પેરવીમાં પડયા હતા.

એક લક્ષાધિપતિ પાર્ટી હાથીભાઈના મામાને મળી. ઑફર આપી કે તમે કહેશો તે રકમ હું આપીશ પણ નક્કી કરો. મામા પોતે પૈસાદાર માણસ. ભાણાની ગરીબાઈ ઉપર દયા પણ આવે. સરસ શિકાર જોઈ એ ખુશ થયા. અમેરિકા ભણવા જવાની વાત, સો તોલા જણશે, દસપંદર હજાર રોકડ, એમ સહેજે ૩૦–૪૦ હજારની રકમ ભાણાના ઘરમાં પોતાની મારફત જાય તેવી ગોઠવણ વિચારી એ હાથીભાઈ પાસે આવ્યા. વિગતથી બધી વાત કરી.

હાથીભાઈએ કહ્યું: 'મામા! હું લેવડદેવડમાં માનતો નથી.'

મામા: 'આખી જિંદગી કારકુની કરી તોય હજુ તને ડહાપણ ન સૂઝ્યું? માણસને એકાદ ધક્કો ન વાગે ત્યાં સુધી એને પૈસો મળતો નથી.'

હાથીભાઈ: 'એવો ધક્કો ખાઈ મારે પૈસો નથી જોઈતો. હું એ વગર દુઃખી હોઉં તેમ પણ મને લાગતું નથી.'

મામા: 'પણ તને એમાં વાંધો શો છે? કન્યાનો બાપ લક્ષાધિપતિ છે. આપવામાં એ કંઈ દેવાદાર નથી થઈ જવાનો. તું બૂમો તો પાડ્યા કરે છે કે નોકરીમાંથી છોકરાઓને ભણાવવાનું મુશ્કેલ બને છે. મોટો દીકરો પરદેશ ભણીને તેજસ્વી નીવડે તેવો છે તો એનો ચાન્સ શું કામ ગુમાવે છે? તારી જકને લીધે એ પરદેશનું મોઢું ભાળશે નહિ જુએ!'

હાથીભાઈ: 'આમાં જક નથી, મામા. મારા જીવનનો સિદ્ધાંત છે. લેવડદેવડને હું અનિષ્ટ માનું છું. પછી હું એનાથી મારા હાથ કેમ ખરડું?'

મામા: 'ભલભલા સુધારકોએ વખત આવ્યે આંખમીંચામણાં કર્યાં છે તો તું ક્યાં સુધારક છે કે લોકો તારી ટીકા કરવાના હતા?'

હાથીભાઈ: 'હું સુધારક નથી, મારી કોઈ ટીકા કરશે એ બીકે પણ હું આમ કહેતો નથી. હું તો સામાન્ય માણસ છું. અને જેમાં માનું છું તે પ્રમાણે વર્તવા પ્રયત્ન કરું છું.'

મામા: 'તારા જેવા જરૂરિયાતવાળા કોઈએ પરદેશ મજાથી હોય અને જવા દીધી હોય તેવો દાખલો મને એક તો બતાવ?'

હાથીભાઈ: 'હું એવો શું કામ વિચાર કરું? કોઈ નહિ હોય તો પણ હું એકલો એ રસ્તે ન જાઉં?'

મામાએ ભાણા આગળ હાર ખાધી એટલે નરેન્દ્ર આગળ દાણો દાબી જોયો પણ એણે તો એ વાત સાંભળતાં જવાબ આપ્યા વગર ઊભા થઈ જવાનું જ મુનાસબ માન્યું. મામાની એ દરખાસ્ત એમ કબૂલ ન થઈ. ઊડી ગઈ!

# ત્રણ વિધિઓ

મણિભાઇ પટેલ

## (૧)

### રણછોડજીની બાધા

કૉલેજિયન નલિન અભ્યાસમાં એક્કો હતો. દર વર્ષે પહેલા વર્ગમાં પાસ થતો થતો સિનિયર બી. એ. સુધી આવી પહોંચ્યો હતો. કૉલેજની ઇતર પ્રવૃત્તિઓમાં ભાગ લેતો હોવાથી બીજા કૉલેજિયનો તેને પીછાનતા હતા. પ્રિન્સિપાલના દિલમાં પણ તેણે સ્થાન મેળવ્યું હતું. '૪૨ ની લડતમાં પોલીસને થાપ આપતો હતો, ત્યારે તે કૉલેજિયનોમાં ચર્ચાનો વિષય બન્યો હતો અને '૪૫ માં ગ્રેજ્યુએટ તરીકે તેનું નામ છપાયું ત્યારે કેટલાક વિચારમાં પડી ગયા હતા.

ગ્રેજ્યુએટ થયા પછી તે વિલાયત જવા વિચારતો હતો પણ તેના વિવાહ કાન્તા સાથે બેએક વર્ષ પહેલાં થયેલા. તે વખતે કાન્તા ઇન્ટરમાં હતી. કાન્તા પણ જો લડતમાં ન જોડાઈ હોત તો તે પણ આજે ગ્રેજ્યુએટ થઇ ગઈ હોત.

નલિનની માતા વિધવા હતી. નલિનને ભણાવવા માટે તેની માએ ખુબ ખૂબ પરિશ્રમ ઉઠાવ્યો હતો. માતાના મનમાં એમ ખરું કે 'દીકરો પરણીને વિલાયત ભલે જાય.' કાન્તાના દિલમાં પણ એમ જ હતું કે 'એક વખત અમે પરણી લઈએ, પછી ભલે તેમને જ્યાં જવું હોય ત્યાં જાય.' કાન્તા અને નલિન પરણી ગયાં.

સૂરજબાના ઘરમાં મોટા ઘરની અને વળી ભણેલીગણેલી વહુ આવી એટલે એમના દિલમાં બેવડો આનંદ હતો. તેમના મનમાં એક વાત રમતી હતી. પોતે વર્ષો પહેલાં ડાકોરજી ગયેલાં ત્યારે રણછોડરાયના મંદિરમાં બોલેલાં: 'હે રણછોડરાય, મારો નલિન પરણીને ઘેર આવશે, ત્યારે તમને જોડું પગે લાગવા આવશે અને એ પછી જ હું વહુના હાથની રસોઇ જમીશ.' આ બાધાની વાત તેમણે રાત્રે દીકરાવહુને કરી દીધી.

રણછોડજીના મંદિરમાં એક કઠેરાની પાસે કોટપાટલૂનમાં સજ્જ થયેલો નવજુવાન ઊભો હતો તેની બાજુમાં આધુનિક વસ્ત્રોમાં સજ્જ થયેલી નવયુવતી ઊભી હતી. બન્નેએ ભાવપૂર્વક મૂર્તિને પ્રણામ કર્યા. બજારમાંથી ખરીદેલી સાકર ધરાવી. રૂ[બા]ડું પણ નાખ્યું અને પગથિયાં ઉતર્યાં. દરવાજાની બહાર બન્ને જણ નીકળતાં હતાં, ત્યાં કૉલેજનો વર્ષો પહેલાંનો સાથીદાર હર્ષદ મળી ગયો.

હર્ષદે બન્ને જણને જોઈને મનમાં જ સમજી લઈને કહ્યું: 'અરે નલિન, તારા જેવા પણ બાધાઆખડીમાં ફસાયા લાગે છે.' નલિને હસતાં હસતાં કહ્યું: 'બાપનું દેવું ચૂકવવું પડે, તો આપણે ભાવનાપૂર્વક દેવને વચન આપ્યું હોય, તે પરિપૂર્ણ કરવું પડે.' એમ જવાબ આપી હસતો હસતો છૂટો પડ્યો.

બીજે દિવસે બપોરે સુરજબા વહુના હાથની રસોઈ નિરાંતથી જમ્યાં અને મનમાં રણછોડરાયનું નામ લેતાં લેતાં બીજા ખંડમાં જઈ તરત ઊંઘી ગયાં. ઊંઘીને ઊઠયાં ત્યારે તેમના ચહેરા પર પ્રફુલ્લતા હતી.

(૨)

## અંબાજીનો દીવો

ગમનભાઈ સ્વભાવે રંગીલા હતા. તેમનાં પત્ની પણ રંગીલાં હતાં, એટલે લગ્ન કર્યા પહેલાં બન્નેએ ધાર્યું હતું કે તેમના જીવનમાં ઠીક ઠીક રંગત જામશે. પણ લગ્ન પછી બન્ને રંગીલાં હોવાથી જ ખેંચાતાણ ઊભી થતી અને કોઈ કોઈ વખત રંગમાં ભંગ પડતો અને અબોલા પણ થતા.

ગમનભાઈનાં વહુને પિયરમાં તો સૌ 'મહાલી' કહેતાં હતાં, પણ ગમનભાઈએ 'મહાલક્ષ્મી' ગૌરવભર્યું નામ ચાલુ કર્યું હતું અને પોતે 'લક્ષ્મી'ના ટૂંકા નામથી તેને સંબોધતા. મહાલક્ષ્મી રોજ નાહ્યા પછી અંબાજીની છબી પાસે ઘીનો દીવો કરતી હતી. પોતે પિયરમાં જતી ત્યારે એ છબી પાસે દીવો કરવાનું ગમનભાઈને કહી જોયેલું, પણ ગમનભાઈ દેવદેવીઓને કે માતા મહાદેવને માનતા નહિ એટલે ના પાડેલી. અને કોઈ કોઈ વખત તો એમ પણ કહેતા: 'તારી અંબાજી ફંબાજીને કોઈક દિવસ હું દરિયામાં પધરાવી દઈશ.' એટલે મહાલક્ષ્મી જ્યારે જ્યારે પિયર જાય ત્યારે ત્યારે છબીને સાથે લઈ જાય.

પાંચેક વર્ષનો ગાળો વીત્યા બાદ તેમને ત્યાં પુત્રનો જન્મ થયો અને એ પુત્રજન્મને લીધે જ એ જોડાનું લગ્નજીવન અખંડ રહ્યું. પુત્રને પગે લગાડવા મહાલક્ષ્મીએ બધી તૈયારી કરી લીધી અને મનમાં વિચાર કર્યો કે અંબાજી જ જઉં છું તો હવે છબી સાથે લેવાની કશી જરૂર નથી, ત્યાં જ હું દીવો કરી લઈશ. બીજે દિવસે સવારે ગમનભાઈ મહાલક્ષ્મીને સ્ટેશને મૂકવા જવા તૈયાર થયા ત્યારે તેમની નજર ગોખલામાં રહી ગયેલી અંબાજીની છબી ઉપર પડી અને બોલી ઊઠ્યા: 'અરે લક્ષ્મી, અંબાજીની છબી તો હજી ગોખલામાં જ છે.' લક્ષ્મીએ હસતાં હસતાં કહ્યું: 'હવે મને ખાત્રી છે કે અંબાજીને તમે દરિયામાં પધરાવવાના નથી પણ તમારા દિલમાં પધરાવવાના છો.' આ સાંભળીને ગમનભાઈ મનમાં મૂછમાં હસ્યા.

બીજે દિવસે સવારમાં પડોશના ચન્દ્રકાન્ત ગમનભાઈને ચહા પીવા બોલાવવા આવ્યા ત્યારે ગમનભાઈ અંબાજીની છબી આગળ દીવો પ્રગટાવીને ઊભા હતા. ચન્દ્રકાન્તથી બોલાઈ જવાયું : 'અરે ગમનભાઈ, છેવટે તમને પણ મહાલક્ષ્મી બંનેને નાશી દીધા' ગમનભાઈએ જવાબ વાળ્યો : 'હા, હવે તો અમે બન્ને જણુ નથાઈ ગયાં.'

(૩)

## પવિત્ર ગંગાજળ

હિંદુસ્તાનમાં જવાહરલાલે રચેલી કોંગ્રેસ સરકાર રાજ્ય ચલાવે છે. એ સરકાર લોકનાં દુઃખ દૂર કરવા ઘટાડવા કાર્યક્રમોનો જંગી કાફલો બહાર પાડે છે. એ કાફલા પૈકીનો એક કાર્યક્રમ હિંદુસ્તાનનો રેલ્વે વ્યવહાર ઝડપી બનાવવાનો છે અને વધુ ગાડીઓ દોડાવવાનો પણ છે. હિંદી સરકારને કેનેડાથી ૨૦૦ રેલ્વે એન્જિનો મળવાનુ વચન મળી ગયુ છે. તે કાર્યને માટે હિંદી સરકારે હાઈ કમિશ્નર તરીકે શ્રી મલીકને કેનેડા મોકલ્યા છે.

મોન્ટ્રીલના વૉર્ફ આગળ ૩૩ એન્જિનનો પ્રથમ કાફલો હિંદ ઉપડી જવા માટે કારખાનામાંથી આવેલો છે. કારખાનાથી ગોદી સુધી લાવવા રેલ્વેની ખાસ લાઈનો નાખેલી છે. દરેક એન્જિનનુ વજન સો ટન છે. આવું તોતીંગ એન્જિન એક એક ઊંચકીને સ્ટીમરમા મૂકવા માટે જંગી ઊંટડાઓ ખડા છે. એ એન્જિનો રવાના થાય તે પહેલાં નામકરણ વિધિ થવાનો હતો.

નામકરણ વિધિના સમારંભમા હાજરી આપવા હિંદીઓ અને અમેરિકનો આવી પહોંચ્યા છે. હિંદી હાઈ કમિશ્નર શ્રી મલીક ટોપી પહેરીને પ્રમુખશ્રીની બાજુમા બેઠા છે. તેમના પત્ની મીસીસ મલીક કાળા પાલવવાળી સફેદ સાડીમાં પોતાના દેહને ઢાકયો છે.

હિંદની નદીઓમા પવિત્રમા પવિત્ર નદી ગંગાજી મનાય છે. એ નદીનુ 'પવિત્ર ગંગાજળ' અમેરિકા સુધી નેહરુ સરકારે મોકલવાની ગોઠવણ કરેલી છે. મીસીસ મલીકે પોતાના હાથમા પવિત્ર ગંગાજળનો લોટો લઈને નીચે નમાવી પાણીની ધારથી એન્જિનને જળાભિષેક કર્યો, ત્યારે અમેરિકન નરનારીઓમાં કુતૂહલ જાગ્યુ અને કૌતુકભર્યા ચહેરે 'જળાભિષેકની ધાર' ને એકીટસે તાકી રહ્યા. એન્જિનનુ નામ અશોક જાહેર થયું.

– સમારંભમાથી પાછા વળતા નરનારીઓના મનમાં એક વિચાર આકાર પામતો હતો કે 'આધુનિક ઢબના રાજપુરુષ જવાહરલાલ નેહરૂએ રચેલી હિંદી સરકાર પ્રાચીન માન્યતાઓને સ્વીકારે છે !'

# રાણા પ્રતાપના વંશજ

ઈશ્વર પેટલીકર

ગાડી મોડી હતી એટલે ડ્રાઈવરે ઝડપ વધારી મૂકી હતી. બહારથી પવન જોરથી વાતો હતો. અંદર પંખો ફરતો હતો. અને છતાં ગરમીથી હેરાન હેરાન થતા હોય તેમ સેકંડ ક્લાસના ચાર ઉતારુઓ વાતચીતમાં વારે વારે 'ગરમી ઘણી છે' એમ મોં કટાણું કરી બબડતા હતા.

એ સૂરમાં ફક્ત મેં મારો સૂર નહોતો પુરાવ્યો. એ વાત તરફ એકનું ધ્યાન ખેંચાતા એમણે મારા સામે જોઈ કહ્યું. 'તમે ખાદી પહેરી છે એટલે માનું છું કે તમને ગરમી નહિ લાગતી હોય'

હું જવાબ આપ્યા વગર ફક્ત હસ્યો.

પેલા ભાઈએ એમના સાથીદાર તરફ નજર કરતા કહ્યું: 'નગીનભાઈ! એ વાત તો ખરીજ કે ખાદીધારીઓ ખડતલ તો હોય છે જ!'

નગીનભાઈ તડ ને ફડ બોલનારા માણસ લાગ્યા. એમણે તરત કહ્યું: 'જીવણભાઈ! જવા દોને એ બધી વાતો. પાછા આ ભાઈને કંઈ ખોટું લાગશે.' અને એમણે મારા તરફ નજર કરી.

મેં તરત જવાબ આપ્યો: 'સાચું હોય તો એમાં ખોટું લગાડવાનું કંઈ કારણ નથી. ખુશીથી કહો.'

નગીનભાઈ વ્યવહારુ લાગ્યા. ઘા કરતા પહેલા વળી ખાતરી કરી.

'પાછા ખોટું ન લગાડતા. હું તો સર્વસંમત વાત કરું છું.' અને એમણે કહ્યું. 'ખાદીવાળાએ જ આ દેશનું સત્યાનાશ વાળ્યું છે.'

મારાથી હસી જવાયું.

'હસી ન કાઢતા. જાતઅનુભવ કહું છું. કાળાં બજારમાં પહેલો નંબર એમનો, લાંચરુશ્વતમાં પણ પહેલા, લાગવગ અને લાલભેલ પણ એમના બાપની જ રોગી, જવાહર કે સરદાર ગમે તેટલી બૂમો પાડે પણ એમના માણસોએ જ દેશને ખગળ કર્યો છે.'

ત્રીજા ભાઈએ ટેકો આપ્યો: 'હું તો દરેકને કહું છું કે ધોળિયાઓનો વિશ્વાસ ન કરવો.'

નગીનભાઈ બાગ દેતા બોલી ઊઠ્યા: 'વિશ્વાસ શું—એમનાથી બીતા રહેવું પડશે. અત્યાર સુધી લોકો કાળી ડગલીથી બીતા હતા, હવે ધોળી ડગલીથી બીએ એ જમાનો આવ્યો છે!'

મારી રીતે મેં એનો જવાબ આપી ચર્ચા સમેટી લીધી. મુસાફરી લાંબી હતી એટલે પાછા એ થોડા પાના ગજિયામાં ગૂંથાયા. હું વિચારમાં પડ્યો.

ખાદી વિષે, અને ખાદીધારીઓ અંગે, આ ટીકા આજે સામાન્ય થઈ ગઈ છે, મને પણ આ કંઈ પહેલો અનુભવ ન હતો, છતાં આજે મને વિચાર કરવાનો અવકાશ હોવાથી એ અંગે જ વિચારો આવવા લાગ્યા.

કોઈ પણ ક્ષેત્રમાં સડો પેઠા વગર નથી રહેતો એમ માની હું આ પહેલાં આવી ટીકાને ધ્યાનમાં નહોતો લેતો. પરંતુ આજે એટલાથી મારા મનને સંતોષ ન થયો. સડેલો ભાગ વધારે હતો અને તંદુરસ્ત થોડો હતો, એમ મને દેખાવા લાગ્યું. ૨૫ વર્ષના છેલ્લા ગાંધીવાદી સમાજ ઉપર ગાડીની ઝડપે નજર નાખી જોઈ.

એ સાથે સનાતન ધર્મ સન્મુખ આવ્યો. હજારો વર્ષથી ચાલતા એ ધર્મમાં જે સડો પેઠેલો છે એ અત્યાર સુધી મને અસહ્ય લાગતો હતો તે નજીવો લાગ્યો. ૨૫ વર્ષમાં ગાંધીવાદી સમાજમાં જો આટલો સડો પેસી ગયો તો સનાતન ધર્મમાં એ હિસાબે તો સડો જ નથી!

પણ થયું, ખાદી પહેરે છે એ બધા ઓછા ગાંધીવાદી છે? શારો દેખી શ્રાવક થનાર દરેક યુગમાં મળી રહેવાના. એટલે એવા તકસાધુઓ ખાદીને કે ગાંધીવાદને વગોવે એમાં સાચો પક્ષ શું કરે? અને શી રીતે રોકે?

અને મારી સામે ખાદીને ન લજવનારો વર્ગ આવીને ઊભો રહ્યો. એ નાનો હતો છતાં શુદ્ધ હતો. એની કોઈથી ના પડાય તેમ ન હતું, એમ હું આજ સુધી માનતો હતો. પરંતુ આજે કોણ જાણે શાથી ગાડી પૂરજોસમાં જતી હતી તેથી કે કોઈ કારણે, મગજ હચમચી ગયું હતું. ગઈ કાલ સુધી જે વર્ગને હું શુદ્ધ માનતો હતો તે પણ મને અશુદ્ધ દેખાવા લાગ્યો. અને એમાં મેં મારી જાતને પણ જોઈ!

કાળાબજાર ન કર્યાં હોય, કે ખોટી ધાલમેલ ન કરી હોય, એટલું જ કંઈ ખાદી માગતી હતી? ગાંધીજીનો ખાદી પાછળ શો ભાવ છે? સ્વદેશીને, ગ્રામોદ્યોગને, જાતમહેનતને અપનાવો એ ખાદી પાછળનો સંદેશો છે. એ સંદેશો મેં ઝીલ્યો છે? વિચારમાળાએ મારા ઉપર જ હુમલો કર્યો.

મારી પ્રથમ નજર મારા ખાદીનાં કપડાં ઉપર ગઈ! મેં ત્યાં જે દૃશ્ય જોયું તે સમાણો હું લજવાઈ ગયો. એ દરરોજનું હતું છતાં મારી આંખે આજે જ જોયું! મારાં કપડાંમાં ભભકો નાખતી ગળી કડાંની બનાવટ છે!

અસલ ઈંગ્લેન્ડની ગળીને બદલે નકલી (દેશી) ન આવે તે માટે હું કેટલી કાળજી રાખતો હતો? લડાઈના વખતમાં એ શોધી જડતી ન હતી છતાં, લખલા પાછળ મજનૂ ભમે તેમ હું એ મેળવવા ભમ્યો હતો. ગળી વગરની ખાદી મેં લડાઈમાં પણ પહેરી ન હતી. એ ગળી માટે તો મહાત્માજી લડાઇ લડયા હતા! સતીની અંગરક્ષક જ વેશ્યા!

પહેરણના ઉપલા ખિસ્સામાં ગોલ્ડટોપની ચકચક થતી, લાઇફ ટાઇમ સેફર્સ પેન ઉપર મારી ત્રીજી ક્ષણે નજર ગઇ. પરદેશી વસ્તુ અને એની શાહી પણ પરદેશી! પારકર શાહી કાળા બજારમાંથી ખરીદીને જ એમાં ભરાતી હતી!

ચોથી નજર, હું જેના ઉપર આડો પડયો હતો તે બિસ્ત્રા ઉપર ગઈ. સેકન્ડ કલાસની પોચી ગાદીવાળી, આખું પાટિયું રોકતી જગા પૂરતી સગવડવાળી ન હોય તેમ એના ઉપર મેં મારો બિસ્ત્રો પાથર્યો હતો. બેડિંગ ઈંગ્લિશ હતું. હું ખાદી શરીર ઉપર જ અંગિકાર કરતો, એટલે એકલિયામાં વપરાયેલું ઓળિયું અને ચાદર મિલની બનાવટનાં હતાં.

પથારીમાં કીડીઓ હોય અને ચટકા ભરે તેમ મારા અંતરમાં ચટકા ભરાતા હતા. અને હું આમતેમ ફરતો હતો. એથી નજર જુદી જુદી જગાએ પડતી હતી. ઉપરના બર્થ ઉપર પડેલી મારી ચામડાની બેગ દેખાઇ. તેના ઉપર ખાખીનું કવર હતું. એની અંદર પડેલું સાડત્રીસ રૂપિયાનું ચામડાનું પોર્ટમેન્ટો નજર સમક્ષ આવ્યું.

હું...હું....શું ખાદીને લાયક છું? બિચારા બાપુએ ખાદી પાછળ શું કલ્પ્યું છે, ને અમે શું લઈ નાઠા છીએ!

હું તો આને કાંતતો પણ ન હતો, છતાં જે કાંતતા હતા તેમાંના જેમને હું ઓળખતો હતો એ પણ ખાદીને તો લજવતા હતા એમ મને આજે દેખાવા માંડયું.

બાપુજી ખાદી આમવર્ગને માટે માનતા હતા. ત્યારે આજે પહેલાં જે લોકો રેશમી પહેરતા હતા તે વર્ગમાં એને સ્થાને ખાદી વપરાતી હતી. અને રેશમીમાં જેટલો વૈભવ માનતા હતા એટલા જ વૈભવ સાથે. અને તેથી બાપુજીની ભાવના એ જ ખાદીધારીઓના ઘરમાં હડધૂત થતી હતી.

એંજિનમાંથી ઊડેલી કોલસી આવતીને મારી આંખમાં પડી. હું આંખ ચોળવા લાગ્યો. ત્યાં તો ગાડીએ વળાંક લીધો એટલે મારી પથારી ઉપર કોલસી કોલસી થઇ ગઇ. મેં રૂમાલ વતી પથારી સાફ કરી.

પણ મગજમાં પડેલી તિરાડમાંથી અંદર પ્રજ્વળ્યા કરતી હતી. મને મારો ભૂતકાળ યાદ આવ્યો. છેલ્લાં ચાર વર્ષમાં હું સારું કમાયો હતો. સેકન્ડ ક્લાસમાં ફરતો થઇ ગયો હતો. મકાન બદલીને શહેરની બહાર સોસાયટીમાં ભાડે લીધું હતું. ઘરમાં રેડિયો હતો, ગ્રામોફોન હતું, ટાઇમ્સ દૈનિક આવતું હતું, ઘરકામ કરનાર રામો વધ્યો હતો, સાયકલમાંથી મોટરસાયકલે આવ્યો હતો છતાં મોટર વગર પૂરતી સગવડ ન ગણાય તેમ અસંતોષ અનુભવતો હતો અને હું ખાદીધારી હતો!

મારી સામે ખાદીની ફોજ ખડી થઈ ગઈ. એમાંથી આગન્તુકતાનો પ્રતિનિધિ શોધ્યો જડતો ન હતો.

એક પ્રદર્શન ખુલ્લું મૂકતા એક મિલમાલિકના પત્ની ખાદી ઉપર ભાષણ કરતા હતા એ ચિત્ર મારી દૃષ્ટિ સન્મુખ ખડું થયું. એ પ્રસંગે તો મને એ ભાષણ ઘણું સુંદર લાગ્યું હતું, પરંતુ આજે મને એ હાસ્યાસ્પદ લાગ્યું. એમને અને ખાદીને, ગ્રામોદ્યોગને શો સંબંધ? મિલોની આવકમાંથી વૈભવશાળી જીવન ભોગવવાનું અને શોખ ખાતર એથી તદ્દન વિરોધના વિષયો ઉપર જ્ઞાન આપવાનું! અને જનતા લોકોને એ અજુગતું નથી લાગતું!

મારી ખાદી મને કયાં અજુગતી લાગતી હતી?

મારી નજર નગીનભાઈ તરફ ગઈ, પરંતુ એ ચારે જણ તો પાનાં રમવામાં મશગૂલ થઈ ગયા હતા. ખાદીધારીઓ બધા કંઇ ખરાબ નથી એમ હું જરી પહેલા બચાવ કરી શક્યો હતો. પરંતુ મને થયું કે આ દૃષ્ટિ જો એમની પાસે હોત તો હું શો જવાબ આપત?

ખાદી પહેરીને હું કોઇને છેતરતો ન હતો, એ જેમ એક સત્ય હતું તેમ ખાદીની ભાવના અપનાવ્યા સિવાય ખાદીનું નર્યું કાપડ પહેરી હું જાણેઅજાણે દંભ સેવી રહ્યો હતો એ પણ એવું જ સત્ય હતું.

કોઈ દર્દીને પીડાને લીધે ચેન ન પડે તેમ, મને પણ પોચી પથારીમાં પડ્યો હતો છતાં ચેન પડતું ન હતું. હું દંભ સેવું છું એમ જેમ મને આજે સમજ પડી તેમ બીજાને પણ નહિ જ પડી હોય, તેમ મને લાગ્યું.

કદાચ હું ખોટી વિચારસરણી ઉપર ચડી ગયો તો નથી, એ માટે મેં મગજનું બારણું ખોલી, ખુલ્લી હવા અંદર આવવા દેવા, માથું બારી બહાર કાઢ્યું. એંજિનમાંથી ઊડેલી વગાડને લીધે મારા મો ઉપર પ્રસ્વેદના જેવા

દીધાં આનંદમાં. મગજ ઘણું ટાઢું થયું. ઊંડું બહાર નાખીને હું થોડી વાર પડી રહ્યો!

એમ ઠંડા પડેલા મગજમાં વળી એક નવુંજ મોજું ભરાઈ ગયું. ઓચિંતા રાણા પ્રતાપના વંશજો મારી સન્મુખ આવીને ખડા થયા. મારાથી હસી જવાયું. સારું હતું કે પેલા બધા રમતમાં મશગૂલ હતા. બાકી 'શું હસ્યા?' એમ પ્રશ્ન કોઈએ કર્યો હોત તો હું શો જવાબ આપત?

રાણા પ્રતાપના ટેકની અને દુઃખની વાતથી કોણ અજાણ્યું છે? પરંતુ એ ટેક અને દુઃખ એના વંશજો ન ટકાવી શક્યા. એમણે બાદશાહી આગળ નમતું જોખ્યું. ગાદી મળી, વૈભવ મળ્યો અને જે રાણો વનવન ભટકતો હતો અને ખાવાના પણ ટંકે સાંસા પડતા હતા, એના વંશજો પાછા અસલ રાજવૈભવની જેમ સોનાની થાળીમાં જમતા થઈ ગયા. પણ એ વૈભવ ભોગવતાં એ વંશજોને પ્રતાપનાં ટેક અને દુઃખ આડે આવતાં હતાં. છેવટે પ્રતાપને પણ માઠું ન લાગે માટે એમણે વચલો રસ્તો કાઢ્યો. વૈભવ તો બધો ભોગવવો. રાજપાટ પણ ગુલામી સહી ભોગવવું, અને રાણા પ્રતાપના આપણે વંશજ તો છીએ એટલે સોનાની થાળી નીચે પતરાળું મૂકવું!

એ વંશજો જેવોજ હું દેખાયો.

મહાત્માજીના આમોહોય કે સ્વદેશીને સ્વીકારવા નહિ. જીવન બધું વૈભવ-ભર્યું ભોગવવું, છતાં પ્રતાપના વંશજોની જેમ એ વૈભવ નીચે ફક્ત પતરાળા જેવો ખાદી શરીર ઉપર મૂકી રાખવી!

ખાદી પહેરીને લુચ્ચાઈ કરતો વર્ગ મોટો છે. એમાંથી થોડા જે બચે કે તેનો મોટો ભાગ રાણા પ્રતાપના વંશજ તરફે સમાઈ જાય છે અને પછી કેટલા બાકી રહેતા હશે તેની તો કોઈ ગણતરી કરે ત્યારે માલૂમ પડે.

તે મુસાફરીમાંથી ઘેર જઈને તરત મેં ખાદીનાં કપડાં બાળી તો ન દીધાં, પણ મિલનું ધોતિયું પહેરવા માંડ્યું. થયું કે એ કપડાં જેમ જેમ ફાટશે તેમ તેમ નવાં મિલનાં જ શીવડાવવાં.

વિદ્યાર્થી અવસ્થામાંથી જ મને ખાદીમાં જોનાર દરેક મારું મિલનું ધોતિયું જોતાં ધરતીકંપ થયો હોય તેમ કંપી ઊઠતા: 'તમે! તમે! સુધીર-ભાઈ આ શું કર્યું!'

હું હસીને કહેતો: 'મારે રાણા પ્રતાપના વંશજ નથી થવું!'

---

* 'પારસમણિ' વાર્તા સંગ્રહમાંથી

# 'આ વાર્તા તમે ન લખી હોત તો સારું હતું!'

'પારસમણિ' વાર્તાસંગ્રહની એક વાર્તા 'રાણા પ્રતાપના વંશજ' વાંચી સ્નેહી ભાઈશ્રી સોમાભાઈને દુઃખ થયું છે. પોતાનું એ દુઃખ અને એ અંગેના એમના વિચારો આ પત્રમાં એમણે રજૂ કર્યા છે. વાચકોને પણ શ્રી સોમાભાઈની જેમ 'આ વાર્તા તમે ન લખી હોત તો સારું હતું!' એમ લાગે છે કે એમાં એમની જેમ દુઃખ લગાડવાનું કંઈ નથી એવો જુદો મત દેખાય છે, તેનો નિર્ણય કરવા એ વાર્તા પણ આ અંકમાં પ્રસિદ્ધ કરી છે.



સ્નેહી ભાઈ પેટલીકર,

તમારો લખેલો 'પારસમણિ' નામનો વાર્તાસંગ્રહ વાંચ્યો. વાર્તાઓ બધી સરસ લખાયેલી છે, અને વાંચતાં રસ પડે છે. આ કેવળ લખવા ખાતર નથી લખતો. થોડા જ દિવસો પહેલાં મેં એક પ્રખ્યાત ગુજરાતી લેખકનો વાર્તાસંગ્રહ વાંચ્યો હતો. તે વાર્તાઓ વાંચતાં મને જે રસ પડેલો તેનાથી ઘણો વધારે રસ તમારી વાર્તાઓ વાંચતાં પડ્યો છે. હું વિવેચક નથી પણ વાચક છું. પરંતુ મને લાગ્યું કે મારા ઉપર પડેલી છાપ મારે તમને જણાવવી.

તમારી એક વાર્તા મને ખૂબ ખૂંચી છે અને તેથી આ પત્ર લખું છું. જે વાત સંબંધી લખવા માગું છું તે વાર્તાનું નામ છે 'રાણા પ્રતાપના વંશજ'. ઘણી વાર માણસનું મન એ વસ્તુ કરવા માગે છે અને માણસ તે કરે છે. પછીથી પોતે યોગ્ય જ કર્યું છે એ માટે દલીલો વગેરે શોધી કાઢે છે અને મનને મનાવે છે. આ વાર્તાનાયકનું મને એવું જ લાગે છે.

હવે વિગતો જોઈએ. ખાદીની સાથે વાર્તાનાયક બીજી વિલાયતી ચીજો વાપરતો. આ ઉપર વિચાર કરતાં તે એ નિર્ણય ઉપર આવે છે કે બીજી ચીજો વિલાયતી વાપરવી તો મારે ખાદી શું કામ? એ નિર્ણય ખોટો છે. ખરી રીતે તો એણે બીજી ચીજો પણ ગ્રામોદ્યોગની વાપરવાની વિચારસરણીએ ચડવું જોઈતું હતું. અને ધારો કે માણસ બીજી ચીજો વિલાયતી જ વાપરતો હોય અને છતાં ખાદી પહેરતો હોય તો તેમાં પણ ખોટું શું છે? ખાદી પહેરે છે એટલે તે કોઈ ગામડાના ઘેર બેઠી કામ કરનાર કારીગરને થોડા પૈસા આપે છે. કોઈ માતબર મિલવાળાને કમાણી નથી કરી આપતો એટલું તો તે સારું જ કરે છે ને? હમણાં જ મેં પૂજ્ય વિનોબા ભાવેનું એક પ્રવચન વાંચ્યું હતું

તેમાં તેમણે સામુદાયિક કાંતણને કર્મમય ઉપાસના તરીકે વર્ણવ્યું હતું. અને કહ્યું હતું કે આવી કર્મમય ઉપાસનાથી તો માણસની અમુક જાતની જો ભાવના હોય તો તેને આધ્યાત્મિક લાભ પણ થાય અને સૌને આર્થિક લાભ તો થાયજ થાય. આ દાખલો હું એટલા માટે મૂકું છું કે બાપુના આદર્શોને અનુસરવાની ભાવનાથી માણસ ખાદી પહેરે તો તેની આધ્યાત્મિક ઉન્નતિ થાય. ફક્ત ખાદીજ પહેરે અને બાકી જીવનમાં તે ગમે તે રીતે વર્તતો હોય તો પણ એનાથી ગ્રામોદ્યોગને પ્રોત્સાહન તો તે આપેજ છે અને એ કામની પણ ઘણી સારી કિંમત છે.

આથી કોઇ પણ માણસ, સમજદાર માણસ જ્યારે ખાદી છોડે છે ત્યારે મને સાચેજ દુઃખ થાય છે. એમજ કોઇ ચારિત્રવાન માણસ ખાદી પહેરતા નથી હોતા ત્યારે પણ મનમાં એમ થાય છે કે આ કેમ ખાદી નહિ પહેરતા હોય? દાખલા તરીકે સ્વ. મોતીભાઈ અમીનને હું પૂજ્ય માનતો અને માનું છું. કારણ કે ઉત્તમ ચારિત્ર અને માનવતાના અનેક શુભ સદ્‌ગુણો એમનામાં હતા. એ ખાદી પહેરતા ન હતા. તેથી મને મનમાં તો જરૂર થતું કે સાહેબ ખાદી કેમ નહિ પહેરતા હોય? પણ તેથી તેમના પ્રત્યેના મારા પૂજ્યભાવમાં સહેજ પણ ઘટાડો થયો ન હતો. આ હું એટલા માટે લખું છું કે ખાદી ન પહેરે એ માણસ સારો માણસ ન ગણાય એવી માન્યતા ધરાવનાર કોઇ હોય તો હું એ વર્ગનો નથી. પણ જીવન સંબંધી વિચાર કરનાર માણસ ખાદી પહેરે નહિ એથી મને આ માણસ કેમ ખાદી નહિ પહેરતા હોય એમ તો થાયજ છે.

રાણા પ્રતાપના વંશજો સોનાની થાળીમાં નીચે પતરાળુ મૂકીને જમે છે એ રાણા પ્રતાપને ખોટું ન લાગે માટે એમ કરે છે એની ખબર તો મને તમારી વાર્તા વાંચી ત્યારેજ પડી! હું પણ એ વાત વરસોથી જાણું છું. જો કે આ વાત ખરી છે કે ખોટી એ આપણે ચોક્કસ જાણતા નથી. પણ આવી વાત ચાલે છે અને આ રીતે નીચે પતરાળુ મૂકીને જમવાની વાત કે પલંગની સુંદર શય્યા નીચે પગરખું તણખલું મૂકવાની વાતની પાછળ પોતે ગુલામ છે એ વાત કાયમ યાદ રહે એ હેતુ છે. પછી ભલેને પોતે આજે એ ગુલામી ટાળવા કંઇ પણ ન કરી શકતા હોય તો પણ પોતે ગુલામ છે એનું ભાન રહે તો કોઇ વાર કોઇને પણ તે ગુલામીમાંથી છૂટવા માટે પ્રયત્ન કરવાનું મન થાય એ હેતુથી આમ કરવામાં આવે છે. એમ હું માનતો અને માનું છું.

વાર્તાનો ઉકેલો ધ્વનિ તદ્દન વિચિત્ર છે. પહેલાંના કરતાં આજે ખાદીધારીઓ ઓછા થયા છે. આનાં કારણો ઘણાં હશે પણ ખાદી છોડનાર વર્ગના મોટા ભાગે તે ગતાનુગતિક પહેરવા માંડેલી એમ હું માનું છું. બાકી પૂરો વિચાર કરી ખાદી પહેરનાર તે છોડે એમ હું માનતો નથી.

તમારો વાર્તાનાયક ખાદી છોડે છે તેને તેવા સ્વરૂપમાં જોઇ કોઇ માગ જોવા તમે આ શું કર્યું એમ પૂછે છે. તેને તે હમોને કહે છે કે મારે ગણા પ્રતાપના વંશજ નથી થવું ! કોઇ માણસ કોઇ સારી વસ્તુ છોડતો હોય અને એને કોઇ પૂછે ત્યારે ગમે તેવો જવાબ દે એવા માણસને આપણે નાગો અથવા નફ્ફટ કહીએ છીએ. આ શબ્દ આકરો લાગે તેવો છે. તો પણ હું કહું છું કે તમારા વાર્તાનાયકનો જવાબ એ નફ્ફટ જવાબ છે.

પરિસ્થિતિ ઉપરથી ખોટો અર્થ તારવવાને બદલે તમારા વાર્તાનાયકને તમે જે ભાવનાથી પૂજ્ય બાપુજી, વિનોબાજી વગેરે ખાદી પહેરે છે તે તરફ જવાનો નિશ્ચય કરતો બતાવ્યો હોત તો તમારી વાર્તા એક સુંદર વાર્તા થાત. બાકી હું ચોક્કસ માનું છું કે આ વાર્તા તમે ન લખી હોત તો સારું હતું અને બીજી આવૃત્તિ વખતે તમે તેને જરૂર કાઢી નાખો એમ હું ઇચ્છું છું. પારસમણિ તો લોઢાનું સોનું કરે. મનુષ્ય જીવનને ઊતરતા દાજે ધક્કો મારી ઝપાટાબંધ ગબડાવી પાડે એવી વિચારસરણી પ્રેરનાર આ વાર્તા એ સંગ્રહમાં તો ન જ શોભે. કલાકારોએ કલાનો આ રીતે ઉપયોગ ન જ કરવો જોઇએ.

લિ. સોમાભાઇ કિશાભાઇ પટેલના જય હિંદ



સ્નેહી ભાઇશ્રી સોમાભાઇ,

તમારો પત્ર વાંચ્યો. ખાદીભક્ત તમારા હૈયાને દુઃખ થયું તે બદલ દિલગીર છું. વાર્તાકાર તરીકે મને કૃતિનાં વખાણ સાંભળવાના ઘણા મોકા મળ્યા છે, તેમ વાચકોને દુઃખ થવાથી કડવી ટીકા સાંભળવાનો પ્રસંગો પણ અવારનવાર સાંપડ્યા છે.

'લખ્યાલેખ' નવલકથાની ચંપાનું મેં પુનર્લગ્ન ન કરાવ્યું તેથી દુઃખ થઇ, સીમલાથી શ્રી ઇશ્વરલાલ દેસાઇએ સ્વ. નરસિંહકાકાને તે વખતે પત્ર લખેલો કે, આ માણસ, સગ્ગ્વનીય દ્રના જમાનાનો, એક વિધવાનું વાર્તામાં પુનર્લગ્ન નથી કરાવી શકતો તેને 'પાટીદાર' સોંપીને તમે શું સુધારો કરાવવાની આશા રાખો છો!

મોમ્બાસાથી શ્રી રણછોડભાઇ દેસાઇએ પણ વિરોધ કરતો પત્ર મને

લખ્યો હતો કે, ભલા માણસ, તમારી હિંમત પુનર્લગ્ન કરાવવાની ન ચાલી તો ભલે, પણ ચંપા જાતે હિંમત કરી પુનર્લગ્ન કરવા ઘર છોડીને ચાલી ગઈ, તો તમે શું કામ આડા આવ્યા? એ જાને પરણવા તૈયાર થઈ તો એનું લગ્ન થવા દીધું હોત તો તમારું શું બગડી જતુ હતુ?

પ્રભુએ એ પછી એવો સંકેત આણ્યો કે દેસાઈ કુટુંબની, એ જ રણછોડભાઈની દીકરી, જયાબહેન પુનર્લગ્ન કરવા તૈયાર થયાં અને બને ટીકા કરનાર દેસાઈઓને ખાત્રી થઇ કે આ માણસ પુનર્લગ્ન કરવા કોઇ તૈયાર થાય તો વચ્ચે આડો આવે એવો નથી! ઊલટ મને તેટલું પોતે કરી છૂટે એવો છે!

આવીજ એક કડવી ટીકા હાલ 'પ્રજાબંધુ'મા ચાલતી મારી નવલકથા 'મારી હૈયાસગડી' અંગે ઊભી થઇ છે. એક સ્ત્રી યુવાનીમાં, લગ્નજીવનથી દુઃખી, જાતીય આવેગો સામે કેવી રીતે લડે છે એ અંગે વાર્તામાં પ્રસંગો આલેખાયા છે. કોઇ કોઇ વાચકોને થયુ, કામવાસનાના ચિત્રો આલેખી લેખક સુરુચિનો ભંગ કરે છે. કોઇને થયુ, આવા પ્રસંગો કિશોરો વાંચે એ કેવું ખરાબ! ગયે મહિને હુ સૂરત ગયો હતો ત્યારે નર્મદ સાહિત્ય સભાએ મારો વાર્તાલાપ રાખ્યો હતો. એ સમયે એક ભાઇએ આ વિરોધ રજૂ કર્યો હતો. ઉપરાંત એ અંગેના બે-ત્રણ પત્રો 'પ્રજાબંધુના' તંત્રીને મળતાં એમણે પોતે વાર્તામાં આવેલા પ્રસંગોને અશિષ્ટ ન કહેવાય એમ ખુલાસો કર્યો હતો. એ ખુલાસા પછી એવા પત્ર પણ આવ્યા કે, એવો ખુલાસો કરવાની જરૂર ન હતી અમને એ પ્રસંગો અશિષ્ટ લાગ્યા જ નથી?

'જનમટીપ'ના પહેલા પ્રકરણમાં ભીમા-ચંદાનું ખેતરમાં જે તોફાન વર્ણવ્યું છે, તે અંગે મને ઠપકો મળેલો કે આવું તોફાન તમે દોરો એ વાંચી કુંવારાં યુવક-યુવતીને તમે વાસનાનો તણખો મૂકી આપો છો કે નહિ!

'પંખીના મેળા'માં માધો આવેશમા આવી જઇ ઉર્જન ઠક્કરનું ખૂન કરી નાખે છે, તે અંગે એક સ્નેહીએ કહ્યું કે આમ નજીવા કારણસર માધા પાસે ખૂન કરાવ્યું તે કરતાં એને ખામોશ રાખતાં બતાવ્યું હોત તો એમાંથી બીજાને શિખામણ મળત. બાકી આમ ખૂન તો લોકો કરે છે, એને જ દોરવાથી ફાયદો શો?

આમ જુદા જુદા વિરોધ મારી વાર્તાઓ અંગે મને મળ્યા છે. પરંતુ તમારો વિરોધ એક ડગલું આગળ જાય છે — આ વાર્તા તમે ન લખી હોત તો સારું હતું! અને બીજી આવૃત્તિ વખતે તમે તેને જરૂર કાઢી નાખો એમ હુ ઇચ્છું છું.

જ્યારે આ વાર્તા પ્રથમ 'ઊર્મિ'માં છપાઈ ત્યારે વાચકોને એ ઘણી ગમી હતી. કારણકે એ વાર્તામાં કટાક્ષ છે. વાર્તાને અંતે તમે ઇચ્છો તેવો

અંત આવે તો જ કલાકારે કલાનો સદુપયોગ કર્યો કે એવું નથી દંભને ખુલ્લો પાડીને જે રીતે આમાં અંત આવ્યો છે તેવો કટાક્ષ કરીને પણ લેખકે કલાનો સદુપયોગ કર્યો છે એમ હું માનું છું

આપણા જૂનેની તકરારમાં તમે બાપુનો સુંદર સ્વીકારેલો માની તેનો ઉલ્લેખ કરું છું શ્રી કનૈયાલાલ મુનશીએ એમના 'બ્રહ્મચર્યાશ્રમ' પ્રહસનમાં બ્રહ્મચર્ય જેવા પવિત્ર આદર્શનો ઉપહાસ કર્યો છે એ વાંચીને દુઃખી થયેલા એક યુવક બાપુને ફરિયાદ કરી મહાત્માજી તે વખતે ('૩૨) યરવડા જેલમાં હતા એમણે મુનશીને એ અંગે પત્ર લખ્યો મુનશીને તો બધા ઓળખે છે 'પૃથ્વીવલ્લભ' એમણે લખ્યું ત્યારે લોકોએ એટલા સુધી ટીકા કરી હતી કે આ લખતાં પહેલાં મુનશીના હાથ કેમ બળી ન ગયા! પરંતુ મુનશીએ એ કૃતિ પોતાનું ઉત્તમ સર્જન છે માની કહ્યું કે ટીકાકારોને તો મારા હાથ બાળી મૂકવા હતા પરંતુ પૃથ્વીવલ્લભ લખીને ઊલટા મારા હાથ ઊજળા થયા છે! એટલે 'બ્રહ્મચર્યાશ્રમ' અંગે પણ એમણે ખોટું કર્યું છે તેમ એમને ન લાગ્યું મહાત્માજીને કલા વિષેના પોતાના વિચાર દર્શાવ્યા—વાસ્તવ સૌંદર્ય આનંદ આપવાનું જ કલાકારનું કાર્ય છે પરંતુ બાપુ પ્રત્યે ભક્તિ એટલે પોતે પુસ્તક વેચવાનું બંધ કરાવશે તેમ સાથે સાથે જણાવ્યું

પરંતુ બાપુએ લખ્યું કે, 'તમારું ફ્રાન્સ મને વખત મળશે તો પૂરું વાંચીશ, તમારી (કલાકારની) આંખે વાંચીશ ને લખવા જેવું હશે તો લખીશ તમે તેનું વેચાણ બંધ ન કરશો' આજે પણ એ પુસ્તક બજારમાં વેચાય છે અને બાપુએ બ્રહ્મચર્ય ઉપર કટાક્ષ હોવા છતાં એનું વેચાણ બંધ કરવા ન જણાવ્યું એટલે મારી તમને એ વિનંતિ છે કે તમે આ વાર્તા મારી દૃષ્ટિએ વાંચશો તો તમને એવું નહિ લાગે કે બીજી આવૃત્તિમાં આ વાર્તા મારે ન મૂકવી જોઈએ! એ જ

ઈશ્વર પેટલીકરના વંદન



## વિના-ઓછા-લવાજમ ફંડમાં મદદ

મોટીક (કેનિયા)માં રહેતા શ્રી નાગજીભાઈ ભાઈલાલભાઈ પટેલ તરફથી શિ ૧૦, તથા એક ગૃહસ્થ તરફથી શિ ૧૦, ડેમોલના ઔરંગાબાદ રહેતા શ્રી ડાહ્યાભાઈ એસ પટેલ તરફથી રૂ ૫, મણિનગરમાં રહેતા શ્રી કાન્તાબહેન મનોરભાઈ દેસાઈ તરફથી રૂ ૨, મળ્યા છે જે સાભાર સ્વીકારી તે ખાતે જમા કર્યા છે

# સિનેમાની અસર

## પિનાકિન પટેલ

સિનેમા વિષે આપણે ત્યાં એનો પ્રવેશ થયો ત્યારથી વિરોધ ચાલે છે. સનાતની ગણાતો વર્ગ એનું નામ સાંભળતાં શાન્તમ્ પાપમ્ કહી ઊભો રહેતો. પોતાનાં બાળકો સિનેમા ન જુએ તેની તકેદારી રાખતો હતો. છતાં સિનેમાની દુનિયા દિવસે દિવસે વધતી ચાલી. પિક્ચર ઉતરનારાઓએ પણ લોકોના બધા વર્ગને આકર્ષવા તરકીબો શરુ કરી. જે લોકોને હલકા ચેનચાળા પસંદ છે તેમને ખેંચવા એ સિનેમાને માટે સહેલું છે. પરંતુ બીજો જે વર્ગ રહ્યો તેને એણે ધાર્મિકને નામે, ઐતિહાસિકને નામે ખેંચ્યા. સાચી રીતે જે ફિલ્મો ધાર્મિક ઉતરી કે જે ઐતિહાસિક ઉતરી તેમાં મોટે ભાગે દૂધમાં પાણી ધગકારે તેમ ધર્મ–ઈતિહાસ જેવું થોડું હતું અને હલકા રંજન તરફ દૃષ્ટિ રાખવામાં આવી હતી. પરંતુ એ તરકીબથી જે લોકો સિનેમા જોતા ન હતા તેમને જોતા કરી શકાયા. નળ–દમયંતિ, રામ–રાવણ, સતી તોરલ, નરસિંહ મહેતાની હૂંડી, એવાં નામ પડતાં લોકોનાં ટોળેટોળાં ઊભરાતાં થયાં અને એ રીતે એ વર્ગને સિનેમાનું વ્યસન પાડવામાં આવ્યું.

આમ આજે આપણે ત્યાં સિનેમાનો પ્રવાહ વધતો જાય છે. એ રોકશે રોકાશે એમ કહેવાની કોઈ નજુમીની હિંમત પણ નથી. સિનેમા ધારે તો પ્રજાને સંસ્કાર આપી શકે, પણ ધારે તો ને? અને એ ધારવું પણ બહુ પરાણું છે. અમેરિકા જેવાં દેશમાં લોકો પાસે પૈસા જોઈએ તેટલા છે. મોટો વર્ગ સિનેમા જુએ છે. સારી ફિલ્મ ઉતરે તો એને જોનાર ન મળે એવું પણ નથી. છતાં ત્યાં કેવાં પિક્ચર ઉતરે છે તે અંગે તપાસ કરી યુનિવર્સિટીના પ્રોફેસરોએ જે હેવાલ બહાર પાડયો છે તે આંખ ઉઘાડી નાખનારો છે.

આપણે ત્યાં સિનેમા વિષે જે બૂમ પડે છે તે આંકડાની હકીકત વગરની છે. ફિલ્મો અશ્લીલતા આણે છે, પ્રજાની હીનવૃત્તિ પોષે છે, લોકો ગુનાવૃત્તિ તરફ વળે છે એમ કહેવાય છે. અને તે કારણે ઠેરઠેર સારાં પિક્ચર ઉતારો તેવી શિષ્ટ વર્ગ તરફથી માગણી થઈ રહી છે. અમેરિકા એવો દેશ છે કે તે દરેક બીનામાં વેપારીવૃત્તિનો હોઈ હિસાબ કાઢે છે. આંકડા ભેગા કરે છે. અને નફાનુકસાનનું સરવૈયું પ્રજા સમક્ષ મૂકે છે. સિનેમાનું સરવૈયું એણે નીચે પ્રમાણે મૂક્યું છે.

તપાસ કરનાર કમિટીએ ૧૫૦૦ ફિલ્મ લીધી હતી અને તેના વિષયવાર વિભાગ પાડી દીધાં હતા. એંસી ટકા ફિલ્મોમાં કામવાસના, અશ્લીલતા અને ગુનાવૃત્તિ મુખ્ય વિષયો હતા. તેમાંની ૧૫ ફિલ્મોની તપાસ કરી તો ૪૪૯ ગુનાઓ તેમાં આવતા હતા. ૪૫ ફિલ્મોમાં ખૂન, ધોળે'ધાડો અને ૨૧ છોકરાછોકરીની ભગાડી જવાના કિસ્સા!

સિનેમાનાં પાત્રો મોટે ભાગે પૈસાદાર અને એમનો ધંધો ચોરી, ઠગાઈ, વ્યભિચાર! બધા પાત્રો જુવાન, આધુનિક અને સિગારેટ–દારૂના વ્યસની! એ પાત્રોનું ધ્યેય કામવાસનાની તૃપ્તિ, ચેનબાજી, ગુનો છુપાવવો અને સામા પક્ષને છેતરવો!

તપાસ કમિટીએ આવા પિકચર જોનાર ઉપર શી અસર પડી તેની પણ તપાસ કરી છે. જુવાન સ્ત્રીપુરુષોની વૃત્તિઓ અને લાગણીઓ એ ચેનચાળાથી રંગાઇ જાય છે. કેટલાકે કબૂલ પણ કર્યું કે વિજાતિ ઉપર આંખ કેમ માંડવી, સિગારેટ સ્ટાઇલથી કેમ પકડવી, લટકો કેમ કરવો વગેરે હાવભાવની તાલીમ અમને સિનેમામાંથી મળી છે!

૧૮૦૦ તરુણ છોકરાછોકરીને એક પ્રશ્નોત્તરી આપવામાં આવી હતી. હાઇસ્કૂલમાં ભણતા સેંકડે ૩૦ જણે સ્વીકાર્યું હતું કે કામચેષ્ટા અને તેના અખતરા અમે સિનેમા જોઇને કરવા લાગ્યાં હતાં. સેંકડે ૪૦ ટકાએ તો પોતાની મનોવૃત્તિ છુપાવવા જવાબ જ ન આપ્યા. વીસ વર્ષની એક છોકરીએ કહ્યું—સિનેમા એ તો પ્રેમ શીખવાની શાળા છે!

૪૩ ટકા છોકરીઓએ કહ્યું કે અનાચારથી પૈસા કમાઇ સ્વચ્છંદે રહેવાની ઇચ્છા સિનેમાએ અમને શીખવી. ૩૯ ટકા છોકરીઓએ કહ્યું કે મોહવશ કરી છોકરાઓને ફસાવવાની કળાના પાઠ અમને સિનેમાએ શીખવ્યા. ૪૦ ટકા છોકરીઓએ કહ્યું કે પુરુષ સાથે કામચેષ્ટા કરવાની વૃત્તિ સિનેમા જોવાથી અમારામાં જાગી!

સિનેમા જોવા જુવાન છોકરીછોકરી એમનાં માબાપ સાથે ભાગ્યે જાય છે. ૧૨ વર્ષનાં છોકરાઓમાંથી ૩૨ ટકા એકલા જતાં હતાં. તે ઉંમરની છોકરીઓમાં બે ટકા જ એકલી જતી હતી. બીજીના ઘણે ભાગે પોતાનાં મિત્રો સાથે જતાં હતાં. આ જાતની સોબત, સિનેમાની એ વાતાવરણની પોપની દુનિયા અને અંધારામાં બેસી જોવાની એકાંત, આ બધું જુવાન માનસ ઉપર શી અસર ન કરે!

આ પ્રમાણે આપણે ત્યાં આવી જાતની તપાસ થાય તો ધાર્મિક, સામાજિક અને ઐતિહાસિક નામે જે ગોળા ગબડ્યા કરે છે તેનો પરપોટો

ફૂટી જાય અને તેનું નગ્ન રૂપ જણાઈ આવે. ખરી રીતે સિનેમા એક જાતનું વ્યસન થતું જાય છે. જે એની લતે ચડે છે તેને એ જોયા વગર ચેન પડતું નથી. સિગારેટના જેમ ચેઈનસ્મોકર હોય છે તેમ એક પિક્ચર ૧૫–૨૦ વખત જોનાર સિનેમાભક્ત પણ હોય છે.

સિનેમાને મારી હઠાવવાં જોઈએ એવો પણ એક સનાતની વર્ગ દેશમાં છે. પરંતુ એવું સનાતનીપણું રાખવું યોગ્ય નથી. પરંતુ સરકારે હલકી વૃત્તિઓને પોષે તેવી ફિલ્મો પાસ ન કરવી જોઈએ. અને સારી ફિલ્મોને પ્રોત્સાહન આપવું જોઈએ. ન્યુ થિયેટર્સના 'છોટાભાઈ' પિક્ચરને શિક્ષણ અને સંસ્કારની દૃષ્ટિએ પ્રજા ઘડતરનું માની મધ્ય પ્રાંત અને વરાડની સરકારે કરમુક્તિ આપી છે તે એ દિશામાં યોગ્ય પગલું છે. વર્તમાનપત્રોએ પણ સારાં પિક્ચરને પોતાની ચર્ચામાં યોગ્ય સ્થાન આપી ઉત્તેજન આપવું જોઈએ. સિનેમાની દુનિયા ઉપર જાગ્રત વર્ગ ધ્યાન આપી એને સુધારવાનું આક્રમણ નહિ કરે તો એથી જનતાને નુકસાન થવાનું છે.

---

## વલ્લભ સેવાશ્રમને મળેલું દાન

કંપાલાથી એક ભાઈએ રૂા. ૧૦૦નો ચેક મોકલી આપ્યો છે. ફેરીચોથી નીચે પ્રમાણેની રકમ મળી છે. મલાતજના શ્રી. મોતીભાઈ એમ. પટેલ શિ. ૧૫૧, નરસંડાના શ્રી. અંબાલાલ આર. પટેલ શિ. ૫૧, ધર્મજના શ્રી. સોમાભાઈ પી. પટેલ શિ. ૫૧, બાંધણીના શ્રી. વલ્લભભાઈ લક્ષ્મીદાસ પટેલ શિ. ૫૧–૨૫, પલાણાના શ્રી. મણિભાઈ કે. પટેલ શિ. ૫૧, ગાડાના શ્રી. છગનભાઈ બી. પટેલ શિ. ૨૫–૨૫, રણોલી (ધર્મજ)ના શ્રી. ચિમનભાઈ સી. પટેલ શિ. ૨૫–૨૫, સૌરાષ્ટ્રના શ્રી. રતિલાલ બી. સોઢા શિ. ૨૫–૨૫, પીપળાવના શ્રી. પુરુષોત્તમ બાવાજી પટેલ શિ. ૨૫–૨૫, પંજાબના શ્રી. મોહનસીંગ ચડા શિ. ૨૫, ભીમરેડના શ્રી. રામજીભાઈ ડી. પટેલ શિ. ૨૫, ભાદરણના શ્રી. મણીલક્ષ્મી પુનમભાઈ પટેલ શિ. ૨૫, ધર્મજના શ્રી. ચતુરભાઈ બાવાજી પટેલ શિ. ૨૦. પલાણાના શ્રી. છોટાભાઈ એ. પટેલ શિ. ૧૫–૨૫, બાંધણીના શ્રી. ડાહ્યાભાઈ લક્ષ્મીદાસ પટેલ શિ. ૧૧–૨૫, કરમસદના શ્રી. ભાઈલાલભાઈ ઘેલાભાઈ પટેલ શિ. ૧૧–૨૫, સૂરત જિલ્લાના શ્રી. પી. પરભુદાસ પટેલ શિ. ૧૧–૨૫, કરમસદના શ્રી. ચતુરભાઈ રાઘવજી પટેલ શિ. ૧૧, કરમસદના શ્રી. નગીનભાઈ છોટાભાઈ પટેલ શિ. ૧૧–૨૫, કરમસદના શ્રી. છોટાભાઈ ભુલાભાઈ પટેલ શિ. ૧૧ અને ભાદરણના શ્રી. પુરુષોત્તમભાઈ લાલભાઈ પટેલ શિ. ૧૦. સર્વનો આભાર.

# ગ્રંથસ્વીકાર

**અનાસક્તિયોગ :** લેખક—મોહનદાસ કરમચંદ ગાંધી, પ્રકાશક—નવજીવન પ્રકાશન મંદિર, અમદાવાદ, સુધારેલી બીજી આવૃત્તિ, આઠ આના.

આ પુસ્તકની બધી થઈને ૭૬૦૦૦ પ્રતો પ્રસિદ્ધ થઇ છે. મહાત્માજીએ એની પ્રસ્તાવનામાં કહ્યું છે, 'આ અનુવાદની પાછળ આડત્રીસ વર્ષના આચારના પ્રયત્નનો દાવો છે. આ કારણે હું એમ ઇચ્છું છું કે પ્રત્યેક ગુજરાતી ભાઇબહેન, જેમને ધર્મને આચારમાં મૂકવાની ઇચ્છા છે, તેઓ એ વાંચે, વિચારે અને તેમાંથી શક્તિ મેળવે.'

**પ્રાચીન સાહિત્ય :** લેખક—રવીન્દ્રનાથ ઠાકુર, અનુ.—મહાદેવ દેસાઇ—નરહરિ પરીખ, પ્રકાશક—ગૂજરાત વિદ્યાપીઠ, અમદાવાદ, ત્રીજી આવૃત્તિ, એક રૂપિયો.

પ્રાચીન સાહિત્યનાં રામાયણ, મેઘદૂત, કુમારસંભવ, શકુન્તલા, કાદમ્બરી, ધમ્મપદમના સર્જકોનુ હૃદ્ગત પ્રગટ કરવા આધુનિક યુગના સમર્થ સર્જક ગુરુદેવ યોગ્ય અધિકારી હોઈ આ નિબંધો એક ઉત્તમ સર્જન બન્યું છે.

**ઘરમાખી :** લેખક—બંસીધર હીરાલાલ ગાંધી, પ્રકાશક ઉપર પ્રમાણે, સાત આના

મચ્છર પછી આપણા આરોગ્યના બીજા મોટા શત્રુ માખી અંગે પ્રાથમિક કેળવણીમાં અને પ્રૌઢશિક્ષણમાં ઉપયોગી થઇ પડે એ દૃષ્ટિ રાખી આ પુસ્તિકા તૈયાર કરેલી છે.

**સતી ને સાહ્યબો :** લેખક—જુગા પંડ્યા, પ્રાપ્તિસ્થાન—ગુર્જર ગ્રંથરત્ન કાર્યાલય, અમદાવાદ, રૂ. ૨ા.

લડાઈથી સર્જાયેલી આજની શહેરની વિષમ પરિસ્થિતિને કટાક્ષનો વિષય બનાવી લેખકે રચેલાં કટાક્ષગીતોનો આ સંગ્રહ છે. જે કરુણ જીવન લોકો જીવે છે તે વાચતાં એજ જીવન જીવનારને આ ગીતો હાસ્ય પ્રેરશે, એ આ કટાક્ષગીતોની જીત છે.

**બાલમિત્ર ગિજુભાઈ :** લેખક—સોમાભાઇ ભાવસાર, પ્રકાશક—ચરોતર એજ્યુકેશન સોસાયટી, આણંદ, ચાર આના.

શ્રી. સોમાભાઈએ સ્વ. ગિજુભાઈનું ચરિત્ર એક બાળવાર્તા હોય તેવી રસાળ બાળભોગ્ય શૈલીમાં લખ્યુ છે કે ગિજુભાઇની બાળવાર્તાઓની જેમ બાળકો તે હોંસે હોંસે વાચશે.

# પ્ર*સં*ગ*ક*થા

## પોર્ટુગીઝનાં હિંદી સંસ્થાનો ઝાઝું જીવો!

અંગ્રેજો હિંદમાંથી ચાલ્યા ગયા પછી ફ્રેન્ચ અને પોર્ટુગીઝ સંસ્થાનોએ તરત વિદાય લેવી જોઈતી હતી, છતાં એ હજુ પણ હટ્યાં નથી. ચંદ્રનગરનો કબજો સોંપી ફ્રેન્ચ સત્તાએ વિદાય થવાની દાનત બતાવી છે. પરંતુ પોર્ટુગીઝ સત્તા અખાડા કરે છે. હિંદ પરદેશીનો પગદંડો નભાવી લેવા નથી માગતું એ ખરું, પણ કે અમુકનો વિસામો છે એવી હકીકત હમણાં નવી જાણી! આજે છે તેટલાં પરદેશી સંસ્થાનો હિંદમાં રહે તેવી પણ થોડા માનવીઓ પ્રાર્થના કરતા હોય તો નવાઇ પામવા જેવું નથી. સત્યાગ્રહની ચળવળ વખતે ખેડા જિલ્લામાં ગાયકવાડનાં ગામોની ફૂલગૂંથણી હતી તેથી સત્યાગ્રહીઓને જે લાભ મળ્યો હતો, તેવો લાભ આજે હિંદના સામાજિક કાયદા સામે દુરાગ્રહ કરવો હોય તો પરદેશી સંસ્થાનો હોય તો મળે તેવો છે. એવો લાભ હમણાં થોડા વખત ઉપર ત્રણ યુવકોએ એક પત્ની હોવા છતાં ફરી લગ્ન કરવા માટે તે સ્થળ પસંદ કરીને લીધો! અને એ રીતે એ લોકોએ એ ધરતી ઉપર લગ્નફેરા ફરતાં એવી પણ પ્રાર્થના કરી હોય, પોર્ટુગીઝનાં હિંદી સંસ્થાનો ઝાઝું જીવો, તો નવાઇ નહિ!

## એ ત્રણ લગ્નનાં વરઘોડિયાં

આમ એક પત્ની ઉપર ફરી પરણવા તૈયાર થનાર ત્રણે બહેનો ભાદરણની છે અને ઉંમરમાં ૧૮ વર્ષની સરખી છે. શ્રી જશુબહેન કરમસદના મુંબઈ રહેતા શ્રી નટુભાઈ પટેલને પરણ્યાં. શ્રી પ્રભાવતીબહેન વસોના મુંબઇ રહેતા શ્રી નવીનચંદ્ર દેસાઇને પરણ્યાં. આ બંને લગ્ન દમણની ધરતી ઉપર થયેલાં. આ બંને મૂરતિયા પહેલાં ધર્મજ પરણેલા. આ બંને બહેનો જાતે મા-બાપ વગર એકલાં દમણ ગયેલાં. અને એક બહેનને આમ મુસાફરીએ જતાં જોઈ એક બહેનપણીએ પૂછેલું કે ક્યાં જાઓ છો? ત્યારે જવાબ મળેલો કે વડોદરા અમસ્તી ફરવા જાઉં છું! ત્રીજાં બહેન શ્રી શારદાબહેન સોજીત્રાના એક ભાઈ સાથે પરણ્યાં છે. અને એ ભાઇ પહેલાં ભાદરણમાં પરણેલા છે. એમણે પણ પોર્ટુગીઝ સંસ્થાનની ધરતીનો આશરો લેઇને લગ્ન કર્યું છે.

## આમાંના એક લગ્નનો ઇતિહાસ

શ્રી. પ્રભાવતીબહેન વસોના શ્રી. નવીનચંદ્ર દેસાઇને પરણ્યાં, તે ભાઈ લગભગ ચાલીસ વર્ષની ઉંમરના છે. એલએલ. બી. છે. અને તે આ અગાઉ

પત્નીએ લગ્નસંબંધ ચાલુ ન રાખવો હોય તો એમાંથી છૂટા થઈ નવો લગ્નસંબંધ બાંધવો એમાં ન્યાય છે. છતાં આવો ન્યાયનો સરળ અને સહેલો રસ્તો શ્રી. નવીનચંદ્રે ન લેતાં દમણની ધરતી ઉપર જઈ કાયદાની છટકબારી શોધી એ ખોટું કર્યું છે.

બીજા લગ્નનો ઇતિહાસ

શ્રી નટુભાઈ પણ ચાર વર્ષ ઉપર ધર્મજ પરણ્યા હતા. એ વખતે તે ૨૪ વર્ષના હતા. એ બહેન રંગે શ્યામ જેવાં એટલે એમને પસંદ ન હતાં. એમણે પરણવાની અનિચ્છા બતાવેલી. પરંતુ વડીલો આગળ ન ચાલ્યું. વડીલોને લેવડદેવડમાં લાલચ હશે એટલે કદાચ પરણનારની અનિચ્છાનો વિચાર નહિ કર્યો હોય. લગ્ન પછીનાં આ વર્ષોમાં એ આશા વડીલોની ફળી હતી એમ પણ સાંભળ્યું છે. એ બહેન પોતે પણ સમજુ–સુશીલ છે. છતાં પ્રથમની અનિચ્છા ઇચ્છામાં ન પરિણમી અને છેવટે શ્રી નટુભાઈએ દમણ જઈને લગ્ન કર્યું. શ્રી નટુભાઈ હાલ ૨૭–૨૮ વર્ષની ઉંમરના છે. શ્રી લલિતાબહેનને મેં પૂછ્યું હતું કે, તમે લગ્ન વખતે કેમ વિરોધ નહિ કરેલો? ત્યારે એમણે મને જવાબ આપેલો કે સોળ વર્ષની ઉંમરની છોકરી જે જાતનો વિરોધ કરી શકે તેટલો મેં તે વખતે વિરોધ કર્યો હતો. એથી વિશેષ એ ઉંમરે તમે મારી પાસે આશા પણ શી રાખો? શ્રી નટુભાઈ આ જાતનો જવાબ આપી શકે તેમ નથી. કારણ કે તે એ વખતે ચોવીસ વર્ષના હતા. એ ઉંમરે એટલી આશા રાખવાનો હક છે. કારણ કે એમણે જો વડીલોને મક્કમ ઇન્કાર કર્યો હોત તો એ લગ્ન ન થઈ શક્યું હોત. પરંતુ શ્રી નટુભાઈ એમ કહે કે, શું એક વખત નિર્બળતાને લીધે ભૂલ થઈ, માટે એ સુધારવી નહિ? એનો જવાબ એ છે કે તમે એવી ભૂલ સુધારો છો કે જેમાં એ ભૂલ બીજાનો ભોગ લે છે. તમે ન પરણ્યા હોત તો એ બહેન બીજે પરણી શક્યાં હોત. આજે એ પણ શ્રી લલિતાબહેનની જેમ ૨૦ વર્ષની ઉંમરનાં છે. પરંતુ એમની પેઠે ભણવા બેસે તેવા વાતાવરણમાં નથી. બીજી પણ મર્યાદાઓ હશે. એટલે એ નવેસરથી જીવન શરૂ નહિ કરી શકે અને એક લટકતાં બની રહેશે. એ રીતે તમારું પગલું બિનજવાબદારી ભર્યું હોઈ ખોટું છે.

દુઃખદાયક સ્થિતિ

આવાં મોટા ભાગનાં લગ્નમાં શ્રી. લલિતાબહેનની જેમ દરેક છોકરી ફરીથી નવું જીવન શરૂ કરે તેવી સ્થિતિ નથી હોતી. એમાં અનેક કારણો છે.

છોકરી ઇચ્છે તો પણ એને નવું જીવન જીવવાની તક માબાપ ન આપે છોકરી એટલી દુઃખી થઈ ગઈ હોય કે એનામાં નવેસરથી જીવન શરુ કરવાની ઉર્મિ ન રહી હોય એનામાં આ જાતના સંસ્કાર ન હોય એટલે પણ એ પગલું ન ભરી શકે બાળકો હોય તો એ ભાગ્યે બને એને એવી કેળવણી ન મળી હોય તો પણ એની ઇચ્છા હોય છતાં પાછો ફફડાવી ન શકે આજે મોટા ભાગે શ્રી લલિતાબહેનના જેવી સ્થિતિ છતાં બીજા પ્રકારની સ્થિતિ વિશેષ છે અને તેથી એક પત્નીની હયાતિમાં પુરુષ બીજું લગ્ન કરે છે ત્યારે આપણને દુઃખ થાય તે દુઃખ થવાનું કારણ પ્રથમ પત્નીની દુઃખદાયક સ્થિતિ થઈ તે અને તે વખતે આપણને સહજ થાય છે કે એક બહેનની દુઃખી સ્થિતિ ફરી પરણવાનો વિચાર બીજી બહેનને આવતો હશે કેમ? સ્વજાતિની એને એટલી પણ દયા આવતી નહિ હોય? એક સમય એવો હતો કે માબાપની ઇચ્છાને લીધે છોકરીને ઇચ્છા ન હોય છતાં પરણવું પડતું હતું આજે તો છોકરીઓ જાતે પરણે છે આ બધો કિસ્સાની બહેનો અઢાર વર્ષની છે માબાપની ગોઠવણથી પરણી છતાં એમની પણ અમુક ટકા ઇચ્છા ખરી, બાકી બે બહેનો જાતે માબાપ વગર એકલી જઈને પરણી આવે? તો આપણને થશે કે આવી મોટી ઉંમરની થયેલી બહેનો પણ પોતાની બીજી બહેનના હક ઉપર તરાપ મારે એ દુઃખદાયક સ્થિતિ કહેવાય

**છતાં બીજી રીતે એ સ્વાભાવિક છે**

કુદરતી રીતે, ન્યાયની રીતે ભાવનાની રીતે આપણે આ સ્થિતિ વિચારીએ ત્યાં સુધી આ બરાબર છે પરંતુ સમાજની માણસોના આજના વર્તન પ્રમાણે આ પગલાને જોઈએ તો તે સ્વાભાવિક લાગશે સ્ત્રી સ્ત્રીના હક ઉપર તરાપ મારે છે, અને તેમાંય જ્યારે ભણેલી સ્ત્રીએ એવું પગલું ભર્યું છે ત્યારે સમાજને નવાઈ-અચરજ ઉપજાવે છે પરંતુ લગ્નના ક્ષેત્રથી બહાર નજર ફેરવીએ તો પોતાના સ્વાર્થ માટે માનવ બીજા માનવના હક ઉપર તરાપ મારતો પ્રત્યેક પળે દેખાય છે અને તેમાંય જે વધારે બુદ્ધિશાળી, વધારે ભણેલા તે વધારે બીજાના હક ડુબાવે છે તે વખતે કેટલા માણસોને એવો વિચાર આવે છે કે હું એક મનુષ્ય થઈને બીજા માણસના હક ઉપર તરાપ મારી સ્વજાતિશત્રુ કેમ બની રહ્યો છું? જીવન એ સંગ્રામ હોય તેમ એમાં સબળ નિર્બળના હક ઝૂંટવી લે છે તે વખતે સ્વજાતિ, પરજાતિ સ્વદેશ પરદેશ એવા ભાન ભાગ્યે જ થતા હોય છે આ સ્થિતિ સારી છે

એમ કહેવાનો ભાવાર્થ નથી. પરંતુ જ્યાં સ્વાર્થ માટે બીજા ક્ષેત્રે માનવી ભાવનાનો વિચાર કર્યા વગર હક ઝૂંટવે છે, ત્યાં સ્ત્રી લગ્નક્ષેત્રે બીજી સ્ત્રીના હક ઉપર તરાપ મારતી હોય તો એ ખોટું હોવા છતાં સ્વાભાવિક છે.

## ત્રણે બહેનોએ કેમ તરાપ મારી?

આ રીતે પરણનાર ત્રણે બહેનોનો વિચાર કરીએ. એમાંની બે પિતા વિનાની છે. અને આર્થિક સ્થિતિ ત્રણેની આજનો લગ્નભાર ઊઠાવી શકે તેવી નથી. જ્યાં મર્દ મૂછાળાઓ, જેમની મૂછોએ લીંબુ ઠરે એમ રજપૂતી જમાનાનો પ્રયોગ કરવો હોય તો કરી શકાય, તેવા પુરુષોની કન્યાઓ પણ વરની અછત કે ઊભી કરેલી અછતને લીધે મોટી ઉંમરની કુંવારીઓ હોય ત્યાં વિધવા માતા આ કારમી અછતમાં મોંઘાભાવે વર શી રીતે ખરીદી શકે? 'એટલે આમ પહેર્યે લૂગડે દીકરી છાનીમાની પરણી જતી હોય ત્યાં એને બીજાના હકનો વિચાર શી રીતે આવે? અને એવી ખેંચાખેંચમાં સારો ખોટો વર કરવાની વૃત્તિ રાખ્યા વગર પરણવાના કોડ સેવતી કન્યા ચૂપચાપ મંગળફેરા ફરી લે તેમાં નવાઇ છે શું? એમને તો કોઇ રીતે નાતે માનેલી આબરૂમાં જીવવું છે એટલે આ પગલું ભરવામાં બીજો શું કામ વિચાર કરે?' હા, કમભાગ્યે એથી સમાજમાં આબરૂ જતી હોય તો એ પગલું ન ભરે. શોક્ય ઉપર પરણવું એમાં આબરૂભય છે નહિ અને આબરૂભય ન હોય ત્યાં કાયદાભયની પરવા આપણે કરીએ તેવા નથી, એ આપણો રોજનો અનુભવ છે. એથી જમણવાર ચાલે છે, કાળું બજાર ચાલે છે, લાંચરૂશ્વત ચાલે છે, ધાલમેલ ચાલે છે. આમ પોતાના સ્વાર્થ માટે ત્રણે બહેનોએ જે બીજી સ્ત્રીઓના હક ઉપર તરાપ મારી તે સ્વાભાવિક હકીકત છે.

## તો હવે કરવું શું?

કરવાનું તો એ જ કે માબાપોએ યુવકયુવતીની ઇચ્છા વિરુદ્ધ લગ્ન કરવાની જે જૂની ટેવ પડી છે તે છોડી દેવી. એ છોડી દીધી હોત તો પ્રથમનાં બે લગ્નોનો આવો અંત ન આવત. ત્રીજા લગ્ન પાછળનું કારણ માલૂમ નથી એટલે એનો ઉલ્લેખ કરતા નથી. અને આ ટેવ છોકરાના માબાપ કરતાં છોકરીના માબાપે તરત છોડવા જેવી છે. કારણ કે એથી નુકસાન એને પક્ષે આવવાનું છે. શ્રી. નટુભાઇની ઇચ્છા નથી એમ શું એ વખતે કન્યા પરણાવનાર વડીલોને માલૂમ નહિ પડ્યું હોય? પણ એ તો બધું ચાલ્યું જશે એમ ભાવી જૂની ટેવ પ્રમાણે વડીલો આંખ આડા કાન કરી જે સંબંધો બાંધે છે એનું આ પરિણામ છે. વળી મરજીથી લગ્ન-

સંગઠન સાધ્યા પછી પણ કોઈ કોઈ કિસ્સામાં મનમેળ નહિ મળવાને કારણે આવા પ્રસંગ ઊભા થતાના પોર્ટુગીઝ સંસ્થાનો અદૃશ્ય થશે ત્યારે વળી કોઈ બીજો રસ્તો એ વૃત્તિ કાઢશે એટલે બહેનોએ પણ ફરીથી જીવન શરૂ કરવાની તૈયારી રાખવી પડશે જે બહેનો એવી ઊર્મિ અને હિંમત નહિ બતાવે તેમણે લક્તાનુ દુ:ખી જીવન ગાળવુ પડશે ગઇ સદી સુધી તો કુટુંબ જીવન સયુક્ત હતુ એટલે એ ભર્ત્રાભાર્યા વગમા એની સ્ત્રી સુખદુઃખે જીવન એમ જ કાઢતી હતી આજે હવે કુટુંબ વિભક્ત થઇ ગયુ છે ત્યા માબાપ જતા એવી બહેનો માટે સહારો ઓછો રહેશે ભાઇઓ પોતપોતાના ધધે જુદા રહી જીવતા હશે ત્યા એના આસુ લૂછનાર કોણ? એટલે આવી બહેનોએ કોઇ વ્યવસાય પસંદ કરી લેવો જોઇએ કે જેમા એ પોતાનો સમય ગાળી શકે

## સંસ્થા દ્વારા સમાજ સુધારો

અમદાવાદથી શ્રી રણછોડભાઇ દેસાઇ લખે છે, 'આપણો સમાજ અને તેની રૂઢિઓ એટલી બધી જડ છે કે બીજી પરિસ્થિતિનો જાણે એને સ્પર્શ થતો ન હોય તેમ સ્થિતિબદ્ધ લાગે છે મને ઘણા વખતથી લાગ્યા કરે છે કે તેને માટે આથી કંઇક વધુની જરૂર છે સમગ્ર ચરોતરમાંથી થોડાક પ્રતિષ્ઠિત માણસો (સામાજિક દૃષ્ટિએ નહિ પણ ચારિત્રની અને સેવાની દૃષ્ટિએ) એકઠા મળી કોઈ એ સંસ્થા દ્વારા કે પ્રચારથી સામાજિક ક્રાંતિનુ આંદોલન જગાવે એ જરૂરનુ છે ઘણા યુવકો સધળ નથી એટલે પાછા પડે છે કોઇ વખત મિત્રોનુ સગઠન હોય છે પણ તેમા તેને સમાજ વિરોધ આગળ વિશ્વાસ બેસતો નથી જો કે રગા ગામોમા યુવક મડળો હોય છે પણ તે તો આવી પ્રવૃત્તિથી જાણે પર હોય તેમ લાગે છે કદાચ માથુ મારે તો સમાજ આગળ ડાહ્યાવાદ ની લાચારી અનુભવ છે કોઇક જગાએ કેટલા થોડા વખતથી કઇક સુધારા થતા માલૂમ પડ્યા છે પણ તે ધ્યાનમા લેતા તો એટલુ જ માલૂમ પડ્યુ છે કે તેની કઇ અસર સમાજ ઉપર થયેલી નથી આવા સુધારા જાણે અપવાદરૂપ ગણી કાઢ્યા હોય તેમ લાગે છે તે વિશે આપનો શો અભિપ્રાય છે તે જણાવશો'

## ક્રિસ્ટોફર સંસ્થા

મારો પોતાનો અભિપ્રાય એવો છે કે રૂઢિઓ જડ હોવા છતા બદલાય છે આપણા સમાજના વિચાર કરતાં પણ તેમા ઘણો ફેરફાર થઇ ગયો છે છતા લગ્નક્ષેત્રે રૂઢિ બદલાઇ નથી એટલે આપણને તે સાલે છે ખરી રીતે

આજે જ્યારે આપણે રૂઢિઓની વાત કરીએ છીએ ત્યારે મુખ્ય તો લગ્નક્ષેત્રની જ છે; અને લગ્ન એ પ્રસંગ પણ માણસના જીવનમાં ઘણો અગત્યનો છે એટલે એની રૂઢિ એટલીજ જડ હોય તે આપણે સમજવું જોઇએ. અને એ બદલાતાં વખત પણ લાગે એ સ્વાભાવિક છે. મને પોતાને તો ગળા સુધી શ્રદ્ધા છે કે લગ્નક્ષેત્રની આજની રૂઢિ રહેવાની નથી. પરંતુ આપણને બધાંને એ ઝટ બદલાતી નથી એનો વાંધો છે. આ અગાઉના મારા એક લેખમાં મેં એનો ઉલ્લેખ કરેલો છે. સમાજ એ બ્રહ્મા જેવો છે. એનો દિનરાત એટલે મનુષ્યજીવનમાં સેંકડો વર્ષો. એટલે માણસના અલ્પ જીવનનાં ૨૫–૫૦ વર્ષ એ સમાજ માટે મોટો સમય નથી. એટલા ગાળામાં સમાજની રૂઢિ ન બદલાય એટલે કદી નહિ બદલાય એમ ન માનવું જોઇએ. વળી આપણા વખતમાંજ બદલાઇ જાય તેવી અધીરાઇ પણ કામ ન આવે. હવે એ રૂઢિને તોડવા માટે ગઇ કાલના જેવી કોઇ સંસ્થા સ્થાપીએ તો એ કામ બની શકશે એમ હું માનતો નથી. કારણ કે, આજે ભલે આપણે રૂઢિ પ્રમાણે લગ્ન કરતા હોઇએ પરંતુ એ વ્યક્તિગત સવાલનું રૂપ દિવસે દિવસે લે છે. એનો દાખલો, આ ત્રણ બહેનોનો પ્રસંગ પૂરે છે. આવાં લગ્ન પહેલાં થયાં હોય તો આખા ગામમાં ચર્ચાનો વિષય બને. આજે આ લગ્ન અંગે ભાદરણના માણસોને પૂછપરછ કરતાં જવાબ આપે છે કે, અમને ખબર નથી! આ લખાણ વાંચીને પણ એ સમાચાર ભાદરણમાં અમુક જાણશે એ પણ બનશે! એટલે જો મંડળ સ્થાપવું જ હોય તો અષાડના અંકમાં 'સમાજ કોણ સુધારી શકે!' એ લેખમાં અમેરિકાના ક્રિસ્ટોફર સમાજનો ઉલ્લેખ છે તેવી કોઇ સંસ્થા સ્થાપવી જોઇએ. એ સંસ્થાના સભ્યોનું કર્તવ્ય સેવા કરી છૂટવાનું છે. બીજા સેવા કરે છે કે નહિ તે જોવાનું, કે ન કરતા હોય તેમને કરાવવાનું નથી. એજ રીતે સમાજસુધારા માટે સ્થપાયેલા આવા સમાજના દરેક સભ્યની ફરજ સમાજસુધારાની તક મળે ત્યારે આચરી બતાવવાની હોય, બીજા આચરે તેવી ફરજ બજાવવાની ન હોય. અને એવા ચારિત્ર્યવાન માણસોની અસર આપોઆપ સમાજ ઉપર થશે. આવા વ્યક્તિગત દાખલાની અસર સમાજ ઉપર થાય છે એમ હું માનું છું. આજે ૭ ગામના પાંચ છ યુવકો વિધવા બહેનોને પરણવા તૈયાર થયા છે એ દાખલો મારી દૃષ્ટિ સન્મુખ છે. બાકી બીજો મંડળ ધાર્યું કરી શકશે એમ હું માનતો નથી. આ ગાળી વિચારસરણી કોઇ મંડળ જોડી પાડશે તો મને આનંદ થશે.

# સ * મા * ચા * ર

★ નારના શ્રી ઈશ્વરભાઈ ઝવેરભાઈ પટેલે જાનવરના દવાખાના માટે રૂા ૫૬ હજાર વડોદરા ખેતીવાડી ખાતાને આપ્યા છે અભિનંદન

★ આમલાલી ॥ ડૉ દિનુભાઈ શિવાભાઈ પટેલ એલ સી પી એસ વધુ અભ્યાસ અર્થે આયર્લેન્ડ ઉપડી ગયા છે એમને સફળતા ઇચ્છતા મેળાવડા અમદાવાદ–મુંબઈમા થયા હતા અને પોતે પરદેશથી પાછા આવ્યા પછી પણ ગામડાની સેવા કરશે તેમ શ્રી દિનુભાઈએ ઇચ્છા વ્યક્ત કરી હતી અભિનંદન

★ કરમસદ ॥ શ્રી ઇન્દ્રપ્રસાદ ગોરધનભાઈ પટેલ ઇંગ્લેન્ડ જઈ એમ એ પી એચડી (કેન્ટાબ)ની ડિગ્રી માનભરી રીતે મેળવીને આવતાં એમને વડોદરા કોલેજમા પ્રોફેસર નિમાતા અભિનંદન આપવાનો મેળાવડો વડોદરાના સમસ્ત પાટીદાર કેળવણી મંડળ તરફથી તા ૨૮–૮–'૪૭ના રોજ રાખવામા આવ્યો હતો અભિનંદન

★ સ્વ મોતીભાઈ ન અમીન સ્મારકમાળામા દર સાલ એમની પુણ્યતિથિ (તા ૧લી ફેબ્રુઆરી)એ વાર્તા સિવાયનો કોઈ ઉપયોગી ગ્રંથ પ્રગટ કરવાની યોજના છે એવા કોઈ ગ્રંથનુ લખાણ જેમની પાસે તૈયાર હોય તેમણે મંત્રી ગુજરાત પુસ્તકાલય મંડળ C/o સેન્ટ્રલ લાયબ્રેરી વડોદરાને શિરનામે પત્રવ્યવહાર કરવો ગ્રંથના છાપેલા પૃષ્ઠ દીઠ આઠ આનાથી એક રૂપિયા સુધી પુરસ્કાર આપવાની યોજના છે

★ નડિયાદના કંપાલામા વકીલાત કરતા બેરિસ્ટર શ્રી હરિભાઈ વાલજીભાઈ પટેલને ત્યાની સરકારે ઈમીગ્રેશનની કેટલી ટ્રીબ્યુનલમા જજ તરીકે નીમ્યા છે આવી ઊંચી પદવી મેળવનાર એ પહેલા પાટીદાર છે અભિનંદન

★ શ્રી હરિભાઈના ભત્રીજા શ્રી ચંદુભાઈ એલએલ બીની પરીક્ષામા ફર્સ્ટ ક્લાસ ફર્સ્ટ પાસ થયા છે અને હાલ કંપાલા ગયા છે હવે બેરિસ્ટર થવા વિલાયત જવાના છે અભિનંદન

★ વડોદરા રાજ્યની સ્કોલરશીપ લઈને ભુરાકુઈના શ્રી નરસિંહભાઈ મથુરભાઈ પટેલ મેન્ચેસ્ટર ગયેલા તે બી એસસી (ઓનર્સ) ટેક એમ એસસી ટેક, ગ્રેડ એમ આઈ ઈ ઈ એ એમ સી ટી ઇલેક્ટ્રિકલ એન્જિનિયરનો અભ્યાસ કરી દેશ આવી પહોંચ્યા છે અભિનંદન